ગુજરાત યુનિવર્સિટિની એમ. એડ્.ની ઉપાધિ માટે રજૂ કરવામાં આવેલ

શોધ નિબંધ

# ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન

ભારતલાલ પ્રેમશંકર પાઠક

એમ.એ., એમ.એડ્.



**આર. આર. શેઠની કંપની**

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ
કેશવબાગ
મુંબઈ ૪૦૦ ૦૦૨
ટેલિ. : (૦૨૨) ૨૦૧૩૪૪૧

ફુવારા સામે, ગાંધી રોડ
અમદાવાદ ૩૮૦ ૦૦૧
ટેલિ. : (૦૭૯) ૫૩૫૬૫૭૩
ફેક્સ : (૦૭૯) ૫૩૨૧૭૩૨

Web : www.rrsheth.com
E-mail : sales@rrsheth.com

# આવકાર

### મનુભાઈ પંચોળી 'દર્શક'

સ્વર્ગસ્થ ગિજુભાઈનાં જીવનકાર્ય વિષેના શ્રી ભારતભાઈ પાઠકના આ બૃહદ્ નિબંધને હું આવકારું છું. ગિજુભાઈએ પોતાના લાંબા ન ગણી શકાય તેવા જીવનકાળમાં ગુજરાતની કેળવણીમાં જે શકવર્તી કાર્ય કર્યું તે વિષે સતત લેખન-ચિંતન થયા કરે તે આવશ્યક છે.

કારણ ગિજુભાઈ એક વ્યવહારુ સ્વપ્નદ્રષ્ટા હતા. બાળકોની કેળવણીને તેમણે બાળકોની અને તે ફક્ત કેળવણી જ એવા રૂઢ અર્થમાં લીધી નથી. તેમણે આ બાલશિક્ષણને નવી સમાજરચનાના માધ્યમ તરીકે જોવાનું ગુજરાતના શિક્ષકોને શીખવ્યું હતું.

તેવી જ રીતે મૉન્ટેસોરીના ચિંતન અને કાર્યક્રમને તેમણે અહીંની સાંસ્કૃતિક પરંપરા સાથે કેમ બંધ બેસાડ્યાં, તેમનાં બોધક સાધનો અને બાલમાનસશાસ્ત્ર પર કેવી અને ક્યાં ક્યાં કલમો બાંધી તે સતત બતાવ્યા કરવાની જરૂર છે.

કોઈથી ડરે નહિ, કોઈને ડરાવે નહિ, બધાની જોડે સહકારથી કામમાં રચ્યોપચ્યો રહે, તેવા નાગરિકનું જો સર્જન કરવું હોય, (અને તે સર્જન કર્યા વિના ન તો રામરાજ્ય શક્ય છે કે નથી લોકશાહી સમાજવાદ શક્ય) તો ગિજુભાઈએ બાલશિક્ષણનો જે નકશો દોરી આપ્યો છે તેનો અમલ કર્યે જ છૂટકો છે. અલબત્ત આપણા આયોજન

કરનારાઓને આ બાબતનું મહત્ત્વ હજું દેખાયું નથી. બંધો ને રસ્તા બાંધવાની ઘેલછામાં માણસ બાંધવાની વાત બાજુ પર મૂકી દીધી છે.

શિક્ષણનો વ્યાપ વધે છે પણ વ્યાપ કયા પ્રકારનો છે તેના પર કશું નક્કર કામ થતું નથી. શિક્ષણનો વ્યાપ માણસને ઘડતો નથી, ઊલટો તોડે છે. એથી અરાજકતા, હક્કોની માંગ, ફરજની અવગણના, સહકારનો અભાવ, સ્વચ્છંદીપણું તથા છીછરા વિચારોનું ચલણ વધે છે.

બાલમંદિરોનું શિક્ષણ કશા ભેદભાવ વિના માણસને માણસ સાથે, કુદરત, પશુપંખી સાથે જોડવાનું કેવી રીતે કરે છે તે ગિજુભાઈએ પ્રસંગોપાત અદ્દ્ભુત રીતે સમજાવ્યું છે. તેનું પઠનપાઠન અધ્યાપન મંદિરોમાં અમૃતવલ્લીની ગરજ સારે તેવું છે.

ભારતભાઈએ સરલ, સુવાચ્ય શૈલીમાં ગિજુભાઈનાં કાર્યનો મહિમા સમજાવવા કોશિશ કરી છે તે ધન્યવાદને પાત્ર છે.

ખરી રીતે કોઈકે ગિજુભાઈનાં મહત્ત્વનાં લખાણોની સસ્તી, સુવાચ્ય આવૃત્તિ બહાર પાડવી જોઈએ; તો ગુજરાતના શિક્ષણ જગત પર મોટો ઉપકાર થશે.

લોકભારતી-સણોસરા
૧૯-૬-૭૮

# નિવેદન

મારા પિતા ૧૯૨૦ની સાલથી શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાનાં કાર્યો અને વિચારથી આકર્ષાયેલા અને એથી શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનનું બધું જ સાહિત્ય અને બાલશિક્ષણ પદ્ધતિનાં શૈક્ષણિક સાધનો મારા પિતાએ અમારા ઘરમાં વસાવેલાં. મને યાદ આવે છે કે એ બાલસાહિત્ય અને કિશોરસાહિત્ય વાંચતાં વાંચતાં મને જે અપૂર્વ મજા પડેલી તેના બદલામાં શ્રી નાનાભાઈને અને ગિજુભાઈને તથા તેમના સાથીદારોને અંતરથી ખૂબ ખૂબ સ્નેહ અર્પણ કર્યો હતો. મને યાદ આવે છે કે "ટારઝન", "મહાભારતનાં પાત્રો", "બુધાકાકા" વગેરે પુસ્તકો તો મેં કેટલીયે વખત વાંચ્યાં હશે. એમની બાળવાર્તાઓ તો કેટલી બધી વાર આંખ નીચેથી પસાર થઈ હતી ! મારા પિતાએ અમને સૌ ભાંડુઓને ઉછેર્યાં તેમાં પણ ગિજુભાઈના અને સમગ્ર દક્ષિણામૂર્તિના વિચારોની અસર સારી એવી હતી.

પછી તો વર્ષો ગયાં. હું શિક્ષક બન્યો. કૉલેજમાંથી સ્નાતક થઈને તાજો આવેલો. કામમાં કંઈ સૂઝ પડે નહિ. મૂંઝવણ ઘણી થાય. એક દિવસ "દિવાસ્વપ્ન" હાથ ચડ્યું. અચાનક જ હાથમાં આવી પડેલું. પણ બે ચાર ફકરા વાંચ્યા ને પછી શા ભાર કે પુસ્તક હાથમાંથી છૂટે ! એક જ બેઠકે પૂરું થયું અને શિક્ષણના કામમાં કંઈક માર્ગ દેખાવા લાગ્યો. ભણાવવાની રીતમાં અને વિદ્યાર્થીઓ સાથેના વ્યવહારમાં એક નવો જ માર્ગ હાથ લાગ્યો.

અમારી સંસ્થાની બાજુમાં જ એક બાલમંદિર ચાલે. અવારનવાર સમય મળે ત્યારે જોવા માટે હું ત્યાં જતો. નાનાં નાનાં બાળકોને જરાય અવાજ કર્યા વિના ગણિતના શિક્ષણમાં કે નાનાં મોટાં બીજાં કામોમાં વ્યવસ્થિત રીતે કામ કરતાં જોઈને હું તો આભો જ બની જતો. ક્યાં અવાજ અને ઘોંઘાટમય એવી શાળા અને ક્યાં પોતાના આનંદથી મસ્ત બનીને કામ કરતાં આ બાળકો ! ગિજુભાઈ તરફની ભક્તિ આ ત્રીજે પગલે ઘણી વધી ગઈ.

બાલમંદિરમાં દર બુધવારે નાટકો થાય. વખત મળે તો હું કોઈ કોઈ વાર જોવા જતો. એ નાટકો જોઈને હું ખરેખર અચંબો જ પામ્યો હતો. એકાદ શિક્ષક અને બે-ચાર બાળકો મળી 'સાત પૂંછડિયો ઉંદર' કે 'રાજા સૂપડકન્નો' અથવા તો 'સસ્સાભાઈ સાંકળિયા' નાટક ભજવે અને બધાંય બાળકો આનંદસાગરમાં મગ્ન હોય !

બસ ! ગિજુભાઈ પ્રત્યેની ભક્તિથી મારું અંતર ઊભરાઈ ઊઠ્યું. પછી તો જેમ જેમ ગિજુભાઈના વિચારોને અને કાર્યોને સમજતો ગયો તેમ તેમ તેમના પ્રત્યેની ભક્તિ નિરંતર વધતી ગઈ છે. શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાના જ એક ભાગ સમી શ્રી ઘરશાળા સંસ્થામાં મને વર્ષો સુધી કામ કરવાનું મળ્યું એટલે ગિજુભાઈના વિચારોને અને કાર્યોને નજીકથી નિહાળવાનો સુંદર લાભ મળ્યો.

આથી એમ. એડ્.ના શોધનિબંધ માટે પસંદગી કરવાની આવી ત્યારે મારું મન સ્વ. ગિજુભાઈ તરફ ઢળ્યું. મુ. પ્રિન્સિપાલ ડૉ. કે. જી. દેસાઈએ મારા વિચારને પ્રોત્સાહન આપ્યું અને મારા વિષયનું ચોક્કસ સ્વરૂપ નક્કી કરવામાં માર્ગદર્શન આપ્યું.

**કાર્યપદ્ધતિ :**

વિષયનું સ્વરૂપ સામાન્ય રીતે નિબંધાત્મક (Essay Type) છે પરંતુ તેમાં થોડે અંશે મુલાકાત પદ્ધતિ (Interview Method)નો ઉપયોગ પણ કર્યો છે.

પ્રથમ ગિજુભાઈનાં જીવન અને કાર્યોની વિગતો એકઠી કરી. પછી એમનું અને એમનાં સાથીદારોનું બધું બાલસાહિત્ય અને કિશોર સાહિત્ય જોઈ ગયો. ત્યાર પછી ગિજુભાઈનું શિક્ષણ વિષયક અને માબાપોને ઉદ્દેશીને લખાયેલું સાહિત્ય વાંચ્યું. તળ ભાવનગર અને અમદાવાદનાં બાલમંદિરોની મુલાકાતો લીધી. ગિજુભાઈના શિક્ષણ વિષયક વિચારો અને કાર્યોને સમજવામાં અને મૂલવવામાં આ ઘણું જરૂરી હતું. બાલવાડી-આંગણવાડીનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજી શકાય તે માટે મઢી-વેડછીની બાલવાડીઓ તેમ જ આંગણવાડીઓ પણ જોઈ.

આ ઉપરાંત ગિજુભાઈના વિચારને સમજવા માટે ડૉ. મૉન્ટેસોરી, એ. એસ. નીલ, નાનાભાઈ ભટ્ટ, કાકાસાહેબ, કિશોરલાલભાઈ, દર્શક, મૂળશંકરભાઈ ભટ્ટ વગેરેનાં પણ સંબંધકર્તા પુસ્તકો વાંચ્યાં. ગિજુભાઈના સાથીઓ, શિષ્યો અને સ્નેહીજનોએ કે અન્ય કોઈએ ગિજુભાઈ વિશે લખેલાં પુસ્તકો પણ ઉપયોગમાં લીધાં.

સાથે સાથે બાવીસ જેટલી વ્યક્તિઓની રૂબરૂ મુલાકાતો પણ લીધી છે. જે લોકો કોઈ ને કોઈ રીતે વર્ષો સુધી ગિજુભાઈના સંપર્કમાં આવ્યાં હોય તેવા લોકો તેઓ છે. ગિજુભાઈનાં વ્યક્તિત્વને અને તેમનાં વિચાર-કાર્યને સાંગોપાંગ સમજવા માટે તથા મૂલવવા માટે એ જરૂરી હતું. એમાં ગિજુભાઈ સાથે વિધવિધ રીતે સંકળાયેલાં સૌના વિચારો જાણી શકાય તે માટે ખાસ કાળજી રાખી હતી. મિત્રો, સાથીઓ, સહકાર્યકરો, કુટુંબીઓ, બાલમંદિરના શિષ્યો, અધ્યાપન મંદિરના શિષ્યો, શિક્ષકો, સાહિત્યકારો – એમ શક્ય તેટલી વિવિધતા સાચવી છે. અને સૌએ ગિજુભાઈના પોતાની સાથે સંકળાયેલાં પાસાંનો પરિચય આપીને એક સમગ્ર ચિત્ર ઉપસાવવામાં ખૂબ મદદ કરી છે.

મુ. તારાબહેન મોડક અને મુ. નામલેભાઈ સાથે પત્રવ્યવહારથી મુલાકાત લેવી પડી હતી, કારણકે તેઓ ખૂબ દૂર રહેતાં હોવાથી ઘણી ઈચ્છા છતાં રૂબરૂ મુલાકાત શક્ય બની શકી ન હતી.

ગિજુભાઈના પુરોગામીઓમાં શ્રી એ. એસ. નીલ (ઈંગ્લાંડ) હજુ જીવંત છે. આથી એમના છેલ્લામાં છેલ્લા વિચારો જાણવા મળે તે માટે તેમની સાથે પણ પત્રવ્યવહાર કરેલો. પરંતુ એંશી વર્ષની વૃદ્ધ ઉંમરે ડૉક્ટરોએ તેમને પત્રવ્યવહાર કરવાની ના પાડી છે. આથી એમના સેક્રેટરીનો પત્ર આવ્યો છે કે "I am sorry but Mr. Neill cannot reply to your questions. He was 80 last week and his doctor has ordered him to take a rest from work and correspondence."

જોકે શ્રી નીલને આટલાથી સંતોષ થયો નહિ. તેમણે પોતે બીજે દિવસે કાગળ લખ્યો અને પોતાની નાદુરસ્ત તબિયતને કારણે દિલગીરી વ્યક્ત કરી. "I apologise for the delay in answering. But I cannot give you answers to your questions. Sorry to be so unhelpful, but a man of 80 hasn't the energy he once had."

**નિબંધના વિભાગો :**

નિબંધમાં મેં નીચે પ્રમાણે પાંચ મુદ્દાઓ પાડ્યા છે જેથી ગિજુભાઈનાં શિક્ષણ વિષયક પ્રદાનને આપણે સમજી શકીએ અને મૂલવી શકીએ.

अ. ગિજુભાઈના જીવનની આછી રૂપરેખા.

ब. ગિજુભાઈના પુરોગામીઓ – ગિજુભાઈએ નિર્દેશેલો વિચાર કઈ રીતે વિકસતો વિકસતો ગિજુભાઈ સુધી પહોંચ્યો તે વાત.

क. એ કાળના ભારતનું કેળવણી વિષયક ચિત્ર (યુરોપ, ભારત અને ગુજરાતનું પણ) જે પરિસ્થિતિમાં ગિજુભાઈએ પોતાનું કામ શરૂ કર્યું તે પરિસ્થિતિનું ચિત્ર.

ड. ગિજુભાઈનું પ્રદાન – તેમનું ષડ્‌વિધ પ્રદાન.

इ. ગિજુભાઈનાં પ્રદાનનું મૂલ્ય.

ગિજુભાઈના પ્રદાનને છ વિભાગમાં વહેંચ્યું છે. (૧) બાળ કેળવણીના ફિલસૂફ તરીકેનું (૨) બાલશિક્ષક તરીકેનું (૩) બાળકેળવણીના પ્રસારક તરીકેનું (૪) સાહિત્યકાર તરીકેનું (૫) રાષ્ટ્રીય શિક્ષક તરીકેનું અને (૬) તેમણે જીવંત વ્યક્તિઓ રૂપે આપેલું પ્રદાન.

હાલ તો આ વિષયને આપણી મર્યાદાને કારણે આટલેથી પૂરો કર્યો છે. પરંતુ અભ્યાસ કરતાં લાગ્યું છે કે તેમાં વધુ ઊંડા ઊતરીને હજુ વધારે વિગતથી સંશોધન થઈ શકે. બાલકેળવણીના વધુ ઊંડા અભ્યાસમાં એ ખૂબ ખૂબ ઉપયોગી થઈ શકે તેવું છે પરંતુ આજે તો **अलं अनेन !**

આ સંશોધન કાર્ય દ્વારા ગાંધીયુગના આપણા બાલશિક્ષણ વિધાયક શ્રી ગિજુભાઈના કાર્ય તરફ આપણા શિક્ષિત લોકોની કંઈક વધુ સ્પષ્ટ નજર પહોંચે એ હેતુ રહ્યો છે. એમના વિચારોને અને એમનાં કાર્યોને કોઈ યુરોપિયન વિદ્વાનો આંગળી ચીંધે અને પછી આપણે ભક્તિભાવથી નિહાળીએ તે પહેલાં જાણીએ અને સમજીએ એ ભાવના હૃદયમાં રહી છે. એમનાં અધૂરાં રહેલાં સ્વપ્નાંઓને મૂર્ત કરવા કોઈને પ્રેરણા થશે તો હું મારા આ પ્રયત્નોને ખૂબ ખૂબ ધન્ય સમજીશ.

તુલસીદાસની પેલી પંક્તિ તો નજર સમક્ષ છે જ :

**स्वान्तः सुखाय निरमिता रघुनाथ गाथा ।**

**–ભારતલાલ પ્રે. પાઠક**

# આભાર-દર્શન

રામાયણમાં એક પ્રસંગ આવે છે. રામે સીતાજીને છોડાવવા માટે લંકા ઉપર ચડાઈ શરૂ કરી. નળ અને નીલની સરદારી નીચે આખી વાનરસેના સમુદ્ર પૂરીને સેતુ બાંધવાના કામમાં લાગી છે. જેમણે જેમણે વાત સાંભળી તે સૌ દેવતાઓએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. નાનકડી ખિસકોલીએ વાત સાંભળી. તે સમુદ્રકિનારે પહોંચી અને કામે લાગી ગઈ. સમુદ્રનાં પાણીમાં પૂંછડી બોળે, પછી ભીની પૂંછડીને રેતીમાં નાખે. થોડી રેતી ચોંટી જાય એટલે સમુદ્રના પાણીમાં જઈને પછી પૂંછડી બોળી આવે. સીતાને છોડાવવાના કાર્યમાં એ પણ ભાગીદાર થવા ઈચ્છતી હતી. રામ કરતાં રામના કાર્યની એ મહત્તા હતી.

ગિજુભાઈ વિશે નિબંધ તૈયાર કરવાનું નક્કી થયા પછી મને પણ આવો જ અનુભવ થયો. એમાં ગિજુભાઈ પ્રત્યેના સૌના પ્રેમ અને આદરનાં મને દર્શન થયાં. આ એક કરવા જેવું કામ છે, એમ સૌને લાગ્યું અને એમાં પૂર્ણ રીતે મદદ પણ કરી. સૌની શુભેચ્છા અને સહાયથી જ કામ સમયસર પૂરું થઈ શક્યું છે.

આ નિબંધ તૈયાર કરવામાં પોતાના કિંમતી સમયનો ભોગ આપીને માર્ગદર્શન આપવા માટે મારા માર્ગદર્શક પ્રાધ્યાપક શ્રી સી. એ. આકરુવાલાનો હાર્દિક આભાર માનું છું.

જે જે વડીલોની આ નિબંધ માટે મેં મુલાકાત લીધી તે સૌએ જરા પણ કંટાળ્યા સિવાય ઊલટપૂર્વક મને સહાય કરી છે. તે માટે તે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તે સૌનાં પ્રેમ અને લાગણીને હું કદી વીસરી શકીશ નહિ.

શ્રી ઘરશાળા સંસ્થા, શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થા, શ્રી ગાંધી-સ્મૃતિ પુસ્તકાલય તથા શ્રી એ. જી. ટીચર્સ કોલેજનો પણ આભાર માનું છું, કારણ કે એમણે પોતાનાં પુસ્તકાલયો મારા માટે ખુલ્લાં જ રાખ્યાં હતાં. જ્યારે જે કોઈ પુસ્તકની જરૂર પડી તે તુરત આપ્યું અને મારા કાર્યમાં સહાય કરી. આ ઉપરાંત મુ. ગિરીશભાઈ, મુ. ચંદુભાઈ, મુ. નરેન્દ્રભાઈ એ સૌએ પોતાનાં અંગત પુસ્તકો પણ લાંબા સમય સુધી ઉપયોગ માટે આપ્યાં એ બદલ એમનો સૌનો પણ અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું.

મારા કાર્ય દરમિયાન મને એક વાત સર્વત્ર માલૂમ પડી છે કે ગિજુભાઈ વિશેનું આ કામ ખરેખર કરવા જેવું છે અને એ ગિજુભાઈના કાર્યની મહત્તા સાબિત કરે છે. કોઈ કોઈએ શક્ય બને તો યુનિવર્સિટીની મંજૂરી લઈને આ નિબંધ પ્રસિદ્ધ કરવા પણ ઈચ્છા દર્શાવી છે.

મારા વિદ્યાર્થી મિત્રો અને સાથીઓના સહકારની પણ નોંધ અવશ્ય લઈશ.

જે જે પુસ્તકો મને આ નિબંધ તૈયાર કરવામાં ઉપયોગી નીવડ્યાં છે, તથા જે જે પુસ્તકોમાંથી મેં અવતરણો ટાંક્યાં છે, તે તે પુસ્તકોના કર્તાઓનો પણ અત્રે આભાર માનું છું.

જે જે સંસ્થાઓએ પોતાનાં બાલમંદિરો જોવાની મને અનુકૂળતા કરી આપી તે તે સંસ્થાઓનો પણ હું ઋણી છું.

સૌ સારાંવાનાં કરવા બદલ ઈશ્વરનો પાડ તો ખરો જ.

—ભારતલાલ પ્રે. પાઠક

## પ્રથમ આવૃત્તિના પ્રકાશન સમયે

# લેખકના બે બોલ

આજથી દોઢેક દાયકા પહેલાં જ્યારે આ શોધનિબંધ તૈયાર કર્યો ત્યારે કેટલાક મિત્રોએ એ શોધનિબંધ પ્રકાશિત થઈ બહુજનસમાજ વચ્ચે પહોંચે એવી અપેક્ષા વ્યક્ત કરી હતી. સ્નેહીશ્રી ભગતભાઈ માતબર પ્રકાશન સંસ્થા (મેસર્સ આર. આર. શેઠની કંપની) દ્વારા એ પ્રકાશિત કરે છે ત્યારે તેમનું ઋણ અનેકગણું વધી જાય છે. એ કુટુંબ સાથે ઘણા લાંબા સમયથી અંગત ઘરોબો છે અને આ રીતે એ સ્નેહની ગાંઠ વધુ ગાઢ બને છે.

આ શોધનિબંધ સાદ્યંત વાંચી જઈ, તેને **'આવકાર'** લખી આપવા માટે પૂજ્ય મનુભાઈ પંચોળી(દર્શક)એ પોતાની નાદુરસ્ત તબિયત અને અતિમહત્ત્વનાં રોકાણો વચ્ચેથી સમય કાઢવા બદલ એમનો આભાર તો જેટલો માનું તેટલો ઓછો છે.

શિક્ષણકાર્યની મારી પા પા પગલી વખતે મને ચાલણગાડી આપનાર મારા મુરબ્બી, વડીલ અને માર્ગદર્શક સ્નેહીશ્રી ચંદુભાઈ ભટ્ટની યાદ ફરી તાજી થાય છે. એઓ જો આ પ્રકાશન વખતે હયાત હોત તો તેમને કેટલો આનંદ થાત ? કાલીઘેલી ભાષામાં ગિજુભાઈનાં મહાન કાર્યને નાનકડી અંજલિ રૂપે લખાયેલ આ નિબંધ તેમને અર્પણ કરતાં હું ધન્યતા અનુભવું છું.

**—ભારતલાલ પાઠક**

ભાદેવાણીની શેરી
ભાવનગર
બુદ્ધજયંતી ૧૯૭૮

# બીજી આવૃત્તિ સમયે

છેલ્લા થોડા મહિનાઓથી આ પુસ્તક અપ્રાપ્ય બનવા લાગ્યું હતું. એવે સમયે સ્નેહીશ્રી ભગતભાઈ અને એમની પ્રકાશન સંસ્થા આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકાશિત કરે છે એ ઘણી આનંદની વાત છે.

આ પુસ્તકનો હિન્દી અનુવાદ પણ પ્રકાશિત થયો છે. એ બતાવે છે કે ગિજુભાઈ માત્ર ગુજરાતમાં સન્માન પામ્યા છે તેવું નથી. ગુજરાતની બહાર પણ તેમના વિચારો લોકહૃદયમાં આદર પામ્યા છે. ગિજુભાઈનું "દિવાસ્વપ્ન" પુસ્તક તો હિન્દી, મરાઠી, મારવાડી, અંગ્રેજી અને ભારતની અન્ય ભાષાઓમાં અનુવાદિત થયું છે. આમ ગિજુભાઈનું કાર્ય આજે વધુ ને વધુ વ્યાપક અને સ્વીકાર્ય બનતું જાય છે. કેળવણી ક્ષેત્રમાં ગિજુભાઈએ કરેલા શકવર્તી કાર્યને આથી વિશેષ અંજલિ બીજી કઈ હોઈ શકે ?

ગાંધીજીએ તો કહેલું છે જ કે "એમનું કામ ઊગી નીકળશે."

—ભારતલાલ પાઠક

૨૨૨૩, સંઘવી સદન સામે,
તળાજા રોડ,
ભાવનગર ૩૬૪૦૦૨
(ગુરુપૂર્ણિમા ૨૦૦૨)

# અનુક્રમણિકા

જેઓ ચોપડી જ વાંચીને જ્ઞાન લેવાની મુરાદ રાખે છે તેઓ મહેતાજી થશે. જેઓ બાળકને વાંચીને જ્ઞાન મેળવશે તેઓ કેળવણીશાસ્ત્રી થશે. બાળક માત્ર કેળવણીકાર માટે સમર્થ, અદ્વિતીય અને મહાન ગ્રંથ છે.

–ગિજુભાઈ

**૧**

# આછી જીવનરેખા

'પળે પળે નાનાં બાળકોમાં વસતા મોટા આત્માનું હું દર્શન કરું છું. એ દર્શન મારામાં એ પ્રેરણા ઉપજાવી રહ્યું છે કે બાળકોના અધિકારોની સ્થાપના કરવાને જ હું જીવતો રહું અને એ કામ કરતાં જ હું મરી ખૂટું.'

–ગિજુભાઈ

શાંત નીરવ રાત્રી છે. પાછલી રાતના તારાઓ નિરભ્ર આકાશમાં ટમટમે છે.

'સાડા ત્રણનો સુમાર છે. જળ જંપી ગયાં છે. પશુપંખી પોઢ્યાં છે. ગુલાબી હવામાં ચાઉસની આંખ પણ સહેજ મળી ગઈ છે. એવે વખતે બાળમંદિરની ગોદમાં આવેલા બેઠા ઘાટના મકાનમાં દીવો બળે છે. ઘરમાં સૌ ઘસઘસાટ ઊંઘે છે. જાગે છે એક કર્મયોગી. પહોળા ટેબલ પર માસિકો, પુસ્તકો, લખેલા કાગળની થોકડીઓ વગેરે પડ્યાં છે. કલમ સડસડાટ ચાલી રહી છે.

ટક્ ટક્ ટક્

'કોણ ?' ચાલતી કલમે પુછાય છે.

'એ તો હું.'

'કોણ રામભાઈ...સમય થઈ ગયો ?'

'ના...ભાઈ, હજી તો સાડા ત્રણ થયા છે.'

'એમ, ત્યારે તો આવો અંદર. આ એક પ્રકરણ પૂરું કરી લઈએ.'

'ક્યારના લખો છો ?'

'કલાકેક થયો. જાગી ગયો તે પછી લખવા બેઠો. ચાલો ઉપાડો ગાડી. જો અક્ષર ખરાબ કર્યા છે તો ખબરદાર !'

અને પછી ગુરુચેલાની ગાડી ચાલી.[૧]

આ ગુરુ હતા તે આપણા ગિજુભાઈ.

The candle was burning at both the ends.

કોણ હતા આ ગિજુભાઈ ? અને શું આ મીણબત્તીનું બંને છેડે બળવાનું ? આ પ્રકરણમાં આપણે ગિજુભાઈના જીવનની આછી રૂપરેખા નિહાળીશું.

સૌરાષ્ટ્રના પૂર્વભાગમાં પ્રાચીન વલ્લભીપુરનાં ખંડિયેરો પાસે ઘેલા નદીને કાંઠે વળા નામનું ગામ છે. સિદ્ધરાજે વસાવેલા ઔદિચ્ય બ્રાહ્મણોનું એ નિવાસસ્થાન. મહેતા, ત્રવાડી અને બધેકા કુટુંબો તેમાં મુખ્ય.

બ્રાહ્મણોના લત્તામાં ભટોપા શેરી. એ શેરીમાં વકીલ ભગવાનજી બધેકાને ત્યાં એક બાળક ઊછરે છે. ૧૫મી નવેમ્બર એનો જન્મદિન.[૨] માતા કાશીબાના ધાર્મિક સંસ્કારો તેનામાં બરાબર ઊતર્યા છે. પીપળે પાણી રેડે છે. શંકર દાદાને પગે લાગે છે.

તેવતેવડા છોકરાઓ સાથે રમતો રમતો અને કુદરતને ખોળે આનંદ કરતો આ બાળક મોટો થાય છે.

પાંચ વર્ષની વયે સરસ્વતીની સ્તુતિ કરતાં કરતાં નિશાળે બેસાડવામાં આવે છે. વલ્લભીપુરની એ પ્રાથમિક શાળા. આજથી ૭૫ વર્ષ પહેલાંનો એ કાળ. શાળાઓમાં માર, ડોળા અને ડરામણીનું સામ્રાજ્ય. નાનકડા બાળકના કોમળ મન ઉપર કેવી કેવી અસરો પડી હશે ? કારણકે પાછળથી ગિજુભાઈએ આ કાળની પ્રાથમિક શાળાઓની દુર્દશાનાં હૃદયદ્રાવક ચિત્રો આલેખ્યાં છે. એ અસરોનાં પરિણામ રૂપે જ આગળ જતાં એમણે પોતાના શિષ્યોને કહ્યું કે – 'મારા વિદ્યાર્થીઓને મારો આદેશ છે. ઘોડાના તબેલા જેવી આ ધૂળી

૧. સ્મરણાંજલિ : રા. ના. પાઠક (સહેજ ફેરફાર સાથે)
૨. જન્મતારીખ : ૧૫ નવે. ૧૮૮૫

નિશાળોને જમીનદોસ્ત કરો. માર અને બીકનાં આ બાલકતલખાનાંના પાયામાં સુરંગ ચાંપો. એને નેસ્તનાબૂદ કરો.'

અભ્યાસ શરૂ થયો. તેજસ્વી એનું અધ્યયન હતું. આગ્રહી, દઢનિશ્ચયી અને સાહસિક એનો સ્વભાવ હતો. ભાઈબંધો સાથે ફરવું. પ્રાચીન ખંડિયેરો નિહાળવાં, નાનાં મોટાં સાહસો કરવાં. એ એમની ઈતર પ્રવૃત્તિઓ હતી. 'મામાની જાળ્ય'નો પ્રસંગ અને 'કાળી ચૌદશ'નો ભૂવાને કનડ્યાનો પ્રસંગ તેમના જીવનના જાણીતા પ્રસંગો છે.

પ્રાથમિક શિક્ષણ પૂરું કરી ગિજુભાઈ ભાવનગર આવ્યા. ભાવનગરમાં એ વખતે તેમના મોટા મામા રેલ્વેમાં નોકરી કરે. અત્યંત સાધુ સ્વભાવના એ સજ્જન. એમને ત્યાં રહીને જ ગિજુભાઈનો આગળનો અભ્યાસ થયો. ગિજુભાઈના જીવનમાં આ સાધુચરિત મામાની ખૂબ ખૂબ અસર પડેલી.

સ્વ. રામનારાયણ પાઠક (દ્વિરેફ), મામાના દીકરા પોપટભાઈ, મુ. શ્રી. હરભાઈ, લાભભાઈ ભટ્ટ વગેરે તેમના સહવાસીઓ. મુ. શ્રી ગિરીશભાઈએ 'મૂછાળી મા'માં ગિજુભાઈના આ અધ્યયનકાળની નોંધ કરી છે. 'બેન્જામીન ફ્રાંકલીન, ઈટલીનો વીર ગેરી બાલ્ડી, પ્રખ્યાત નવલકથા-લેખિકા મેરી કોરેલી, સાહસિક લખાણોનાં જે જે પુસ્તકો મેળવી શકાય તે, તેમજ મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ અને કલાપી તથા બીજા કેટલાય લેખકોને એમણે વાંચી મારેલા. કવિતાના ભારે રસિયા. સ્વ. કાન્તના નિકટના સંસર્ગમાં એટલે એમની એ દિવસોની જીવનમાંથી નિતરેલી કવિતાઓ લખાય કે તરત જ પોતાની મિત્ર મંડળીમાં કવિના હસ્તાક્ષરોવાળી જ પ્રત લાવે અને બધા ગોઠિયાઓ ભેગા મળી આરડે – ગાય.'

આમ કરતાં કરતાં મેટ્રિક્યુલેટ થયા અને ઉચ્ચ અભ્યાસ શરૂ કર્યો.

એમનું પ્રથમ લગ્ન બારતેર વર્ષની ઉંમરે હરિબહેન સાથે થયેલું. બેચાર વર્ષના જ સહજીવન પછી હરિબહેનનું મૃત્યુ થયેલું. મુ. શ્રી ગિરીશભાઈ નોંધે છે કે 'ઘણાં વર્ષો લગી એ "હરિ"ની પ્રેમલ સ્મૃતિને ગિજુભાઈએ હૈયાની ડાબલીમાં હેતથી સાચવી રાખેલી.'

થોડા ગાળા પછી બીજું લગ્ન શ્રી જડીબહેન સાથે થયું.

આ વખતે કૉલેજમાં દ્વિતીય વર્ષમાં અભ્યાસ ચાલુ હતો. બાનું

અવસાન થતાં ઘરની જવાબદારીઓ પણ ઠીક ઠીક માથે આવી પડી હતી. નાના ભાઈભાંડુને ભણાવવાના હતા. આર્થિક સ્થિતિ પણ ચિંતા ન કરાવે તેવી તો નહોતી જ. શું કરવું ? રાતની રાત મૂંઝાતા મનમાં મનોમંથનો ચાલ્યાં જ કરતાં.

મુંબઈમાં એક જગ્યાએ થોડી નોકરી પણ કરી જોઈ. કંઈ મન માન્યું નહિ... અને એક સુંદર સવારે એકવીસ વર્ષનો આશાભર્યો યુવાન, પોતાનું ભાગ્ય અજમાવવા, પોરબંદરને ખાળેથી આફ્રિકા જવા ઊપડ્યો.'[૧]

આફ્રિકામાંનો અઢી-ત્રણ વર્ષનો કાળ તેમના જીવન ઘડતરમાં ઘણો અગત્યનો ગણાય છે. ભારતીય અને યુરોપિયન લોકો સાથે કામ કરવાનું મળ્યું. અનેક પ્રકારના અવનવા અનુભવો એમને અહીં થયા. અને એ કડવામીઠા અનુભવોએ ગિજુભાઈના જીવનમાં અનેક સદ્‌ગુણોનું સિંચન કર્યું. યુવાન મિત્રો સાથે હરીફરીને મોજો પણ માણી હતી. પોતાના મિત્રોને અંગ્રેજી અને સંસ્કૃત શીખવતાં શીખવતાં પોતામાં રહેતા શિક્ષક જીવને તેમણે પ્રથમ અહીં પ્રગટ થતો અનુભવેલો. સ્વતંત્ર નિર્ણયશક્તિ, નીડરતા, સહનશીલતા, મિત્રો તરફ પ્રેમ અને સદ્‌ભાવ, લીધું કામ પૂરું કર્યે જ છૂટકો એવી ચીવટ, આપસૂઝ વાપરવી વગેરે ગુણો અહીં જ વિકસ્યા હતા. આફ્રિકાના લોકો, તેમના રીતરિવાજો, સ્વાહિલી ભાષા વગેરેનો પરિચય પણ બહુ સરસ થયેલો. પાછલા દિવસોમાં આ બધી વાતો સંભારીને ગિજુભાઈ કહેતા : 'મને ફરી વાર આફ્રિકા જોવાનું મન થાય છે. પણ કેમ નીકળાય ?'

ભારતમાં આવીને પાછા વિચારમંથનમાં પડ્યા. આજીવિકા કઈ રીતે મેળવવી ? મુંબઈમાં એક પેઢીમાં થોડો વખત નોકરી તો કરી જોઈ પણ મન માન્યું નહીં. વડીલોની સલાહ અને પોતાની ઈચ્છાએ માર્ગ સૂચવ્યો કે વકીલ થવું. આફ્રિકામાં સોલીસીટરની ઑફિસમાં કામ કરેલું એ અનુભવ અને વકીલ પિતાના વારસાગત સંસ્કારો પણ મદદમાં હતા.

વકીલ થવું હોય તો અભ્યાસ કરવો પડે. અને એ વાત કંઈ

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' : રા. ના. પાઠક.

સહેલી નહોતી. પણ 'એક વાર એક વિચાર નક્કી થયો એટલે એ તરત જ કાર્યમાં મુકાવો જ જોઈએ એવી ગિજુભાઈના સ્વભાવની ટેવ હતી. આ ટેવે એમના જીવનના ઈતિહાસમાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. તત્કાલ નિર્ણય કરવો અને તેને અમલી રૂપ આપવું એ હૃદયબળવાળાં માણસો જ કરી શકે.'[૧]

ગિજુભાઈ તો મુંબઈ ઊપડ્યા. મગનબાગમાં ઓરડી રાખી કુટુંબ સહિત રહ્યા. નોકરી કરતાં કરતાં અનેક વિટંબણાઓ વેઠીને અભ્યાસ પૂરો કર્યો.

આ દિવસો ગિજુભાઈના જીવનમાં ઘણા મહત્ત્વના દિવસો છે. વિખ્યાત ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ, સ્વ. શ્રી મહાદેવભાઈ દેસાઈ, સ્વ. શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક તેમના સાથીદારો હતા. 'કોઈ કોઈ વાર મગનબાગની ગિજુભાઈની રૂમ નં. ૬૩ મહાદેવભાઈનાં મુક્ત હાસ્યથી, 'દ્વિરેફ'નાં કાવ્યગાનોથી અને 'કુમાર'ના કલાગુરુ રવિભાઈના કથા પ્રસંગોથી ગાજી ઊઠતી. મુંબઈના એ દિવસો આ રીતે અભ્યાસપૂર્ણ અને રસપૂર્ણ હતા.'[૨]

આ દિવસો બીજી રીતે પણ નોંધનીય છે. પચીસ વર્ષના નવયુવાન ગિજુભાઈ તેવતેવડા મિત્રો સાથે ભાવિ જીવનના અનેક ખ્વાબ પણ રચે છે. તિલક મહારાજે સારાયે ભારતમાં 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે.'-નો મંત્ર ગજાવી દીધો હતો. ભારતીય નવયુવાનોનાં હૈયાં સ્વાધીનતાના વિચારોની આગથી સળગી ઊઠ્યાં હતાં. ગિજુભાઈ અને મહાદેવભાઈ પણ વિચારે છે કે આપણે આપણા દેશ માટે શું કરીશું ? આપણા વતનને, આપણી માભોમને પરાધીનતાની શૃંખલામાંથી મુક્ત કરવા શું કરી શકીએ ? ગિજુભાઈ, મહાદેવભાઈ, નરહરિભાઈ પરીખ, હરભાઈ સૌ કેળવણીના જીવો આછા આછા એક મત ઉપર આવે છે કે આપણે રાષ્ટ્રસેવા તો કરીએ પણ તે કેળવણી દ્વારા કરીએ. ભાવિ પેઢી જો સ્વાધીનતાની ખુમારીવાળી, નિર્ભય, જ્ઞાનવાન, વિજ્ઞાનવાન બનાવીશું તો એ પણ રાષ્ટ્રસેવાનું એક મોટું કાર્ય થશે. કારણ કે એ પેઢી સ્વાતંત્ર્યને ટકાવી શકશે અને તેને

---

૧. 'મૂછાળી મા' : ગિરીશભાઈ ભટ્ટ
૨. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' : રા. ના. પાઠક

દઢમૂલ કરી શકશે.

ત્રાસવાદી ચળવળો તરફ પણ થોડી હમદર્દી ઊભી થઈ હતી. ગમે તેમ તોય આઝાદીની પ્રાપ્તિ માટેની એ ચળવળ હતી ને ! પણ પાછું મનમાં થતું પણ ખરું કે એમાં કોઈ નક્કર કાર્ય થતું નથી. સ્વાધીનતા માટે આપણે અને આપણા દેશની તમામ પ્રજા તૈયાર થાય તેવું કંઈક થવું જોઈએ.

એક વર્ષમાં ડિસ્ટ્રિક્ટ પ્લીડર થઈ વલ્લભીપુર પાછા આવ્યા. વલ્લભીપુર તો નાનું ગામ. એટલે સુરેન્દ્રનગરમાં જઈને વકીલાત શરૂ કરી. લીધું કામ ખૂબ મહેનત કરીને ચોકસાઈથી પૂરું કરવાની ટેવ હતી એટલે વકીલાત ધીમે ધીમે જામવા માંડી. જરૂરિયાત લાગતાં મુંબઈ જઈને હાઈકોર્ટ પ્લીડર પણ થઈ આવ્યા.

શ્રી પોપટલાલ ચૂડગર, શ્રી અમૃતલાલ શેઠ, શ્રી તલકશીભાઈ દોશી, શ્રી મણિલાલ કોઠારી, શ્રી મોહનલાલ બૅરિસ્ટર વગેરે સમર્થ વકીલો તેમના સહકાર્યકરો અને મિત્રો હતા. અહીંનાં વકીલાતનાં ત્રણ-ચાર વર્ષો ગિજુભાઈના જીવનમાં અત્યંત નોંધનીય ગણાય. જીવનમાં મોટો વળાંક અહીં આ કાળમાં આવ્યો હતો.

વકીલ મિત્રો સાથે મળીને ગિજુભાઈએ અહીં કાયદાના અધ્યાપન માટે એક વર્ગ પણ કાઢેલો. મુ. શ્રી ગિરીશભાઈ નોંધે છે કે 'ગિજુભાઈ માનતા હતા કે માણસને જે કાંઈ ધંધો કરે તેનું ધોરણસરનું જ્ઞાન તેને હોવું જોઈએ. પાછળથી કાઢેલા મોટા પાયા પરનાં અધ્યાપન મંદિરોનો મૂળ વિચાર અહીંથી જ રોપાયો હશે ?'

વકીલાત ચાલવા માંડી. કેસ લડાવા લાગ્યા. ધન આવવા લાગ્યું. જીવનમાં પ્રતિષ્ઠા, વિશ્વાસ અને આનંદ પ્રાપ્ત થવા લાગ્યાં. 'ઘરની બાબતમાં ઉદાસીન એવા ગિજુભાઈ (વકીલાતના) કામમાં ચોક્કસ હતા. જે કેસ હાથમાં લે તેને માટે તૂટી મરે. રાત-દિવસ એક જ રટણ. એક સાધારણ કેસ માટે કેટલાંય પુસ્તકો વાંચી જાય, ટાંચણ કરે. આખો કેસ બારીકાઈથી જોઈ તપાસી જાય, દાખલા દલીલ સાથે તૈયાર કરે. અસીલોને એમની પ્રામાણિકતા ઉપર વિશ્વાસ બેસતો... એમની સુવાસ પ્રસરવા લાગી.'[૧] જીવનના આજ ગુણો દક્ષિણામૂર્તિમાં

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' : રા. ના. પાઠક

જોડાયા પછી પણ તેમના કામમાં તેમને કેવા મદદ કરતા તે આપણે આગળ જોઈશું.

વકીલાત તો ધમધોકાર ચાલતી, પણ માંહ્યલો આતમરામ કદીક કદીક મૂંઝાતો. જૂઠાણું કરવાનું બિલકુલ ફાવતું નહિ. એક વાર એવો કેસ આવ્યો. ગિજુભાઈએ વાણિયાનો ચોપડો ફેંકી દઈ કહ્યું : "આવો જૂઠો કેસ લઈને મારી પાસે કેમ આવ્યો ? જા સામે...ની ઓફિસમાં. એ તારો બચાવ કરશે."

આ વાત બની તે દિવસે સાંજે ગિજુભાઈ ખૂબ અસ્વસ્થ બની ગયા. એમના એક સન્માન્ય વકીલ મિત્રે હકીકત જાણ્યા બાદ કહ્યું, 'આવું વેદિયાપણું કરશો તો ઘરમાં રોટલા કરવાના બળતણ માટેય પૈસા નહિ રહે.'

ગિજુભાઈ પોતાની અનોખી ઢબે જવાબ આપે છે : 'તો આ વકીલાતનું પાટિયું ઉતારી લઈ એનાથી રસ્તાના ભાતાનાં ઢેબરાં બનાવી વળા ભેગાં થઈ જશું.'[1]

પછી મિયાણાનો કેસ આવ્યો. લોલિયાણાનો ગરાસણીનો કેસ આવ્યો. self conscience કકળવા માંડ્યો. જૂઠ, દંભ અને દયાહીનતાના દરિયામાં રહેવાની નાનકડા હૈયાએ ના પાડી દીધી.

૧૯૧૦થી ૧૯૨૦નો કાળ ભારતની યુવાન પેઢી માટેનો કોઈ અલૌકિક કાળ હતો. મહારાષ્ટ્રના વિનોબા વિચારે છે કે મારે દેશને સ્વાધીનતા પણ અપાવવી છે અને ભગવાન પણ મેળવવો છે. એક દિવસ ઘર, બાર, વતન છોડી ઓતરાખંડ તરફ હેમાળાને ખોળે માર્ગ ઢૂંઢવા નીકળી પડે છે. દત્તાત્રેય કાલેલકર પણ મિત્રો સાથે આવાં જ કારણો માટે ઘરથી ભાગે છે. પ્રોફેસર કૃપલાની પણ પોતાની પ્રોફેસરીમાં અસંતુષ્ટ છે. અત્યંત તેજસ્વી પ્રતિભાને સાદાઈમાં ઢબૂરી દેનારા પેલા બિહારીબાબુ રાજેન્દ્રપ્રસાદ પણ મંથનો અનુભવે છે. શાંત સૌરાષ્ટ્રી પેલા ઠક્કરબાપા પણ દેશસેવા માટે ગોખલેજીના ભારત સેવક સમાજની શોધમાં છે. નરહરિભાઈ અને મહાદેવભાઈની મિત્ર બેલડી પણ ગાંધીજીને જોઈને તેમને ચરણે આત્મ-વિલોપન કરે છે. વિદ્વાન પ્રાધ્યાપક નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ પણ નાનકડું 'નાનાભાઈ' નામ

---

૧. 'મૂછાળી મા' : ગિરીશભાઈ ભટ્ટ

ધારણ કરી દક્ષિણામૂર્તિમાં બાળકોને ચરણે બેસે છે.

ગિજુભાઈ જેવી વ્યક્તિ જેનું લાગણીતંત્ર અત્યંત સંવેદનશીલ છે તે – આ પ્રવાહથી અલિપ્ત કેમ રહી શકે ? ગાંધીજીને જોયા. જોઈને આંખ ઠરી. મુંબઈમાં ઝાંખા ઝાંખા સેવાયેલા પેલા ખ્વાબ વધુ ને વધુ સ્પષ્ટ અને સુરેખ થવા લાગ્યા. આશ્રમમાં મહાદેવભાઈ સાથે પત્રવ્યવહાર પણ થવા લાગ્યો.

આ દિવસોમાં ગિજુભાઈને ત્યાં પુત્રનો જન્મ થયો હતો. પુત્ર તો સૌને ઘેર જન્મે છે. ઝાડ પરથી ફળ પડતું તો દુનિયામાં કોણે નહિ જોયું હોય ? પરંતુ ગુરુત્વાકર્ષણનો નિયમ તો કોઈ ન્યૂટનને જ હાથ આવે ને ? પુત્રાગમન ગિજુભાઈના જીવનમાં પરિવર્તન કરવામાં ખૂબ મોટું પ્રેરકબળ બન્યું.

ગિજુભાઈ પિતૃધર્મ બજાવવા બરાબર તૈયાર થયા. બટકબોલા મિત્રો કહેતા પણ ખરા : 'એલા ભાઈ ! તમારે ઘેર નવીનવાઈનો દીકરો આવ્યો લાગે છે ?'

'તમારે પણ તમારાં બાળકોનો મારી પેઠે જ વિચાર કરવો જોઈએ. બાળકો એ જ સાચી મૂડી છે. એ જ ભાવિ નાગરિક છે.'[૧] મિત્રોનું મોઢું બંધ થઈ જતું.

મુ. ગિરીશભાઈએ પણ હૈયાની ડાબલી ખોલી એ દિવસોનું એક સંસ્મરણ કહ્યું હતું. 'ગિજુભાઈ વળા આવે ત્યારે હું તેમનો મિત્ર એટલે અનેક પ્રકારની અવનવી વાતો કરે. પણ કોઈક વાર સાથે બેસી ખાતા હોઈએ ત્યારે અંતરનાં ઊંડાણમાંથી કહેતા : "એલા ગિરીશ, આ બચુનું શું કરવું ? મને તો એના ભણતરની બહુ ચિંતા થાય છે. આ બધી નિશાળો તો તને ખબર છે – આંકણિયું અને મોંપાટ સિવાય કાંઈ છે ?"[૨] અન્નનો કોળિયો હાથમાં જ રહી જતો.

પરંતુ દ્રૌપદીના આર્ત હૃદયની પુકાર ગિરધારી સાંભળે જ ને ! સ્નેહી મિત્ર દરબાર ગોપાળદાસે રસ્તો બતાવ્યો : 'એમાં મૂંઝાઓ છો શું કામ ? અમારા વસોમાં બાળકો માટેની એક નિશાળ ચાલે છે એ જોઈ તો આવો. અને અમારા એક મોતીભાઈ સાહેબ છે તે તો તમને

---

૧. 'મૂછાળી મા' : ગિરીશભાઈ ભટ્ટ
૨. મુ. શ્રી ગિરીશભાઈ સાથેની વાતચીતને આધારે

આ બાબતમાં ઘણું ઘણું વાંચવાનું આપશે.'

ગિજુભાઈ વસો ગયા. શાળા જોઈ. મોતીભાઈ અમીનને પણ મળ્યા. મૉન્ટીસોરી શિક્ષણ પદ્ધતિ અને મૉન્ટીસોરી સાહિત્યનો પરિચય થયો. ભગીરથને ગંગા મળી. ગિજુભાઈના એ કાળના માનસનું ચિત્ર એક ઠેકાણેથી મળે છે. ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં એક મિત્રને ગિજુભાઈ મળેલા – ત્યારે ચિ. નરેન્દ્ર (બચુભાઈ)ના શિક્ષણ વિશે જે વાતો થયેલી તે બાબતની તે મિત્રની ડાયરીમાં આ પ્રમાણે નોંધ છે : 'મને તો આ છોકરાના ભણતરની ભારે ચિંતા હતી. પણ એકાએક એક મિત્ર દ્વારા માર્ગદર્શન મળી ગયું. અને તેણે ચીંધ્યા પ્રમાણે કામ કરું છું એટલે એ ચિંતા હળવી થઈ ગઈ છે. ઈટલીનાં એક મૉન્ટીસોરી નામે શિક્ષિકાબાઈ છે. તેમણે બાળકોની ઉંમરવાર તેમની શક્તિ અને આવડતનો અભ્યાસ કરી એક નવી જ ઢબનો અભ્યાસક્રમ રચ્યો છે, જે વડે બાળકમાં રહેલી આવડત એની મેળે બહાર આવતી જાય અને એની શક્તિઓ વિકસતી જાય – કેળવાતી જાય.'

વકીલાતમાં મન ખૂંપે નહિ અને કેળવણી તરફ ધીમે ધીમે મન ખેંચાતું ગયું. એવામાં એક દિવસ મહાદેવભાઈનું નિમંત્રણ પણ આવ્યું કે હું તો અહીં ગાંધીજીને ચરણે બેઠો છું. તમે પણ આશ્રમમાં આવી જાવ. ગિજુભાઈએ તો કર્યું નક્કી. હરભાઈને મુંબઈમાં સૂચના પણ મોકલી કે હું જાઉં છું. તુંય આવે છે ને ?

પણ એવામાં એમના મામાનો સંદેશ આવ્યો. 'તારે કેળવણીની સંસ્થામાં જ કામ કરવું છે તો અહીં દક્ષિણામૂર્તિમાં જ આવને ! અમારી સંસ્થાને તારી જરૂર છે.'[1]

અને એક સુભગ દિને ગિજુભાઈ દક્ષિણામૂર્તિમાં આવી ગયા. ટોળામાંથી છૂટું પડી ગયેલું ઘેટું જાણે રખડી રઝળી પાછું પોતાના વાડામાં આવ્યું !

શરૂઆતમાં થોડો સમય છાત્રાલય વિભાગમાં ગૃહપતિ તરીકે કામ સંભાળ્યું. વિનયમંદિર શરૂ થતાં તેના આચાર્ય તરીકેની જવાબદારી તેમને શિરે આવી.

વિનયમંદિરમાંની એમની કામગીરી આપણે મુ. નાનાભાઈના

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા : ગિજુભાઈ' –રા. ના. પાઠક

શબ્દોમાં જ જોઈએ. 'ગિજુભાઈ જેવા મને સાથી મળ્યા એટલે શિક્ષણનું કાર્ય ધીમે ધીમે મેં ગિજુભાઈના હાથમાં મૂકવા માંડ્યું. ગિજુભાઈ મુંબઈ વિદ્યાપીઠની કોઈ ડિગ્રી ધરાવતા ન હતા. એથી ભાવનગરમાં ઘણા લોકોને તેમનું આચાર્યપદ હસવા જેવું જણાયું. પણ ગિજુભાઈએ શિક્ષણની બાબતમાં પોતાની હૈયા ઉકલતથી, પોતાની શક્તિ તેમ જ પોતાના પ્રયત્નથી સૌને માત કર્યા. એક બાજુથી એમણે શિક્ષણશાસ્ત્રનો વધારે ઊંડો અભ્યાસ કરવો શરૂ કર્યો અને બીજી બાજુ પોતાની શિક્ષકની જન્મસિદ્ધ કુનેહથી શાળાના તંત્રને વ્યવસ્થિત ગોઠવી દીધું. એમની સાથે કામ કરનારા અમે સૌ ગિજુભાઈની દૃષ્ટિથી, તેમના વ્યવસ્થિત તંત્રથી અને શિક્ષણ આપવાની તેમની પદ્ધતિથી મુગ્ધ થઈ ગયા હતા. અને ગિજુભાઈએ પણ આ કાર્યમાં બરાબર ઝંપલાવ્યું.'

'ગિજુભાઈ ચાર વર્ષ સુધી અમારા વિદ્યાલયના આચાર્ય રહ્યા અને ચાર વર્ષો દરમિયાન એમણે અમારા ભવિષ્યના વિકાસનાં બી રોપી દીધાં. ગિજુભાઈએ પોતાની દૃષ્ટિથી, શિક્ષક તરીકેની પૂરી આવડતથી અને પોતાના સફળ વર્ગ શિક્ષણથી મિત્રોને તો મુગ્ધ કર્યા જ પણ ભાવનગરની શાળાઓના અનેક શિક્ષકભાઈઓને પણ મુગ્ધ કર્યા અને પરિણામે તેમને ઘેર સોમવારે નાનું એવું શિક્ષકમંડળ એકઠું થવા લાગ્યું. આ મંડળમાં અમે સૌ કેળવણીના વિષયો ઉપર નિબંધો વાંચતા અને ચર્ચાઓ કરતા. આ ચર્ચાઓ દરમિયાન ગિજુભાઈએ સૌને પોતાની શક્તિનો પરિચય કરાવ્યો. અને એક રીતે તેઓ સૌ શિક્ષકોના ગુરુ જેવા થઈ ગયા. આ દિવસથી દક્ષિણામૂર્તિ શિક્ષણશાસ્ત્રના પ્રયોગોનું કેન્દ્ર બનવા લાગી. અને જતે દિવસે દક્ષિણામૂર્તિએ પોતાની વિશિષ્ટતાના બળથી ગુજરાતનું અને દેશનું ધ્યાન ખેંચ્યું. દક્ષિણામૂર્તિની આ વિશિષ્ટતાનો યશ ગિજુભાઈને જ જવો જોઈએ.'[૧]

અંગ્રેજીની ડાયરેક્ટ મેથડના પ્રયોગો ગિજુભાઈએ આ દિવસોમાં જ કરેલા. મુ. નાનાભાઈએ ઈતિહાસ અને સંસ્કૃતના શિક્ષણમાં આ દિવસોમાં જ ગિજુભાઈની હૂંફે હૂંફે નવા પ્રયોગો શરૂ કર્યા હતા.

---

૧. 'ઘડતર અને ચણતર' : નાનાભાઈ ભટ્ટ

મુ. શ્રી રામનારાયણ ના. પાઠકે તેમના પુસ્તકમાં ગિજુભાઈના વિનયમંદિરના સંચાલન વિશેનું સુંદર વર્ણન કર્યું છે તે અચૂક જોવા જેવું છે.

વિનયમંદિરમાં કામ કરતાં કરતાં તેમને લાગ્યું કે આ મોટી ઉંમરનાં બાળકો સાથે કામ કરીએ છીએ એ તો ધૂળ ઉપરનું લીંપણ છે. બાળકના જીવનનો સંસ્કાર ઘડતરનો બાલ્યકાળ તો એમ ને એમ ચાલ્યો જાય છે. પછી આપણે ઉપર ઉપર સંસ્કારનું લીંપણ કરીએ એ કંઈ ફળદાયી ન બને. બાળપણથી જ બાળકો સાથે કામ કરવું જોઈએ. તો એ સંસ્કારો કંઈક ઊંડાણ પ્રાપ્ત કરે. પોતાનો આ વિચાર તેમણે પોતાના સહકાર્યકરો અને સંસ્થાના ટ્રસ્ટીઓને પણ સમજાવ્યો અને એક દિવસ બાલમંદિર શરૂ થઈ ગયું (૧૯૨૦). વિનયમંદિરનું કામકાજ એમના સાથી શ્રી હરભાઈએ સંભાળ્યું.

બાલમંદિર શરૂ થયું ને ગિજુભાઈનો આત્મા સોળે કળાએ ખીલી ઊઠ્યો. શૂન્યમાંથી સર્જન કરવાનું હતું. પોતાની આવડત અને પોતાની શક્તિઓની મર્યાદા તેઓ સમજતા હતા. મૉન્ટીસોરી પદ્ધતિ કેટલે અંશે અહીંના વાતાવરણમાં સફળ થાય એના પ્રયોગો બાકી હતા. સમાજ પણ તેમના વિચારોને બહુ અનુકૂળ ન હતો, પરંતુ ગિજુભાઈએ તો ઝુકાવ્યું.

બાલમંદિરના શરૂઆતના કાળનું વર્ણન એમણે પોતે સુંદર રીતે વિગતવાર કર્યું છે. કોઈ પણ જાગરુક શિક્ષકે એ વર્ણન વાંચવા જેવું છે. સ્વાનુભવને આધારે આવું શિક્ષણના પ્રયોગો વિશેનું લખાણ આપવું એ પણ ગિજુભાઈનું એક નોંધનીય પ્રદાન છે. આપણે ફક્ત એ દિવસોની એમની મનઃસ્થિતિનું ચિત્ર એ લખાણમાંથી જોઈએ :

'મારા મનમાં એક તેમનું (બાળકોનું) જ રટણ અને ચિંતન હતું. રાત્રે દરેક બાળકનો વિચાર ચાલતો. દરેકને માટે કાલે શું કરવાનું છે તે નક્કી કરતો. તે વખતે એ મારી એક જ ઉપાસના હતી. હું ઘણી વાર બાળકોના ધ્યાનમાં મારી અન્ય પ્રવૃત્તિઓ જેવી કે ખાવું, પીવું વગેરે યંત્રવત્ કરતો. મને તે માટે ઠપકો મળતો. કોઈ વાર વિચારમાં ને વિચારમાં બીજાને સરખો જવાબ ન આપતો. તે માટે સામાને અપમાન લાગતું, પણ હું એક વસ્તુની પાછળ પડ્યો હતો. પાછળ પડવું એટલે પડવું. તેના મય થઈ જવું. એને પોતાનો પ્રભુ બનાવવો,

એનું નામ ઉપાસના.'

'એમાં વિક્ષેપો આવે, કસોટીઓ થાય, ભ્રમ પેદા થાય, એ બધું વટાવી જવું પડે. જાત જાતનાં બાળકો, પદ્ધતિની નવી અજમાયશ, સમાજ અને રૂઢ શાળાના પરંપરાગત આચારવિચારોનો સીધો-આડકતરો વિરોધ, સાધનોની અપૂર્ણતા અને મારી પોતાની શક્તિની મર્યાદા : આ બધું સાથે હોવા છતાં મનુષ્યે પાર પડવા નીકળવું હોય તો એ માટે ભારે શ્રમ ઉઠાવવો પડે. બધું ભૂલવું ને જરૂર પડે તો ત્યજવું પણ જોઈએ.'

'બાળકોએ મને પ્રેમ આપી નવો કર્યો, નવું જીવન આપ્યું. તેમને શીખવવામાં ખરું તો હું જ શીખ્યો. તેમને અવલોકવામાંથી જાતને અવલોકવાનું મળ્યું. તેમને નીચેથી મુક્ત કરી ઊંચે લઈ જતાં સાથે સાથે હું પણ ઊંચે ચડતો ચાલ્યો. તેમનો ગુરુ થતાં મેં તેમનું ગુરુપણું સમજી લીધું.'

'આ કાવ્ય નથી, આ બધું હાથમાં હોય એવું સ્પષ્ટ અનુભવકથન છે.'

'આપણે કોઈ પણ કામ કરીએ, પાછળ પડીને કરીએ, શિર સાટે કરીએ, તો મારી દૃઢ માન્યતા છે કે આખરે આપણને વિનયશ્રી વરવાની જ. માત્ર આપણા અંતરમાં શ્રદ્ધા અને દીનતા (પ્રભુ સામે) બે વસ્તુ જોઈએ.'[૧]

આ શ્રદ્ધા પણ ફળી. મુ. શ્રી તારાબહેન, મોંઘીબહેન, નર્મદાબહેન, મનુભાઈ વગેરે સાથીદારો મળ્યાં. ટેકરી ઉપર નવું મકાન થયું અને મુ. જુગતરામકાકા ગાઈ ઊઠ્યા :

*'વહાલું મારું બાલમંદિરિયું*
*ટેકરીને શિખરે મંદિર અમારું*
*દેરાની જાણે ધજાય;*
*સવારે સૂરજ સોનલા રે વેરતા.*
*સાંજે ગુલાલ ઢોળી જાય,*
*વહાલું મારું બાલમંદિરિયું.'*

---

૧. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક

સમાજને ગળે પોતાની વાત ઉતારવા સાથે સાથે ગિજુભાઈએ પ્રચારની વાત પણ અજમાવી હતી. ભાવનગરમાં શિક્ષકોની સભામાં નૂતન શિક્ષણને લગતાં વ્યાખ્યાનો આપતા. મા-બાપો અને વાલીઓની સભાઓ કરી તેમને પણ પોતાની વાતો સમજાવતા. પત્રિકાઓ કાઢીને પણ પોતાની વાતો તેમને ગળે ઉતારવા મહેનત કરતા.

નાનાં બાળકો કોઈ વાર બાલમંદિરમાં ગિજુભાઈને ફરિયાદ કરે, 'બા આજ ઘરે મારતી'તી.' ગિજુભાઈ તેમની સાથે ઘેર ચિઠ્ઠી લખી મોકલે : 'હવેથી મારશો નહીં.' બા બિચારી ચિઠ્ઠી વાંચી શરમાઈ જાય.

ધીરે ધીરે બાલમંદિરનો વિચાર લોકોને ગળે ઊતરવા લાગ્યો. કોઈ કોઈ જગ્યાએ આ ઢબનાં બાલમંદિરો શરૂ થવા લાગ્યાં. લોકો પણ ગિજુભાઈનું બાલમંદિર જોવા માટે થોડો સમય આવતા અને પછી પોતાને ત્યાં જઈ એવું બાલમંદિર શરૂ કરતા. આમાંથી અધ્યાપન મંદિરની શરૂઆત થઈ.

પછી તો પ્રવૃત્તિઓની રેલમછેલ મચી. અધ્યાપનમંદિર ધમધોકાર ચાલવા માંડ્યું. એની સાથે જીવન અધ્યાયનમંદિર પણ શરૂ થયું. મૉન્ટીસોરી સંઘની સ્થાપના કરી. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક અને 'શિક્ષણપત્રિકા' શરૂ થયાં. પત્રિકાઓનું કામકાજ પણ ખૂબ ધમધોકાર ચાલતું.

એમાં વળી સાહિત્યની ગંગા પ્રગટી. બાલસાહિત્ય અને શિક્ષણશાસ્ત્રનું સાહિત્ય, શિક્ષકો માટેનું સાહિત્ય અને મા-બાપો માટેનું સાહિત્ય લખાવા જ માંડ્યું. મુ. રામભાઈ પાઠક નોંધે છે : 'ગિજુભાઈ રાતદિવસ જોયા વિના ધોધમાર લેખન પ્રવાહ વહેવડાવવા લાગ્યા. અને એ જ્ઞાનગંગાને શ્રી ગોપાળભાઈ નાની મોટી પુસ્તક-નહેરો વાટે ગામેગામ પહોંચાડવા માંડ્યાં.[1] કોઈ વાર મુ. ગોપાળભાઈ ગિજુભાઈને ગમ્મતમાં કહે : 'ગિજુભાઈ, તમારે હાથે તો સરસ્વતી બેઠાં લાગે છે હો !' ગિજુભાઈ હસતાં હસતાં જવાબ આપતા : 'માળું લાગે છે તો એવું જ હો !'[2]

મૉન્ટીસોરી સંઘની પ્રવૃત્તિઓ પણ ઠીક વિકસવા લાગી. તેનાં

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' : રા. ના. પાઠક
૨. મુ. શ્રી ગોપાળરાવ વિદ્વાંસ સાથેની વાતચીતને આધારે.

સંમેલનો ભરાવા લાગ્યાં. એક સંમેલનમાં તો અમદાવાદ મુકામે ગિજુભાઈને પ્રમુખ પણ બનાવવામાં આવ્યા હતા.

મૉન્ટીસોરીનાં સાધનો દેશમાં જ બને તે માટે ગંભીરતાથી પ્રયત્નો કરવા લાગ્યા.

કામના આટઆટલા ભારની વચ્ચે પણ પોતાનાં બાળકોને તેમણે કદી ઉવેખ્યાં નથી. ખૂબ ખૂબ સંભાળથી અને પ્રેમથી તેમને ઉછેર્યાં છે. રાતે વાળુપાણી કરી ગિજુભાઈ એક બેબીને ખોળામાં સુવાડી વાર્તા કહેતા હોય અને સાથે જ બીજી બેબીને ઘોડિયામાં હીંચકાવતા હોય. અને આ અદકેરું દૃશ્ય લગભગ હંમેશનું હતું.[1] 'હાલતાં ચાલતાં' પુસ્તકમાં ગિજુભાઈએ પોતાનાં બાળકોને લગતા કેટલાક પ્રસંગો નોંધ્યા છે. એ પ્રસંગો ખાસ જોવા જેવા છે. બાલજીવનના નાનકડા સાદા પ્રસંગો પાછળ પણ ગિજુભાઈની આર્ષદૃષ્ટિ કેવી રીતે સંશોધન કર્યા કરતી તે તેમાં છે.

ઘરમાંના ગિજુભાઈ આપણે શ્રી રામભાઈના શબ્દોમાં જોઈએ; 'બબુ-ટીકુ જાગ્યાં હોય. તેમને દાતણનો કૂચો કેમ કરવો, દાંત કેમ ઘસવા વગેરે પાસે બેસીને ગિજુભાઈ બતાવે. ચા-પાણી પાય. નવરાવે અને જમતી વખતે જમાડે. પણ ગિજુભાઈ જમી રહે એટલે બબુબહેન કહેશે : 'ગિજુભાઈ ચળુ કરાવો.'[2]

'અને બાલમંદિર જાય ત્યારે ટેકરી ચડતા ગિજુભાઈની સાથે બબુબહેન દડબડતાં આવતાં હોય. આ ક્રમ ચારે બાળકો ઉંમરલાયક થયાં ત્યાં સુધી ચાલ્યા કર્યો.'

આ વાતનું મહત્ત્વ તો ત્યારે સમજાય છે કે જ્યારે મને એક

---

૧. આ વાતાવરણ આખી દક્ષિણમૂર્તિ સંસ્થામાં જામી ગયું હતું. શિક્ષણની અને રાષ્ટ્રીય હિલચાલોની ગમે તેવી મોટી ચર્ચાઓ કરીએ પણ બાળકોનું અને ઘરનાં નાનાં મોટાં કામોનું સ્થાન એનાથી જરાય ઊતરતું નથી. શ્રી નાનાભાઈને ત્યાં પણ જઈએ તો તેઓ બેઠા બેઠા પોતાના બાળકને ઘોડિયામાં હીંચકાવતા હોય અને આપણી સાથે ચર્ચાઓ પણ કરે. શ્રી મનુભાઈ પંચોળીએ એની ખાસ નોંધ કરી છે. શ્રી હરભાઈને ત્યાં પણ એમના વિદ્યાર્થીઓ કહે છે કે લગાતાર વર્ષો સુધી શ્રી હરભાઈને સાંજે ચાર વાગે કપડાં સૂકવતા જોયા છે.

૨. ચળુ કરવું = હાથ ધોવા.

સાંભળેલી વાત યાદ આવે છે. રૂસોએ બાલકેળવણીની મોટી મોટી વાતો કરી હતી, પણ પોતાનાં બાળકોને ધર્મશાળામાં મૂક્યાં હતાં.

ગિજુભાઈના સ્વભાવની બીજી પણ એક વિશેષતા માલૂમ પડે છે. બાલમંદિરને નખશિખ સુંદરતમ્ રાખતા ગિજુભાઈએ જાત પ્રત્યે કદી ધ્યાન આપ્યું નથી. અને એટલે તો સૌ મિત્રો તેમને ઓલિયા જ કહે છે. કફનીને કાંઠલે રૂછડાં નીકળ્યાં હોય, ધોતિયું રજા માંગતું હોય, ચશ્માંની દાંડલી પણ દિવસો સુધી તૂટેલી રહી જાય. આપણે એક પ્રસંગ જોઈએ એટલે ગિજુભાઈનું ચિત્ર બહુ સ્પષ્ટ થશે.

અમદાવાદ મૉન્ટીસોરી સંમેલનમાં પ્રમુખ તરીકે જવું છે. સામાન પેક કરવા લાગ્યા. બિસ્તરો તૈયાર થયો. ગિજુભાઈએ પૂછ્યું : 'કપડાં ?'

શ્રી જડીબહેને બે ધોતિયાં ને બે ઝભ્ભા કબાટમાંથી કાઢ્યાં. ઝભ્ભા ઊજળા દૂધ જેવા પણ ચારેકોર ફાટેલા.

બચુભાઈ કહે : 'ગિજુભાઈ ! આ ઝભ્ભા નહિ ચાલે. હમણાં ને હમણાં ભાઈચંદભાઈને ખાદી ભંડારે મોકલો. બે ઝભ્ભા સિવડાવી સ્ટેશને મોકલાવે. ઊભાં ઊભાં દરજી તૈયાર કરી આપશે.'

ગિજુભાઈ હસીને બોલ્યા : 'એટલે એમને, કે હું પ્રમુખ થયો માટે નવા કરાવવા ? તું જુએ છે ને કે ફાટ્યા પછીય મારે કેટલા ચાલે છે ?' આમ કહી ગિજુભાઈએ સામે ઊભેલાં શ્રી મોંઘીબહેન અને પ્રેમીબહેનને કહ્યું : 'લે મોંઘી, પ્રેમીબહેન, તમે અકેક ઝભ્ભો ઉપાડો. ટાંકા, થીગડાં, બટન જે કરવું હોય તે કરી નવા જેવા બનાવી દો.'

શ્રી મોંઘીબહેને અને પ્રેમીબહેને ઝભ્ભા સાંધીને સમા કર્યા. ગિજુભાઈ હાથમાં લઈને મોં મલકાવતા બોલ્યા : 'વાહ, સરસ ! નવા થઈ ગયા ને શું ? જો બચુ ! પ્રમુખને શોભે તેવા છે ને ? ખાદી થોડી ફાટી કે તુરત કંઈ નાંખી દેવાય છે ?[૧]

૧૯૩૦ની સ્વાધીનતાની લડત આવી. શ્રી નાનાભાઈ વગેરે સૌ સક્રિય રીતે નમક સત્યાગ્રહોમાં પડ્યા. ગિજુભાઈનો રાષ્ટ્રીય શિક્ષકનો જીવ વિચારે છે, કે મારે શું કરવું જોઈએ ? અને એમાંથી અક્ષરજ્ઞાન યોજના પ્રગટી. સ્વાધીનતા પ્રાપ્ત કરવામાં અને એને ટકાવી રાખવામાં

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' –રા. ના. પાઠક

આજે પણ કોઈ આ લોકશિક્ષણનું મૂલ્ય ઓછું આંકી શકે તેમ નથી.

પણ એવામાં તો સ્વાધીનતાની ચિરાગ વધુ ને વધુ સળગતી ગઈ. શ્રી નાનાભાઈ જેલમાં ગયા અને ગિજુભાઈ અહીં રહી ન શક્યા. સંગ્રામમાં એમણે પણ સીધું ઝુકાવ્યું. અહીં પણ એમનો શિક્ષક જીવ બરાબર દેખાય છે.

ગિજુભાઈએ બારડોલીના હિજરતી ખેડૂતોની વચ્ચે રહેવાનો નિરધાર કર્યો; માંડવો બાંધી તેમની વચ્ચે રહ્યા.

વહેલા ઊઠી નાનાં છોકરાંને એકઠાં કરવાં, તેમને નવડાવી ધોવડાવી સાફ કરવાં, રમાડવાં, ગીત ગવડાવવાં, વાર્તાઓ કહેવી, લખતાં-વાંચતાં શીખવવું. મોટેરાંઓને ભજન સંભળાવવાં અને કથા-વાર્તાઓ કરવી. ગિજુભાઈના આગમનથી માંડવાના હિજરતીઓને હૂંફ મળી; તેમનામાં હિંમત આવી. રોજ સાંજ પડે ને શ્રી મોંઘીબહેન પોતાની મીઠી હલકથી અને સુરીલા કંઠથી ભજન સંભળાવે.

*'હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે.*
*જેની સુરતા શામળિયા સાથ વદે વેદ વાણી રે.'*

'સ્ત્રી, પુરુષ, બાળકો સૌ વીંટળાઈને બેઠાં હોય. પૂર્ણાને તીરે, ગામથી સહેજ દૂર ખેતરના માંડવામાં મોડી રાત સુધી બારડોલીના હિજરતી ખેડૂતો ભજન સાંભળે ને પોતાનાં સુખદુઃખ વીસરી જાય.

આ અનુભવોમાંથી જ ગિજુભાઈએ આગળ જતાં 'બાળ ક્રીડાંગણ'ની યોજના રજૂ કરી.

ગિજુભાઈની વાનરસેના, માંજારસેના, વાનર પરિષદો વગેરે પ્રવૃત્તિઓ પણ અહીં જ ચાલેલી.

ગ્રામ અધ્યાપનમંદિર અને શિક્ષણની Extension services પણ શરૂ થઈ ગઈ. નવાં બાલમંદિરો શરૂ કરાવે, ચાલતાં બાલમંદિરોને પત્રો દ્વારા અને રૂબરૂ જઈને માર્ગદર્શન આપે. કેળવણીની સંસ્થાઓ કે સરકારી કે દેશી રાજ્યોનાં કેળવણી ખાતાંઓ માર્ગદર્શન માગે તો તે પણ આપે.

બસ પ્રવૃત્તિ, પ્રવૃત્તિ, પ્રવૃત્તિ. મોડી રાતે પોતાનાં બીમાર બાળકો પાસે જાગરણ કરતાં કરતાં પણ ભાઈ પ્રભુલાલ સાથે મનોવિજ્ઞાનની ચર્ચાઓ ચાલે અને અધૂરો અભ્યાસક્રમ પ્રેમથી પૂરો કરે.

The candle was burning at both the ends.

કામનો આટલો બધો બોજો શરીર ક્યાંથી સહન કરે ! તાવ અને દમ શરૂ થયા. તોય ગિજુભાઈ કામ તો ચાલુ જ રાખતા.

નાનાભાઈ પોતાની લાક્ષણિક ઢબે ગિજુભાઈને કહે : 'ઘોડાને થાક લાગ્યો હોય ત્યારે થોડી વાર તો ખીલે બાંધવો કે નહિ ?'

'નાનાભાઈ, જે લોકો લાંબી આવરદા માગે છે તેના જેવા બીજા કોઈ મને મૂર્ખા નથી લાગતા. સો વર્ષની આવરદા માગવી ને પછી સો વર્ષમાં દસ વર્ષનુંય કામ ન કરવું તેના કરતાં પચાસ વર્ષની આવરદામાં સો વર્ષનું કામ કરી છૂટવું એ મને વધારે ગમે. જીવનમાં રગશિયા ગાડાં જેવા લોકો પર મને ભારે ચીડ ચડે છે. ખાવું ને પીવું, સૂવું ને બેસવું, કામ કરવું ને આરામ લેવો આ બધાં તૂત મને ગમતાં નથી.'

'પણ ગિજુભાઈ, માંદા છો ત્યાં સુધી બાલમંદિરનું કામ ન કરો એવો મારો નિયામક તરીકે હુકમ છે.' નાનાભાઈએ કહ્યું. 'સાહેબ, હુકમ હું માથે ચડાવું છું. પણ બાળમંદિરનું કામ નહિ કરું તો બીજી દશ નવી હલામણો ઊભી કરીશ. મારાથી રહેવાય જ નહિ. માટે જ મને એવો હુકમ ન કરો અને હું કામ કરું તે કરવા દો તો જલદી સાજો થવાનો છું.'

ધીરે ધીરે સાજા થયા. વળી પાછી કામની એ જ રફતાર. પ્રવાસો પણ કેટલા ખેડ્યા. ઠેઠ સિંધ અને મુંબઈ સુધી કાર્યક્ષેત્ર વિસ્તરી ચૂક્યું.

મિત્રોએ, શિષ્યોએ અને સ્નેહીજનોએ સન્માન થેલી અર્પણ કરી. ગિજુભાઈએ થેલીનો સ્વીકાર કરતાં કહેલું : 'ગુજરાતનાં બાળકોનું આ સન્માન છે. હું તો માત્ર નિમિત્ત છું એમ સમજું છું. તમે પણ સમજજો.' અને થેલીની બધી રકમ બાળકોના કલ્યાણ માટે વાપરવા એ થેલીના સંયોજકોને જ સુપરત કરી દીધી.

ગિજુભાઈની કેટકેટલી વાતો સંભારીએ ? હીરાને કોઈ પણ ખૂણેથી જોઈએ, એ રંગરંગીન હીરો જ દેખાશે. મારાથી તો કહી દેવાય છે કે –

'પુણ્યાત્માના ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.'

૧૯૩૬માં તેમને સંસ્થામાં કામ કરતાં ૨૦ વર્ષ પૂરાં થયાં

એટલે આ જ વર્ષમાં દક્ષિણામૂર્તિમાંથી તેઓ છૂટા થયા.

દક્ષિણામૂર્તિમાંથી છૂટા થયા પછી થોડો સમય આરામ લીધો. પણ ત્યાં તો તેમના જૂના દોસ્ત શ્રી પોપાટલાલ ચૂડગર તેમને રાજકોટ ઝડપી ગયા. વળી પાછી અધ્યાપનમંદિર અને Extension servicesની પ્રવૃત્તિઓ ધમધમી ઊઠી. શ્રી તારાબહેન મોડકના શબ્દોમાં કહીએ તો તેમની અંદર રહેલો બાળકો તરફ અન્યાયથી વર્તનારા સમાજને ઉથલાવી નાખવા માટે ધખતો અગ્નિ તેમને શાંત રહેવા દે તેમ ન હતો.

પરંતુ શરીર હવે કહ્યા બહાર જતું હતું. પરંતુ ગિજુભાઈ પણ લીધી વાત મૂકે તેવા ક્યાં હતા ? ગિરીશભાઈ નોંધે છે કે 'છેલ્લા અધ્યાપનમંદિરનું હોડકું ગિજુભાઈએ લાકડીને ટેકે ટેકે હાંક્યું.'

માંદા ગિજુભાઈની ખબર કાઢવા મિત્રો આવે. ગિજુભાઈ બેઠા થઈ જાય. 'સૂતા સૂતા વાત કરો. સૂવાથી આરામ અને શાંતિ રહેશે.'

ગિજુભાઈનો જવાબ સનસનાટી કરતો આવતો : 'શાંતિ કી બાત છોડો. મિયાં કો શાંતિ કબ્રમેં મિલેગી !'

માંદગી વધતી જ ગઈ. હવાફેર માટે દેવલાલી લઈ જવામાં આવ્યા. કંઈ આરામ ન થયો એટલે પંચગની લઈ ગયા. થોડોક સુધારો તબિયતમાં દેખાયો, પણ ત્યાં તો એકાએક પક્ષઘાતનો હુમલો થયો.

મુંબઈ લાવીને વધુ સારવાર માટે હરકીસનદાસ હૉસ્પિટલમાં દાખલ કર્યા. એ દિવસો ખૂબ કષ્ટમય વીતતા હતા. વાચા બંધ થઈ ગઈ હતી. જમણો હાથ કામ આપતો ન હતો.

એક દિવસ પાગલ હરનાથની વાત નીકળતાં બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. સ્થિર થયા પછી ચિઠ્ઠીમાં લખે છે : 'મારી આત્મદર્શન કરવાની ઝંખના અધૂરી જ રહી. હું મારી વાત કોને સમજાવું ?'

ટાગોરનું ગીતાંજલિમાંનું પેલું ભજન યાદ આવી જાય છે :

यदि तोमार देखा ना थाई प्रभु,
एबार ए जीवने;
तबे तोमाय आमी पाई निजेनो,
से कथा रव मने;
जे नो भूले ना जाई वेदना माई शयने स्वप्ने !

*[ના દો તો પ્રભુ ભલે ન દેશો દર્શન તમારાં,*
*આ ને આ જન્મે મારા;*
*મિલન હજુ નથી થયું તમારું એના ભણકારા,*
*રહેજો અંતરમાં મારા,*
*ભૂલું નહીં શયને કે સ્વપ્ને શલ્ય જેવા સાલો મનને]*

શ્રી મહાદેવભાઈ અને પૂજ્ય કસ્તુરબા આવ્યાં. બાપુ વતી ખબર પૂછ્યા. પ્રેમનાં આંસુ સરી પડ્યાં.

અંતિમ ક્ષણો આવતી જતી હતી. આત્મા જાણે કે પેલી કબીરની પંક્તિઓ કહી રહ્યો છે : 'રહના નહીં દેશ વિરાના હૈ !'

છેલ્લી ચિઠ્ઠી લખાય છે : 'Life is not eternal. I am closing my accounts. મારા મૃત્યુ પછી કોઈ રડશો નહિ.'

એક શાંત દીર્ઘ શ્વાસ લેવાયો અને બાળકોની 'મૂછાળી મા'નો આતમદીપ હોલવાયો.

બાપુજીએ અંજલિ આપી : 'એમના ઉત્સાહે અને એમની શ્રદ્ધાએ મને હંમેશા મુગ્ધ કર્યો હતો. એનું કામ ઊગી નીકળશે.'



# ૨

# ગિજુભાઈના પુરોગામીઓ

'આ ધરતી પરની માનવીની કથાની સૌથી મોટી હકીકત તેની ભૌતિક સિદ્ધિઓ નથી. તેણે સ્થાપેલાં તથા જમીનદોસ્ત કરેલાં સામ્રાજ્યો નથી પણ સત્ય અને ભલાઈ માટેની પોતાની ખોજમાં તેના આત્માએ યુગે યુગે સાધેલો વિકાસ છે. આત્માના આ સાહસમાં ભાગ લેનારા માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે.'

**– સર્વપલ્લી રાધાકૃષ્ણન**

**ગિજુભાઈના ક્રાંતિકારક વિચારો :**

શ્રી ગિજુભાઈના કેળવણી કાર્યમાં આપણને થોડાક ક્રાંતિકારક વિચારો માલૂમ પડે છે. ટૂંકમાં તે આમ કહી શકાય :

૧. બાળકના વ્યક્તિત્વનો સ્વીકાર અને બાલ-સન્માન.

૨. Teaching Process નહિ પણ Learning Processનો સ્વીકાર.

૩. બાળક ક્રિયાઓ કરે, અનુભવો મેળવે અને એ અનુભવોના પાયા પર બાળકનાં શરીર, મન, બુદ્ધિ અને લાગણીઓનો વિકાસ થાય.

૪. ક્રિયાઓ કરવા માટે અને અનુભવો ગ્રહણ કરવા માટે જ્ઞાનેન્દ્રિયો અને કર્મ-ઇન્દ્રિયો સતેજ અને સૂક્ષ્મ અનુભવ કરી શકે તેવી હોય.

૫. બાળકના શિક્ષણની આ પ્રક્રિયામાં બાળકને સ્વતંત્રતા મળવી જોઈએ અને એની સ્વયંસ્ફુરણા પણ હોવી જોઈએ.

૬. બાળક પ્રત્યેનો શિક્ષક અને મા-બાપોનો વ્યવહાર માનસશાસ્ત્રીય હોવો જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો એ વ્યવહાર બાળકના શરીર અને મનની પરિસ્થિતિ સંપૂર્ણ રીતે સમજીને થવો જોઈએ.

આ વિચારોનો ઉદ્ભવ ગિજુભાઈમાં સ્વયંભૂ થયો છે, પરંતુ એ વિચારોનો પૂરેપૂરો આત્મસાક્ષાત્કાર મૉન્ટીસોરી અને બીજા યુરોપિયન કેળવણીકારોના પુસ્તકોથી થયો છે. ગિજુભાઈના જીવનમાં એ વિચારો ઉપસ્થિત થયા, વિકસિત થયા અને યોગ્ય માર્ગે સંક્રમણ પામ્યા એમાં પણ આ પાશ્ચાત્ય કેળવણીકારોની દેન ઘણી છે. ગિજુભાઈ પણ આ બાબતમાં પોતાનું ઋણ પ્રગટ કરે છે. કાકાસાહેબ કાલેલકર તેમને કહેતા : 'તમે સ્વતંત્ર પ્રયોગો કરો, પોતાની પદ્ધતિ ખીલવો અને કેળવણીના ઋષિ બનો. તમારી પાસે પોતાનું જ દર્શન હોવું જોઈએ. મૉન્ટીસોરીના અનુયાયી બની એમનો સંદેશો હિંદુસ્તાનને પહોંચાડવાનું કામ કરો એ હું સમજી શકતો નથી.' ગિજુભાઈ કહેતા : 'મને પ્રેરણા મળી છે તેનો એકરાર ન કરું તો હું નગુણો કહેવાઉં.'[૧]

**પ્રાચીન ભારતમાં એ વિચારોની સ્થિતિ :**

આ વિચારો આપણને પશ્ચિમમાંથી ભારતમાં આવતા દેખાય છે, છતાંય ભારતના કેળવણી-ઈતિહાસમાં એ નવા તો નથી જ. Teaching Process કરતાં Learning Processનો સ્વીકાર થયો છે એ તો આપણને એ વાત પરથી દેખાય છે કે સમગ્ર સંસ્કૃત ભાષામાં આચાર્ય વિનોબાજી કહે છે તેમ શીખવાની ક્રિયા માટે મૂળ ક્રિયાપદ મળે છે. પરંતુ શીખવવાની ક્રિયા માટે મૂળ ક્રિયાપદ મળતું નથી. એને માટે તો પ્રેરક રૂપ શીખવવું જ મળે છે. જેમ કે – અધ્યયન અધ્યાપન.

શિક્ષણ ક્રિયાત્મક અને અનુભવજન્ય બને એ વાત પણ આપણને એ કાળમાં દેખાય છે. ઋષિ પોતાના શિષ્યને માંદલી, દૂધ

૧. 'સ્મરણાંજલિ' –કાકા કાલેલકર

ન આપતી એવી પાંચપચીસ ગાયો આપીને કહેતા કે હવે દેશ-પરદેશ ઘૂમો. હૃષ્ટપુષ્ટ અને દૂધ આપતી એવી હજાર ગાયો થાય ત્યારે પાછા આવો.[૧]

ઉદ્દાલક ઋષિ પોતાના પુત્રને આત્મજ્ઞાન શીખવે છે તોપણ પાણીના પ્યાલામાં મીઠું નખાવવાના પ્રયોગથી અને વડલાના ટેટાના પ્રયોગથી ભગવાન બુદ્ધ પેલી પુત્ર વિયોગી કિસા ગોતમીને કેવી અત્યંત ઋજુતાથી શીખવે છે કે મૃત્યુ તો ન નિવારી શકાય તેવું દુઃખ છે. મૂઠી સરસવ મગાવીને એ વાત શીખવી. અનુભવજન્ય સ્વશિક્ષણનો કેવો ઉત્તમ પ્રયોગ ! બ્રહ્મચર્ય જેવા ગૂઢ વિષયના શિક્ષણને પણ વાર્તાઓ અને ઉદાહરણોથી સુગમ અને રસભર્યું બનાવવા પ્રયત્નો થતા દેખાય છે. અને બાલ-સન્માન પણ દેખાય છે. પેલા તુલસીદાસના રામચરિતમાનસમાં, વિશ્વામિત્ર ઋષિ પોતાના છાત્રાલયમાં દશરથનંદનોને જગાડતી વખતે પેલો કાળમુખો ઘંટ ઘણઘણાવતા નથી પરંતુ મધુર, મંજુલ સ્વરે ગાય છે :

*'જાગિયે રઘુનાથ કુંવર પંછી વન બોલે.'*

બાળક ઉપર કે કોઈ ઉપર પોતાના વિચારો લદાય નહિ એ વાત પણ સ્વીકારાયેલી દેખાય છે. ઉપનિષદનો ઋષિ પોતાના શિષ્યોને કહે છે કે यानि अस्माकं सुचरितानि तानि उपास्यानि न इतराणि । ભગવાન બુદ્ધ પણ પોતાના શિષ્યોને કહેતા સંભળાય છે કે હું મહાપુરુષ છું માટે મારી વાત ન સ્વીકારતા. પરંતુ તમારું હૃદય સ્વીકારે તો જ તમે ગ્રહણ કરજો."

પરંતુ પ્રાચીન કાળમાં આ વાત સર્વત્ર વ્યાપ્ત તો નથી માલૂમ પડતી. કોઈ કોઈ વિશિષ્ટ વ્યક્તિઓની સંસ્થાઓમાં આ વિચારો ઉદ્ભવતા અને આચરિત થતા આપણે જોઈએ છીએ. બધાય સામાન્ય શિક્ષકો કંઈ આ રસ્તે ચાલતા હોય તેવું માલૂમ પડતું નથી. વળી પડતીના કાળમાં તો વિચારોની સંકુચિતતા ઘણી વધી ગઈ હતી. એટલે એ વિચારો નિર્મૂળસમ પણ બની ગયા હતા. એવે વખતે આ વિચારો યુરોપમાં વિકસ્યા. વિજ્ઞાનથી પરિપ્લાવિત થયા અને

---

૧. છાંદોગ્ય ઉપનિષદ્.

રાષ્ટ્રીયતાના સીમાડાઓ વીંધીને સમગ્ર જગતમાં વ્યાપ્ત થયા.

યુરોપમાં આ વિચારોના વિકાસમાં જે જે વ્યક્તિઓએ જે જે ફાળો આપ્યો છે તે તે વ્યક્તિઓ અને તેમના પ્રદાન વિશે આ પ્રકરણમાં આપણે ટૂંકમાં જોઈશું. એ બધી વ્યક્તિઓને આપણે ગિજુભાઈના પુરોગામીઓ તરીકે ઓળખીશું ?

**ગિજુભાઈના પુરોગામીઓ–લૉક :**

પુરોગામીઓમાં પ્રથમ છે અંગ્રેજ કેળવણીકર જોન લૉક. (૧૬૩૨-૧૭૦૪) ગિજુભાઈ પોતે વિહંગદષ્ટિ ફેંકતા લખે છે કે, 'જોન લૉકમાં મૉન્ટીસોરીના મહાનદનું ક્ષીણ પ્રવાહ ઝરણું માત્ર છે. કોન્ડિલેક અને પેરેરાએ હવે ઝરણાંને કંઈક વિપુલ કરી નાળાની પ્રતિષ્ઠા આપી કહેવાય. રૂસોએ તો નદી વહેવડાવી. એના બે ફાંટા થયા : એકમાં પેસ્તેલૉજી અને ફ્રોબેલ સહેલગાહે નીકળ્યા અને બીજામાં ઈટાર્ડ અને સેગુઈનના પ્રબળ પ્રવાહો ભળ્યા. એ પ્રવાહો ઊછળ્યા, જોરથી વહ્યા અને પૂરથી ઊભરાયા. તેમાંથી આજે મૉન્ટીસોરીનો મહાનદ અસ્ખલિત, અવિચલ, અદ્‌ભુત પ્રવાહ શિક્ષણ ભૂમિકા ઉપર વહી રહ્યો છે.'[1]

ઈંગ્લાંડમાં સમરસેટ તેની જન્મભૂમિ ઑક્સફર્ડમાં ઉચ્ચ અભ્યાસ કરીને થોડો વખત પ્રોફેસરી કરી. ૩૪ વર્ષની ઉંમરે વૈદકનો અભ્યાસ શરૂ કર્યો, પણ એ અભ્યાસ પૂરો થઈ શક્યો નહિ. ત્યાર પછી લોર્ડ એસ્વીના ખાનગી મંત્રી તરીકે વર્ષો સુધી કામ કર્યું. એ કામ કરતાં કરતાં પોતાના શેઠના પુત્રની અને પ્રપૌત્રની કેળવણી ઉપર દેખરેખ રાખતો હતો. આ અનુભવને પરિણામે તથા પોતાના વાંચનને બળે તેણે બે પુસ્તકો બહાર પાડ્યાં. આ પુસ્તકોમાં તેના કેળવણી વિષયક વિચારો રજૂ થયેલા છે. ગિજુભાઈ કહે છે, 'શિક્ષક ને ડૉક્ટરનો સુભગ સુયોગ લૉકમાં છે.'[2]

લૉક માને છે કે દરેક વ્યક્તિ શરીરથી અને મનથી એક બીજા કરતાં સંપૂર્ણપણે ભિન્ન છે, આથી બાળકોની કેળવણી વ્યક્તિગત હોવી

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ.' –ગિજુભાઈ

જોઈએ, સમૂહગત નહિ. એ જમાનામાં ચાલતી (આજે પણ) સમૂહ શિક્ષણની પદ્ધતિ ઉપર તેણે સારા એવા પ્રકારો કર્યા છે. વળી તે કહે છે કે વસ્તુ શીખનારને અનુસરતું હોવું જોઈએ. લૉક શિક્ષણના કેન્દ્રમાં બાળકને મહત્ત્વનું સ્થાન આપે છે.

બાળકોને સ્વાતંત્ર્ય અપાય તે વાત ઉપર પણ તે ભાર મૂકે છે. તે લખે છે કે તમને જે કંઈ ગમતું હોય તેમાં પણ જો બાળકનું મન કે વલણ ન હોય તો તમે તેની પાસેથી તે કામ ન લ્યો. મોટો માણસ પણ પોતાને અમસ્થું સંગીત કે વાચન ગમતું હોવા છતાં પણ જે ઘડીએ તે તેને ગમતું નથી હોતું તે ઘડીએ એની પાસે જો કોઈ પરાણે તે કરાવે તો થાકી જાય છે અને તેનો પ્રયાસ નિરર્થક જાય. આમ જ નાનાં બાળકોની બાબતમાં છે. બાળકોમાં કામને માટે સમય અને ઋતુ આવે છે.

એ વખતે તેઓ સહેલાઈથી કામ કરી શકે છે. આ સમયને બરાબર ઓળખવામાં આવે તો શિક્ષણની માથાકૂટ મટી જાય. આથી ઘણો વખત અને કંટાળાભરેલી મહેનત પણ બચી જાય. બાળક પોતાની મરજીથી શીખતું ન હોય તેવે વખતે તેના વખતનો જેટલો વ્યય થાય અને તેને જેટલો શ્રમ પડે તેના કરતાં અર્ધા વખત અને શ્રમથી તે જ્યારે લહેરમાં હોય ત્યારે ત્રણગણું શીખી શકે. અને જો યોગ્ય પરિસ્થિતિ ગોઠવવામાં આવે તો રમતમાં જેટલો આનંદ આવે છે તેટલો જ આનંદ ભણતરમાં પણ તેને આવે. સ્વતંત્રતા આપવાથી બાળકની ખરી ખોડો અને ખામીઓ તેમજ તેનાં માનસિક વલણો જાણી શકાય છે. તેની ઉપર કોઈની દેખરેખ છે. એવી જ્યારે તેને ખબર નથી હોતી એવે વખતે તે ઘણુંખરું ખીલે છે. **આમાંથી શિક્ષક તેને ઓળખી લઈ જેવું ધારે તેવું તેને ઘડી શકે.**[૧]

છેલ્લા વાક્ય વિશે ગિજુભાઈ નોંધ કરે છે કે 'આ છેલ્લા શબ્દો જો કે અત્યારની સ્વાતંત્ર્યની ફિલસૂફી ઉપર પાણી ફેરવતા હોય તેવા દેખાય છે. છતાં સ્વાતંત્ર્યના સિદ્ધાંતનાં મૂળ જોન લૉકમાં છે એમાં સંશય નથી.[૨]

---

૧. 'મોન્ટીસોરી પદ્ધતિ.' –ગિજુભાઈ

૨. એજન

ઈન્દ્રિય શિક્ષણ ઉપર તેના વિચારો બહુ સ્પષ્ટ નથી. એમ કહેવાય છે કે તેના વિચારોએ ઈંગ્લાંડ અને પાડોશી દેશો ઉપર ખૂબ ખૂબ અસર કરી હતી.

**કોન્ડિલેક :**

પછી આવે છે ફ્રેન્ચ કેળવણીકાર કોન્ડિલેક : ૧૭૧૫ થી ૧૭૮૦ : એના ઉપર લૉકના વિચારોની અસર ખૂબ થઈ હતી. 'વિશ્વના સંપર્કમાં આવતાં ઈન્દ્રિયોને થતા અનુભવો' નામનું પુસ્તક તેણે પ્રગટ કર્યું હતું. તેના વિચારો વિશે ગિજુભાઈ નોંધ કરે છે કે 'કોન્ડિલેક ઈન્દ્રિયોના અનુભવોને માનસિક વ્યાપારના પાયારૂપ ગણે છે. છતાં તેની દૃષ્ટિ સામે ઈન્દ્રિય કેળવણીનો આજનો અર્થ હતો એમ જણાતું નથી. ઊલટું તેનું કહેવું એમ હતું કે ઈન્દ્રિયોને ખાસ કેળવણી આપવાની જરૂર નથી. નાનપણમાં ઈન્દ્રિયને વારંવાર બુદ્ધિપૂર્વક વાપરવાની જરૂર પડવાથી ઈન્દ્રિયનો વિકાસ સ્વાભાવિકપણે થાય છે. તેનો મત ઈન્દ્રિયોની કેળવણીનો સ્વતંત્ર પ્રબંધ કરવા કરતાં અવલોકનશક્તિ અને તુલનાબુદ્ધિ કેળવવાનો હતો. જોકે સીધી રીતે કોન્ડીલેકે ઈન્દ્રિયને કેળવણી આપવાનું કશું કર્યું નથી. છતાં બૌધિક કેળવણીમાં ઈન્દ્રિય કેળવણીને અગત્યનું સ્થાન છે એ વિચારો રૂસોમાં ઊતર્યા એમાં કોન્ડિલેકના વિચારોની સાર્થકતા છે.'

**જેકબ પેરેરા :**

પછી આવે છે સ્પેનીશ યહુદી કેળવણીકાર જેકબ પેરેરા : મૃત્યુ ૧૭૮૦ : ૧૮ વર્ષની ઉંમરે તેને જન્મથી મૂંગી એવી એક યુવાન સ્ત્રી સાથે પરિચય થયો. તેના તરફના પ્રેમે તેનું જીવન પલટી નાંખ્યું. બહેરાં અને મૂંગાને બોલતાં કરવાના કાર્યમાં જીવન સમર્પણ કર્યું. તેણે વૈદકનો અભ્યાસ કર્યો અને બહેરાંમૂંગાની નિશાળ કાઢી અનેક પ્રયોગો કર્યા. લ્યુઈ પંદરમાએ તેની શક્તિથી મુગ્ધ થઈ તેને વર્ષાસન બાંધી આપ્યું હતું. બોર્ડો અને પારીસ તેનાં કાર્યક્ષેત્રો હતાં. લંડનની રોયલ સોસાયટીએ તેના કામની કદર કરી પોતાના સભાસદપણાની પદવી આપી હતી.

તેના વિચારો વિશે નોંધ કરતાં ગિજુભાઈ લખે છે કે પેરેરાએ

તે વખતના વિજ્ઞાનશાસ્ત્રીઓને સિદ્ધ કરી બતાવ્યું છે કે સ્પર્શેન્દ્રિય એ આદિ ઈન્દ્રિય છે, અને બીજી ઈન્દ્રિયો એ જ ઈન્દ્રિયનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ માત્ર છે.'

પેરેરાના વિચારોમાંથી નીચેની મુખ્ય વાતો તરી આવતી ગિજુભાઈ નિહાળે છે :

૧. સમગ્ર ઈન્દ્રિયો તેમજ પ્રત્યેક વિશિષ્ટ ઈન્દ્રિય શિક્ષણક્ષમ અને વિકાસક્ષમ છે, અને વિકાસને પરિણામે એની શક્તિ અનેકવિધ અને અનંત કરી શકાય છે.

૨. સૂક્ષ્મ વિચારો અને તુલનાઓ વગેરે માનસિક વ્યાપારો ઈન્દ્રિયગમ્ય અનુભવજનિત છે.

૩. ઈન્દ્રિયગમ્ય અનુભવો (સંવેદના) કરવાની શક્તિની વૃદ્ધિમાં માનસિક વિકાસનું મૂળ છે. પેરેરાના વિચારોએ રૂસો ઉપર ઘણી અસર કરી હતી.

**રૂસો :**

જીન જેક્સ રૂસો (૧૭૧૨ થી ૧૭૮૦) એ અઢારમી સદીનો અત્યંત નોંધનીય કેળવણીકાર છે. તેના પિતા ઘડિયાળી હતા. માતા નાનપણમાં મૃત્યુ પામી હતી. બાળપણમાં કોઈએ તેની પૂરી સારસંભાળ લીધી ન હતી. કંઈક તિરસ્કૃત જિંદગી પણ જીવવી પડી હતી. અને એથી રખડુ જીવન બની ગયું હતું.

ફરતો ફરતો તે પેરીસ જાય છે. ત્યાંના સમાજ જીવનમાં તેને સર્વત્ર દંભ, પોકળતા, દુઃખ અને કૃત્રિમતા તથા વિતંડાવાદ દેખાય છે. ધર્મ સંસ્થામાં તે છેતરપિંડી જુએ છે. રાજ્યસત્તા સર્વસત્તાધારી બની ગયેલી છે. કેળવણીની સંસ્થાઓ પણ જડતા અને રૂઢિઓથી ઘેરાયેલી માલૂમ પડે છે. રૂસો ખિજાઈને કહે છે કે આ સંસ્કૃતિને તો દરિયામાં ફેંકી દેવી જોઈએ.

આ પરિસ્થિતિનું નિદાન કરતાં તે કહે છે કે આપણે જેટલે અંશે કુદરતથી દૂર ગયા છીએ, કુદરતથી વિમુખ થયા છીએ તેટલે અંશે આપણું પતન થયું છે.

તેના ગ્રંથ 'એમિલ'માં તેના કેળવણી વિષયક વિચારો રજૂ થયા છે. 'સ્વતંત્રતા એ મનુષ્યનું લક્ષણ છે. માટે કેળવણીનો પ્રબંધ એવો

રહેવો જોઈએ કે જેને પરિણામે મનુષ્ય પોતાનો સ્વાભાવિક વિકાસ પામે અને જીવનના ગમે તેવા અટપટા બહિર સંજોગોમાં માત્ર સ્વયંવૃત્તિને અનુસરીને જીવનકાર્ય કરે.'[૧]

ગિજુભાઈ નોંધે છે કે 'રૂસોએ શિક્ષણના જૂના કિલ્લાઓને આવા સ્વાતંત્ર્યના વિચારથી હલાવી દીધા. તેના વિચારો અસ્પષ્ટ હોવા છતાં તે પ્રબળ ધોધ સમ વહ્યા. અને જૂની રૂઢિઓને ભાંગીતોડીને મેદાનો કરી સ્વતંત્રતાની ઈમારત ચણવાની ભૂમિકા તેમણે તૈયારી કરી.'[૨]

ઈન્દ્રિય શિક્ષણ વિશે રૂસો કહે છે : 'બહિર્ જગતનું જ્ઞાન મનુષ્ય ઈન્દ્રિયો દ્વારા કરે છે. માટે મનુષ્યે પોતાની જાતને બહિર્ જગતના સંબંધમાં યથાર્થપણે આણવા અથવા તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવા ઈન્દ્રિયોની કેળવણી લેવી જોઈએ. ઈન્દ્રિયોના અનુભવમાંથી બુદ્ધિનો પ્રદેશ ઊઘડે છે. જ્ઞાનના મુખ્ય હાથપગ આપણી ઈન્દ્રિયો છે. વિચાર કરતાં શીખવાને માટે મનુષ્યે પોતાની ઈન્દ્રિયોને વાપરતાં શીખવું જોઈએ.' આ વિશે ગિજુભાઈ લખે છે કે 'મૉન્ટીસોરીના ઈન્દ્રિય શિક્ષણમાં જે સંસ્કારિતા કે સૂક્ષ્મતાનો ખ્યાલ છે તે રૂસોમાં અસ્પષ્ટ છે.'[૩]

પરંતુ છતાંય આપણે તો કહેવું જ પડશે કે બાળકનું સ્વાતંત્ર્ય, બાલકેન્દ્રી કેળવણી અને સ્વયંશિક્ષણના ક્ષેત્રમાં રૂસોનું પ્રદાન ખૂબ ખૂબ અસરકારક અને મહત્ત્વભર્યું ગણાય.

**પેસ્તોલોઝી :**

પેસ્તોલોઝી રૂસોનો નામાંકિત શિષ્ય હતો. જોહુકમી અને દબાણવાળી અને ફક્ત શાબ્દિક જ્ઞાનવાળી એવી જૂની કેળવણીને તે નકારી કાઢે છે અને નિંદ્ય ગણે છે. બાળકને છૂટથી કાર્ય કરવા દેવું, તેની પ્રવૃત્તિમાં કશી દખલ ન કરવી, દબાણ અને કંટાળો કેળવણીમાંથી દૂર કરવાં તથા શિક્ષાને સ્થાને પ્રેમનું સ્થાપન કરવું – આ તેના મુખ્ય વિચારો છે.

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૩. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

ડૉ. શ્રી મણિભાઈ પટેલ લખે છે કે, 'પેસ્તોલોઝીના અભિપ્રાય પ્રમાણે કેળવણી એટલે વ્યક્તિનો માનસિક, નૈતિક અને શારીરિક એવો સર્વાંગી વિકાસ. આ પ્રત્યેક અવસ્થામાં આ વિકાસકાર્ય કરવા માટેની સહજ ઈચ્છાથી આરંભાયેલી પ્રવૃત્તિ દ્વારા થવા પામે છે. તેણે ઈન્દ્રિયોના સંવેદન દ્વારા ભૌતિક જગતના અભ્યાસને પણ શાળાની મુખ્ય પ્રવૃત્તિ બનાવી હતી.'[1]

તેણે સ્ટેન્ઝ, બર્ગડૉર્ફ અને યર્દુન ઈન્સ્ટીટ્યુટમાં વર્ષો સુધી કેળવણીના પ્રયોગો કરીને પોતાના વિચારો બાંધ્યા હતા. સૌ પ્રથમ તેણે ધ્યાન ખેંચ્યું કે બાળકને તદ્દન નિરંકુશ સ્વાતંત્ર્ય આપવું જોઈએ નહિ. તેના સ્વાતંત્ર્યને સામાજિકતાની મર્યાદા રહેવી જોઈએ.

**ફ્રોબેલ :**

પેસ્તોલોજી પછી ફ્રોબેલ આવે છે. તેની બાલવાડીને જર્મનીના શિક્ષકો 'તૂત' જ કહેતા અને સરકાર પણ કરડી નજરે જ તેના પ્રયોગો તરફ જોતી હતી. ત્યાંની સરકારે તેના 'ધતિંગ'ને લાંબું ચાલવા દીધું ન હતું. કિન્ડરગાર્ટન પદ્ધતિ એ ફ્રોબેલનું પ્રદાન છે.

તેના વિચારો ઉપર નોંધ કરતાં ગિજુભાઈ લખે છે કે '...તાત્ત્વિક રીતે ફ્રોબેલની પદ્ધતિ બાળસ્વભાવનાં લક્ષણો ઉપર રચવામાં આવી હતી. તે છતાં એ પદ્ધતિ સ્વાતંત્ર્યની પદ્ધતિ હતી એમ માનવું એ ભ્રમણા છે. જે વસ્તુએ ફ્રોબેલને નવી પદ્ધતિની પ્રેરણા આપી તેને જ લીધે પદ્ધતિમાં ભૌમિતિક સખતાઈ આવી. ઘણી જ બુદ્ધિશક્તિથી કેટલાએક પદાર્થો જેવા કે દડો, ઘન, નળાકાર અને ત્રિકોણની રમતો શોધી કાઢી. તેમજ બાળઉદ્યોગો પણ યોજી કાઢી ફ્રોબેલે બાળશિક્ષણમાં નવું પ્રકરણ ઉમેર્યું. પરંતુ આ પદાર્થોના વપરાશમાં ફ્રોબેલે બાળકોની સ્વતંત્ર ક્રિયાશક્તિની ક્રિયાવૃત્તિની રુકાવટ કરી પસંદગીનું સઘળું સ્વાતંત્ર્ય લઈ લીધું. બધો વખત શિક્ષક બાળકોને પ્રવૃત્તિ કરાવવા માટે પોતે પ્રવૃત્તિ કરવા માંડ્યો. કિન્ડરગાર્ટન પદ્ધતિ કે જેમાં ખરી રીતે બાળકને એક વૃક્ષ પેઠે તેના સ્વાભાવિક નિયમો પ્રમાણે વધવા દેવાની ગોઠવણ કરવી જોઈએ તે ક્યાંય પડ્યું

---

૧. 'મહાત્મા ગાંધીજીની કેળવણીની ફિલસૂફી' –મ. શિ. પટેલ

રહ્યું અને તેને બદલે આ કહેવાતી "કિન્ડરગાર્ટન" (બાલવાટિકા)માં સખ્ત નિયમનમાંથી ક્રિયાશક્તિ પર દબાણ આવ્યું.'[1]

**ઇટાર્ડ :**

પછી આવે છે ફ્રેંચ કેળવણીકાર ઈટાર્ડ (જન્મ : ૧૭૭૫) જેની આપણે ખાસ નોંધ કરવી જોઈએ. ફ્રેંચ વિપ્લવના દિવસોમાં લશ્કરી દવાખાનામાં તે મદદનીશ સર્જન તરીકે કામ કરતો હતો. ત્યાંથી એ બહેરા-મૂંગાની શાળામાં કામ કરવા જાય છે. આ સદી જ ખરેખર કંઈ એવી હતી કે કેળવણીના ક્ષેત્રમાં બહેરા-મૂંગાના શિક્ષકોએ અને ડૉક્ટરોએ ખૂબખૂબ ફાળો આપ્યો છે.

ઈટાર્ડને એક ટારઝન જેવો ૧૦-૧૨ વર્ષનો છોકરો મળી આવ્યો હતો. આ છોકરો જંગલમાં તદ્દન માનવીય સહવાસ વિના ઊછર્યો હતો. તેનું વર્તન તદ્દન પશુ જેવું હતું. પોતાની અપાર ધીરજથી તેણે આ બાળકને કેળવણી આપીને આપણી જેવો મનુષ્ય બનાવવા પ્રયત્નો કર્યા.

ઈટાર્ડે ખરેખર અપાર પ્રયત્નો કર્યા. પરંતુ પેલા બાળકને કેળવણી આપવાની વાતમાં તે કંઈ ઝાઝી સફળતા પામ્યો નહિ. એ પ્રયત્નોની વાત રસભરી અને વાંચવા જેવી છે. એણે કરેલા કેળવણીના આ અખતરાઓ અને પ્રયત્નોમાંથી આપણને ઘણી ઘણી વાતો મળે છે.

ગિજુભાઈએ નોંધ્યું છે કે 'ઇટાર્ડના ઉક્ત પ્રયોગોમાં મૉન્ટીસોરી પદ્ધતિની ઈન્દ્રિય કેળવણીમાં વપરાતી છ ખાનાંની ભૌમિતિક આકૃતિનું મૂળ છે. સામ્યથી શીખવવાનો આખો સિદ્ધાંત મૉન્ટીસોરી ઈટાર્ડમાંથી લે છે. મૉન્ટીસોરી પોતાના પ્રયોગો માટે જે ધીરજ માગે છે તે ઈટાર્ડની માગે છે. પ્રયોગ કરનાર કદી થાકે નહિ. એક વાર તો જંગલી સાથે જંગલી પણ થાય ! (પેલો છોકરો જ્યારે પેરીસની શેરીઓમાં દોડતો ત્યારે ઈટાર્ડ પણ તેની પાછળ દોડતો, પરંતુ તેને બાંધી રાખતો નહિ.) ખુવાર થઈ જવાની ઈટાર્ડની વૃત્તિ મૉન્ટીસોરીનો સમર્થ ગુરુ છે. મૉન્ટીસોરી પદ્ધતિમાંના અવલોકનનું મહત્ત્વ અને બાળકને અનુસરીને શિક્ષણનો પ્રબંધ કરવાની જરૂર ઈટાર્ડના પ્રયોગમાંથી તરી આવે છે.'[2]

---

૧. 'દક્ષિણામૂર્તિ' – ૧૯૨૬ 'રૂસોથી મૉન્ટીસોરી' –ગિજુભાઈ
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

ગિજુભાઈ એ વાત પણ નોંધે છે કે 'જે જ્ઞાન મંદમતિનાં બાળકોને શિક્ષણથી આપી શકાય છે તે જ્ઞાન સમધારણ બુદ્ધિના બાળકોને સ્વયંશિક્ષણથી આપી શકાય, એ વિચાર ઈટાર્ડ અને સેગુઈનના પ્રયત્નોને આભારી છે. ઈટાર્ડ અને સેગુઈન ન થયા હોત તો આ પદ્ધતિ (મૉન્ટીસોરી પદ્ધતિ) આટલી વહેલી જન્મ પામત નહિ.'[૧]

**સેગુઈન :**

સેગુઈન પણ ફ્રેંચ કેળવણીકાર છે. (જન્મ : ૧૮૧૨) ઈટાર્ડનો તે શિષ્ય હતો. મૂઢોના ઉદ્ધાર માટે જીવન સમર્પવાની ભાવના તેને ઈટાર્ડ પાસેથી મળી હતી.

એક મૂઢ છોકરા ઉપર તેણે પોતાના પ્રયોગો કર્યા હતા. એ પ્રયોગોમાં તેને ખૂબ ખૂબ સફળતા મળતાં તેણે મૂઢ બાળકો માટે એક શાળા શરૂ કરી. તેનું કામ ઘણું વિકસ્યું હતું. પરંતુ ૧૮૪૮માં ફ્રેંચ વિપ્લવ થતાં તેને અમેરિકા જવું પડ્યું. જોકે અમેરિકામાં તેણે પોતાના પ્રયોગો ચાલુ રાખ્યા હતા.

સેગુઈન દરેક બાળકના અલગ અલગ વ્યક્તિત્વને માન આપે છે. મનુષ્ય મનુષ્યત્વ પ્રાપ્ત કરે તેટલા માટે તેને શરીરની, મનની ને ક્રિયાશક્તિની ઉત્તમ પ્રકારે કેળવણી આપવી જોઈએ. એકલી માનસિક કેળવણી શારીરિક તેમજ ક્રિયાત્મક શક્તિનો ઊલટો હ્રાસ કરે છે. સામુદાયિક શિક્ષણ આપવાનો સેગુઈન વિરોધ કરે છે. બાળકની શારીરિક, માનસિક કે બીજી શક્તિનો વ્યક્તિગત વિચાર કર્યા વિના સાંજ પડ્યે શિક્ષણના પાંચ ડોઝ ગળે ઉતારી દેવાની રીતને તે નીંદે છે. ઈન્દ્રિયોની કેળવણી ઉપર બુદ્ધિની અને બીજી કેળવણીની ઈમારત ચણવાનું માન સેગુઈનને ઘટે છે. સેગુઈને જે સઘળું મૂઢ બાળકોને શિક્ષણ આપવા માટે યોજેલું તે મૉન્ટીસોરીએ સમધારણ સ્વયં શિક્ષણ આપવામાં વાપર્યું. મૂઢ બાળકોમાં તેમના ક્રિયાતંતુઓ જે મંદ અથવા મૃતપાય હોય છે તેમને ચેતનવંતા કે જીવંત કરવાનું છે, જ્યારે સમધારણ બાળકોમાં એ જ ક્રિયાતંતુઓને માત્ર સમતોલપણે કામ કરતા શીખવવાનું છે.[૨]

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

૨. એજન

બાળકમાં શ્રદ્ધા રાખી તેના વિકાસ માટે આપણે જરૂરી વાતાવરણ યોજ્યા જ કરીએ એ ભાવના પણ સેગુઈનમાંથી મૉન્ટીસોરીમાં આવતી દેખાય છે.

**મહર્ષિ ટોલ્સ્ટોય :**

કરુણાથી અંતઃસ્રવિત પેલા મહર્ષિ ટોલ્સ્ટોયને પણ આપણે નોંધમાં લેવા જોઈશે. એ સમર્થ પુરુષ એ કાળની કેળવણીની પરિસ્થિતિમાં રહેલા રોગનું બરાબર નિદાન કરે છે અને તે દૂર કરવા શું પ્રયત્નો કરવા તે માટે માર્ગ પણ બતાવે છે.

ટોલ્સ્ટોય લખે છે : 'ઘરમાં કે શેરીમાં રમતું બાળક જોશો તો તે ચેતનપૂર્ણ, આનંદગમ્ય, જિજ્ઞાસાભર્યું, આંખમાં તેજવાળું અને હોઠ ઉપર સ્મિતવાળું જોવામાં આવશે. એ જ બાળક શાળામાં થાકેલું, એકલસોયું, ભય અને કંટાળાથી ભરેલું ને છીપલામાં ભરાયેલી ગોકળગાયની પેઠે જેનો અંતરાત્મા જાણે કોઈ ઊંડા કૂવામાં ઊતરી ગયો હોય તેવું દેખાશે. આવું વિચિત્ર અને દુઃખદ પરિણામ – પરિવર્તન શાથી થાય છે ? બાળક શાળામાં પેસે છે એટલે તેની કલ્પનાશક્તિ, સર્જનશક્તિ અને અન્તઃસ્ફૂર્તિ વગેરે સર્વ ઉચ્ચ શક્તિઓ એક પછી એક રજા લઈ ચાલતી થાય છે – તેમને ચાલતાં થવું પડે છે. બાળકને મન શાળા કતલખાનું-કસાઈખાનું યાને રિબાઈ રિબાઈને મરવાનું સ્થાન ભાસે છે. અહીં તેના જીવનની અતિ આવશ્યક જરૂરિયાત, તેનો પરમ આનંદ – છૂટમાં હરવા-ફરવાનું – તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવે છે. શાળા બાળકની બૌદ્ધિક શક્તિઓને વિકૃત કરી નાખે છે એટલું જ નહિ પરંતુ નિસર્ગથી બાળકના વિકાસમાં ઉપકારક એવું જે જે મળેલું છે તે બાળકને કલાકોના કલાકો સુધી શાળામાં ગોંધી રાખી તેની પાસેથી આંચકી લેવામાં આવે છે. અને એ રીતે પાછળથી જેનું વળતર કદી ન વળી શકે તેવું નુકસાન બાળકના શરીર અને મનને પહોંચાડવામાં આવે છે.'[૧]

આજની પ્રશ્નોત્તરી પદ્ધતિને પણ ઝાટકતાં તે કહે છે કે 'પદાર્થપાઠો કેવળ કૃત્રિમ છે. અને તેનો ઉદ્દેશ સવાલ જવાબ દ્વારા બાળકને શિક્ષકે અગાઉથી નક્કી કરી રાખેલ પરિણામો અને

૧. 'રૂસોથી મૉન્ટીસોરી' –ગિજુભાઈ. 'દક્ષિણામૂર્તિ' ૧૯૨૬ પા. ૬૧૨

વ્યાખ્યાઓ તરફ લઈ જવાના છે. આનું પરિણામ બાળકોની નિસર્ગશક્તિનો હ્રાસ જ છે.'

નવો માર્ગ ચીંધતાં ટૉલ્સ્ટોય કહે છે : 'બાલસન્માનને પાયારૂપ ગણી બાળકના સ્વાતંત્ર્યની બાબતમાં ગંભીર અને સ્થિર પ્રયોગો થવાની આજની શાળાઓમાં જરૂર છે. સ્વાતંત્ર્ય પ્રયોગોનો પ્રાણ છે. જ્યારે પ્રત્યેક શાળા શિક્ષણની પ્રયોગ ભૂમિ થઈ રહેશે ત્યારે પ્રગતિની કૂચમાં શાળાઓ પાછળ નહિ રહે. મજા અને આનંદને શિક્ષણના વિરોધી ગણવામાં ગંભીર ભૂલ છે. જ્યાં સ્વાતંત્ર્ય છે ત્યાં જ પ્રેમ છે. સ્વાભાવિક વિકાસ એ જ ખરી વાત છે. કોઈએ આગળ આવવું જોઈએ અને મૂળથી માંડીને નવી રચનાનો પ્રયોગ કરવો જોઈએ.'[૧]

ગિજુભાઈ નોંધે છે કે 'ઉક્ત સિદ્ધાંતોનો અમલ કરવા ટૉલ્સ્ટોયે અવિશ્રાન્ત જહેમત ઉઠાવી છે, પરંતુ તે બહુ ફાવતા નથી. જ્યાં જ્યાં ટૉલ્સ્ટોયની પ્રબળ અને અંગત પ્રતિભાની છાપ ન રહી ત્યાં ત્યાં પરિણામો મોળાં આવ્યાં.'[૨]

**મૉન્ટીસોરી :**

ડૉ. મૉન્ટીસોરીને તો ગિજુભાઈના જીવનની દિશા બદલનારું પરિબળ જ કહીએ. તેમનો પરિચય આપતાં ગિજુભાઈ લખે છે :

'ડૉ. મૉન્ટીસોરીમાં માનવવંશશાસ્ત્રી, શરીરશાસ્ત્રી, માનસશાસ્ત્રી, તત્ત્વવેત્તા અને કેળવણીશાસ્ત્રી એ બધાનું એકી સાથે દર્શન થાય છે. બાળકના અને બાળમગજના એ ખાસ અભ્યાસી છે. પોતે અપરિણીત છે છતાં માતાઓની તે માતા છે. બાલસ્વાતંત્ર્યનો નવો યુગ પ્રવર્તાવનાર તથા જડવાદ અને પરાધીનતાની બેડીમાંથી મનુષ્યજાતિને ઉદ્ધારવાનો આરંભક પ્રયત્ન કરનાર ડૉ. મૉન્ટીસોરી છે.'[૩]

ગિજુભાઈના મિત્ર શ્રી જુગતરામભાઈના વિચારો પણ જોવા જેવા છે. 'મૉન્ટીસોરીનું મૂલ્ય મેં બાલમંદિર જોયેલું ત્યારથી જ ઊંચું આંક્યું હતું. પણ તેના દીનદયાર્દ્ર અંતરની પિછાન થઈ ત્યારથી તો

---

૧. 'રૂસોથી મૉન્ટીસોરી' –ગિજુભાઈ. 'દક્ષિણામૂર્તિ' ૧૯૨૬ પા. ૬૧૨
૨. એજન
૩. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

મારા મનમાં તેનું મૂલ્ય અમૂલ્ય બની ગયું. તેની પદ્ધતિનું રહસ્ય હું ધારતો હતો તેનાથી લાખગણું ઊંડું નીકળ્યું. એ રહસ્યના ઝરણનું મૂળ સ્વતંત્રતામાં છે ? ના, તેનાથી ઊંડે જાઓ. બાલવાત્સલ્યમાં ? ના, હજુ ઊંડે જાઓ. ઇન્દ્રિયની કેળવણી દ્વારા સધાતી મનુષ્ય કેળવણીમાં ? ના, હજુ ઊંડે જાઓ. તેનું મૂળ તો છેક દરિદ્રનારાયણની ભક્તિમાં પહોંચે છે.'

'મૉન્ટીસોરીએ પોતાની શાળાઓને બાળકોનાં ઘર કેમ કહ્યાં તેનું રહસ્ય પણ હવે સમજાયું. તેણે બાળકોના મહેલો ન કર્યા. બાળકનાં મંદિરો પણ ન કર્યાં; કારણ કે બાળકો માટે સાફ વાતાવરણવાળાં અને માની હૂંફવાળા ઘર જ આપવાનો તેનો મનોરથ છે.'[૧]

મંદબુદ્ધિનાં બાળકો ઉપર તેણે કરેલા કેળવણીના પ્રયોગોનું ખૂબ ઉત્સાહજનક પરિણામ આવતાં તે સમધારણ બાળકો ઉપર તેની પદ્ધતિનો ઉપયોગ કરે છે. અને તેમાંથી મૉન્ટીસોરી પદ્ધતિ આપણને મળે છે.

સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફુરણા, સ્વયંશિક્ષણ અને સ્વયં ભૂલસુધાર – આ ચાર વસ્તુઓ એની પદ્ધતિમાં કેન્દ્રસ્થાને છે. બાળકને જો પોતાને યોગ્ય પ્રવૃત્તિઓ મળે તો તેનામાં આંતર-બાહ્ય સ્વનિયમન આવે છે. બૌદ્ધિક અને લાગણીવિષયક વિકાસ માટે તે ઇન્દ્રિય શિક્ષણ ઉપર ભાર મૂકે છે. અને એથી જ ઇન્દ્રિયો સૂક્ષ્મ સંવેદનશીલ બને તેમ ઈચ્છે છે. ધ્યાનની રમત, જીવન વ્યવહારની પ્રવૃત્તિઓ એ આ પદ્ધતિની નોંધનીય બાબતો છે. શિક્ષકનું સ્થાન ફક્ત માર્ગદર્શક તરીકેનું જ છે. બાળકના કામમાં દોરવનાર કે દખલ કરનાર તરીકેનું નહિ જ. પરંતુ શિક્ષકે સૂક્ષ્મ અવલોકન કરતાં જ રહેવાનું છે. અને બાળકના વિકાસ માટે જરૂરી પોષક વાતાવરણ રચ્યા જ કરવાનું છે. ભાષાશિક્ષણ, ગણિતશિક્ષણ, ચિત્રકળા, સંગીતશિક્ષણ, કુદરતનું જ્ઞાન એ બધી વાતો પણ એની પદ્ધતિમાં આવે છે જ. પરંતુ એની મૌલિકતા સાથે જ. અને સૌથી મોટી ખૂબી તો એ છે કે દરેકે દરેક વાતમાં

---

૧. 'ડૉ. મૉન્ટીસોરીની દીન વત્સલતા' –જુગતરામ દવે. 'દક્ષિણામૂર્તિ' ૧૯૨૬-૪૫૨.

ખૂબખૂબ સૂક્ષ્મતાથી રસ્તો બનાવીને તેણે પોતાની પદ્ધતિ ખૂબ ચોક્કસ અને વ્યવસ્થિત બનાવી છે.

ગિજુભાઈ કહે છે કે, 'મૉન્ટીસોરી પદ્ધતિ કેવળ શિક્ષણ પદ્ધતિ નથી. એ એક નવીન પ્રકાશ છે. આ નવો પ્રકાશ જીવન સમસ્તને પ્રકાશિત કરી તેના પાસે – પાસામાં નવાં કિરણો ફેંકે છે. શિક્ષણમાં એ નવી પદ્ધતિ સ્થાપે છે. કેળવણીમાં નવા આદર્શ આપે છે; શિક્ષકની પદવીમાં ક્રાંતિ કરે છે; સામાજિક ઘટનાની ભૂમિકા નવેસરથી રચે છે; માનસશાસ્ત્રમાં નવો દૃષ્ટિકોણ ઊભો કરે છે; વ્યક્તિ વ્યક્તિ, સમાજ સમાજ અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંબંધને નવી સાંકળથી જોડે છે, અને મનુષ્યની શક્તિની તેમજ ચારિત્ર્યની સફળતાની નવી કિંમત આંકે છે.'[૧]

**એ. એસ. નીલ :**

ગિજુભાઈનાં પુરોગામીઓમાં બીજી એક નોંધનીય વ્યક્તિ છે તે આપણો આઈરીશ કેળવણીકાર એ. એસ. નીલ. વિચારોમાં અત્યંત ક્રાંતિકારક હોવાથી એમ પણ કહી દેવાનું મન થઈ જાય કે એના જમાના કરતાં એ ૨૦૦-૩૦૦ વર્ષ વહેલો આ જગત પર આવી ચડ્યો છે. શિક્ષણ વિષયક પદ્ધતિ કરતાં બાળકો સાથે વર્તવાની બાબતમાં તે આપણને ખૂબ ખૂબ ઉપયોગી વિચારો અર્પે છે. એ માને છે કે 'અસામાજિક થવું એ મનુષ્યના સ્વભાવમાં નથી. તેના વિચારોમાં ફ્રોઈડ અને આકલરની અસર ઘણી જોવા મળે છે. સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદતાનો ભેદ એ બરાબર સમજે છે. પૂર્ણ સ્વાતંત્ર્યનો એ હિમાયતી છે. નીતિ, ધર્મ અને આદર્શને નામે બાળકના મન ઉપર થતા દબાણોનો તે સજ્જડ વિરોધ કરે છે. બાળક પ્રત્યેની તેની સહાનુભૂતિ તો અપરંપાર છે. અસંતોષી વકીલ ડૉક્ટરો કરતાં પોતાના જીવનમાં સંતુષ્ટ એવા ચીમનીસ્વીપર તૈયાર કરવાનું તે વધુ શ્રેયસ્કર ગણે છે. માનસ પૃથક્કરણ શાસ્ત્રનું મહત્ત્વ એ ઘણું આંકે છે. વિદ્યાર્થી ન્યાય પંચાયતનો તેનો પ્રયોગ ખૂબ ક્રાંતિકારી પ્રયોગ છે.

વાર્તાનાં પાત્રો તરીકે સાંભળનારાં બાળકો જ ગોઠવીને મૂકી દેવાની અને બાળકોની સાથે વચ્ચે વચ્ચે થતી જતી વાતોમાંથી જ

૧. 'બાલશિક્ષણ મને સમજાયું તેમ' –ગિજુભાઈ પા. ૬

સૂચન ઉપાડી લઈ વાર્તા જોડતા જવાની નીલની આવડત ઉપર ગિજુભાઈ આફરીન હતા.[૧] અને એથી જ એક ઘડાકે 'રખડુ ટોળી' ગુજરાતીમાં ઉતાર્યું હતું.

**સ્વામી વિવેકાનંદ :**

આ યાદીમાં છેલ્લે આપણે જોઈશું આપણા મહાન ભારતીય ચિંતક અને સમગ્ર દેશને ઘડનાર એવા સ્વામી વિવેકાનંદ. જે ક્રાંતિકારી વિચારોને કદી રાષ્ટ્રીય સીમાઓનાં બંધનો નડ્યા નથી. વિવેકાનંદના કેળવણી વિષયક વિચારોમાં આપણને ફ્રોબેલ બોલતો સંભળાશે.

વિવેકાનંદ કહે છે : 'ખરું કહીએ તો કોઈ કોઈને શીખવતું નથી. આપણામાંનો દરેક પોતે જ પોતાની જાતને શીખવે છે.'

'ઝાડના રોપને ઊગવામાં તમે જેટલી મદદ કરી શકો તેનાથી જરા પણ વધારે પ્રમાણમાં તમે કોઈ બાળકને શીખવામાં મદદ કરી શકો નહિ. એ ખરું કે તમે તેની પોતાની રીતે આગળ વધવામાં બાળકને મદદ કરી શકો. સીધી રીતે નહિ પણ આડકતરી રીતે તમે તેને મદદ કરી શકો. અને પછી જ્ઞાન તો તેનામાં સ્વાભાવિક રીતે જ આવે છે. જમીનને જરા પોચી કરો, જેથી બીજ સહેલાઈથી બહાર ફણગા રૂપે ફૂટી શકે; તેની આસપાસ વાડ કરો અને સંભાળ રાખો કે કોઈ તેને કંઈ નુકસાન ન કરે. જરૂરનાં માટી, પાણી અને હવા પૂરાં પાડીને ઊગતા બીજને તમે તેના દેહ રચવા માટેનાં સાધનો પૂરાં પાડી શકો; અને તમારું કામ ત્યાં પૂરું થાય છે. સ્વાભાવિક રીતે જ પોતાને જેની જરૂર છે તે બધું એ લઈ લેશે. બાળક પોતે પોતાની જાતને કેળવે છે.'

'શિષ્યની જરૂરિયાત મુજબ શિક્ષણની અંદર ફેરફાર થવો જોઈએ. અને સ્વાધીનતા એ વિકાસની સૌથી પહેલી શરત છે. બળજબરીથી સુધારો કરવાના બધા પ્રયત્નોનું પરિણામ હંમેશા સુધારાને પાછો ધકેલી દેવામાં જ આવે છે.'[૨]

છે ને મહર્ષિની આર્ષદૃષ્ટિ !

---

૧. 'હાલતાં ચાલતાં' –ગિજુભાઈ

૨. વિવેકાનંદના 'કેળવણી' પુસ્તકને આધારે લખાયેલા એક લેખમાંથી.

**માનવતાની મહાન સિદ્ધિ :**

છેલ્લે આપણા પ્રખર મનોવિજ્ઞાન અભ્યાસી શ્રી મૂળશંકરભાઈ ભટ્ટની એક પુસ્તિકાનું અવતરણ નોંધી આપણું પ્રકરણ પૂરું કરીશું.

'કેટલાયે સૈકાઓથી બાળકો જે માનસિક યાતનાઓ ભોગવી રહ્યાં હતાં એ તરફ લક્ષ મોડું ગયું. પણ એ તરફ આખરે લક્ષ ગયું એ મનુષ્યમાં પડેલી માનવતાની એક મહાન સિદ્ધિ ગણવી જોઈએ. રૂસો, પેસ્ટ્રોલોજી, ફ્રોબેલ, ડૉ. મોન્ટીસોરી અને આપણે ત્યાં ગિજુભાઈ જેવા અનેક જાણીતા કે ન જાણીતા મહાનુભાવોના પ્રતાપે આજે બાળકના વ્યક્તિત્વને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે.'

(અને આ) 'નવા વિચારને પરિણામે બાળ કેળવણીમાં ક્રાન્તિકારી પ્રયોગો થવા લાગ્યા. તેનાં ફળરૂપે આજે દુનિયાનાં સમૃદ્ધ રાષ્ટ્રોમાં (આપણા ભારતમાં પણ કોઈ કોઈ જગ્યાએ) નર્સરીશાળાઓ અને બાળમંદિરો જોઈએ છીએ ત્યારે ઘડીભર આપણું ચિત્ત ગદ્ગદ બનીને આનંદાશ્રુ વહાવવા લાગે છે. ક્યાં નિશાળનું નામ પડતાં કે શિક્ષકોને દૂરથી જોતાં ધ્રૂજતાં બાળકોવાળો જમાનો અને ક્યાં નર્સરી-શાળામાં પંખીનાં ટોળાની જેમ કિલ્લોલ કરતાં રમતાં-કૂદતાં બાળકોનો આ જમાનો !'[૧]



૧. 'ઘરમાં બાલમંદિર' મૂ. મો. ભટ્ટ 'પરિચય પુસ્તિકા-૮૭'

3

## એ કાળનું કેળવણી ચિત્ર

Children of the future age
Reading this indignant page
Know that in a former time.
Love : Sweet Love : was thought a crime.

–**William Blake**

કોઈ પણ બનાવને કે કોઈ પણ હકીકતને સરસ રીતે સમજવી હોય તો આપણે તેની પશ્ચાદ્‌ભૂમિકાને પણ જોવી પડે છે અને જાણવી પડે છે. પશ્ચાદ્‌ભૂમિકાને જાણ્યા કે સમજ્યા વિના આગળ ચાલીએ તો આપણે તે બનાવ કે હકીકતના આંતરપ્રવાહોને બરાબર સમજી શકતા નથી. તેનું મહત્ત્વ કે મૂલ્ય પણ સંપૂર્ણપણે યથાતથ આંકી શકીએ નહિ.

આજે જ્યારે શ્રી ગિજુભાઈના વિચારો અને એમનાં કાર્યોને સમજવા અને એનું મૂલ્ય આંકવા બેઠા છીએ ત્યારે આપણે એ કાળની કેળવણી વિષયક પરિસ્થિતિનું ચિત્ર જોઈ લઈએ. એ ચિત્ર જોયા પછી ગિજુભાઈના વિચારોને અને એમનાં કાર્યોને નિહાળીશું તો તેનું મૂલ્ય અને તેનું મહત્ત્વ ઘણી સરળતાથી સમજી શકીશું. જે કાળનું કેળવણી વિષયક ચિત્ર આપણે નિહાળવાના છીએ એ કાળ છે. ૧૯ મી સદીનો છેલ્લો દાયકો અને વીસમી સદીનો પ્રથમ દાયકો.

આ ચિત્ર નિહાળતી વખતે આપણે વિશ્વના ફલક ઉપર ત્રણ

જગ્યાએ આપણી સર્ચલાઈટનો પ્રકાશ ફેંકીશું. એક તો પાશ્ચાત્ય લોકોના પ્રદેશ ઉપર. બીજું આપણા ભારત દેશ ઉપર અને ત્રીજું આપણા ઘરઆંગણે ગુજરાતમાં. દક્ષિણ અમેરિકા, સમગ્ર આફ્રિકા, એશિયાના દેશો અને ઓસ્ટ્રેલિયા – આ પ્રદેશોનું ચિત્ર કંઈક અંશે અંધારઘેરું માલૂમ પડે છે. કોઈ કોઈ સ્થળે સ્થાનિક રીતે કે વ્યક્તિગત રીતે કોઈ કોઈ કાર્યો થયાં હશે પરંતુ એની વિગતપૂર્ણ માહિતી પ્રાપ્ત થવી અશક્ય નહિ તો અત્યંત મુશ્કેલ ખરી જ.

**યુરોપ-પશ્ચિમી જગત :**

૧૮ મી સદીના દિવસોમાં યુરોપના દેશોમાં સ્વાધીનતા અને લોકશાહીનો પવન પૂર જોશમાં ફેલાયો. વળી માનવ જીવનમાં જે જે પાસાં દબાયેલાં કે કચડાયેલાં હતાં તેને માટે માનવના દિલમાં કરુણા પણ પ્રગટી ચૂકી હતી. સ્વાધીનતા અને કચડાયેલાં તરફ કરુણા એ બંને એવાં મૂળ પરિબળો હતાં કે જે માનવસમાજને દોરતાં હતાં. ગુલામોની મુક્તિ, 'લા મિઝરેબલ'નું પ્રકાશન, રશિયન લોકક્રાંતિની પૂર્વ તૈયારી – સર્વત્ર આ બે મૂળ પરિબળો જ કામ કરતાં હતાં.

યુરોપના કેળવણી વિષયક ક્ષેત્રમાં પણ આ જ પરિબળો વિધાયક પરિબળો તરીકે કામ કરતાં દેખાય છે. વિખ્યાત લેખક એરિક ફ્રોમ આપણી આ વાતને કંઈક અંશે અનુમોદન આપતા દેખાય છે :

"During the eighteenth century, the idea of freedom, democracy and self-determination were proclaimed by progressive thinkers; and by the first half of the 1900's these ideas came to fruitation in the field of education. The basic principle of such self-determination was the replacement of authority by freedom, to teach the child without the use of force by appealing to his curiosity and spontaneous needs, and thus to get him interested in the world around him. This attitude marked the beginning of progressive education and was an important step in human development.+

---

+ 'એ. એસ. નીલના સમર હીલ' પુસ્તકના ઉપોદ્ઘાતમાંથી.

આમ વીસમી સદીની શરૂઆતમાં આપણે જોઈશું તો જુનવાણી વિચારોની પ્રચંડ શિલાઓની વચ્ચે નવા વિચારોવાળી નૂતન કેળવણીનું નાનકડું ઝરણ પ્રગટેલું દેખાય છે. એ ઝરણનો માર્ગ કંઈ સાફ સપાટ મેદાનવાળો નહોતો. ફ્રોબેલ અને પેસ્તોલૉજીને નિરાંતના શ્વાસે કોઈએ કામ કરવા દીધું નહોતું. નીલની પ્રગતિશીલ શાળાને એક દેશમાંથી બીજા દેશમાં ભટકવું પડતું હતું.

આમ હોવા છતાં પણ નૂતન કેળવણીનું ઝરણ પ્રગટી ચૂક્યું હતું. તેમાં તો કોઈ શક હતો જ નહિ. રૂસો, હર્બાર્ટ, પેસ્તોલૉજી અને ફ્રોબેલે એક તરફથી બાળકો માટે નવીન કાર્ય પદ્ધતિવાળી કેળવણીની ભૂમિકા રચી. બીજી તરફ ઈટાર્ડ, સેગુઈનના પ્રયોગોનો અભ્યાસ કરીને ઈટલીના રોમનગરમાં ગરીબ લત્તાઓમાં બેસીને પેલી કરુણાસભર મેરિયા પોતાની નવી પદ્ધતિ ઊભી કરી રહી છે. કરુણાદ્ર મેરિયાની ઊભી થતી આ નવી પદ્ધતિને મેસેચ્યુસેટ્સના ડોલ્ટન ગામની પેલી મીસ હેલન પાર્કહસ્ટ નિહાળે છે અને કેળવણીના આ નવા પ્રયોગને ફક્ત પૂર્વ પ્રાથમિક ક્ષેત્રમાં જ રહેવા દેવાને બદલે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીના ક્ષેત્રે પણ અમલમાં મૂકવા કટિબદ્ધ થાય છે. પોતાની શાળા લઈને એક દેશમાંથી બીજા દેશમાં ભટકતો નીલ પોતાની શાળામાં આંતરરાષ્ટ્રીય સહજીવન અને સ્વાતંત્ર્યના અનેક પ્રયોગો કરે છે. રશિયાના ક્રૂર ઝારશાહી શાસનમાં પણ પેલા મહર્ષિ ટોલ્સ્ટોય જીવનની વિસંગતતાઓને નિહાળીને મૂંઝાતાં મૂંઝાતાં કહી ઊઠે છે કે 'ત્યારે કરીશું શું ?' અને પછી પોતાની જે કંઈ સૂઝ હતી, શક્તિ હતી તેને વાપરીને નવા વિચારોવાળી નવી કેળવણીના અખતરા કરે છે : દૂર દૂર આટલાંટિકને પેલે પાર કોલંબિયા યુનિવર્સિટીમાં પેલો દાર્શનિક કેળવણીકાર ડ્યૂઈ પણ નવવિચારોની જ્યોત સળગાવતો દેખાય છે. પ્રોજેક્ટ્ પદ્ધતિ, સ્વાનુભવજન્ય શિક્ષણ અને કેળવણીમાં સામાજિકતા – આવી આવી વાતો બિનતારી સંદેશાઓની ગેરહાજરીમાં પણ આટલાંટિક ઓળંગીને આ પાર સંભળાય છે.

પરંતુ નવા વિચારોના પ્રગટીકરણથી કે એ વિચારો પ્રમાણે ચાલતી થોડી શાળાઓથી કેળવણીનું સમગ્ર માળખું કંઈ બદલાઈ ગયું ન હતું. ૧૯૬૦ની સાલમાં પણ પેલો ચિંતક એરિક ફ્રોમ પોતાની મૂંઝવણ આપણી પાસે દર્દભરી રીતે ઠાલવતો સંભળાય છે :

'Today many people believe the theory (to teach the child without force) itself erroneous and that it should be overboard. There is a strong movement about for more and more discipline, and even a campaign to permit physical punishment of pupils by public school teachers.*

**ભારતનું ચિત્ર :**

માનવજીવનમાં જ્યાં નવજાગૃતિ આવી હતી એવા પાશ્ચાત્ય દેશોનું આ ચિત્ર હતું ત્યારે પરાધીનતાની શૃંખલામાં બદ્ધ એવા ભારતનું તો પૂછવું જ શું ? આપણે આપણી દષ્ટિ આ ભારતીય ફલક પર ફેરવીએ.

આર્થિક કમાણી કરવા આવેલી અંગ્રેજ સરકારની નીતિથી ભારતીય પ્રજા બેહાલ બની રહી છે. આ બેહાલી ફક્ત આર્થિક ક્ષેત્રની જ ન હતી. લોકોની કેળવણીનું ધોરણ પણ નીચું અને નીચું ઊતરતું જતું હતું. ભણેલાઓની સંખ્યા ઘટતી જ જતી હતી. લોકોને કેળવણી આપવાની જવાબદારી સરકારની છે એમ મને કે કમને કબૂલ કરવું પડતું હતું. પરંતુ તેનો અમલ કરવામાં અગણિત અખાડાઓ થતા. એફીલીએટિંગ યુનિ.નું માળખું ઈંગ્લાંડમાં ઉપયોગ વગરનું લાગવાથી ફેંકી દેવાનું હતું. ત્યારે અહીં ભારતમાં એ માળખાંને આધારે જ યુનિવર્સિટીઓ સ્થપાતી હતી અને ચલાવાતી હતી. ભારતીય પ્રજા તરફ પણ રાજકર્તાઓને સન્માનની લાગણી નહોતી તો પછી બાળકો તરફ તો કેમ જ હોય ?

ભારતીય પ્રજા પણ વિચારોમાં ઘણી કૂપમંડુકતા સેવતી જણાય છે. નાતજાતના રિવાજ ખૂબ પ્રબળ માલૂમ પડે છે. પરદેશોમાં ભણવા જવા માટે પેલા ગાંધીને પણ કેવું સહન કરવું પડ્યું હતું ? સ્ત્રીશિક્ષા પણ લોકોને જરૂરી અને ઉપયોગી માલૂમ પડી નથી, ફરજિયાત પ્રાથમિક શિક્ષણનું બિલ લાવવા ગોખલેજી મથવા લાગ્યા હતા. પરંતુ સામાન્ય લોકોને તેની કંઈ બહુ પડી ન હતી. પ્રાથમિક શિક્ષણ તરફ પણ ઉપેક્ષા સેવાતી હોય ત્યારે પૂર્વ પ્રાથમિકની તો શી સ્થિતિ હોય?

* A. S. Neillના 'સમર હીલ' પુસ્તકના ઉપોદ્ઘાતમાંથી.

૩થી ૬ વર્ષનાં બાળકને કેળવણી આપવી જોઈએ એ વાત પણ લોક-વિચારમાં અસ્તિત્વ ધરાવતી માલૂમ પડતી નથી. કોઈક ઠેકાણે ખાસ જરૂરિયાતને કારણે તેનું અસ્તિત્વ હોય તો ભલે. જેમકે કોઈ રાજકુમારોને કેળવણી આપી તૈયાર કરવાના હોય ત્યાં.

વળી શિક્ષણમાં નવા વિચારો અંગે તો પૂછવું જ શું ? લોકો સ્વાભાવિક રીતે માનતા કે બાળક એ માટીનો લોંદો છે. આપણે તેને જે જાતનો આકાર આપવા માગતા હોઈએ તે જાતની કેળવણી આપણે ગોઠવવી જોઈએ. વળી તે માન્યતા પણ દેખાય છે કે બાળક એ કુમળો છોડ છે. એને આપણે જે પ્રમાણે તેને વાળવા ઈચ્છતા હોઈએ તે પ્રમાણે તેને નાનપણથી વાળવા પ્રયત્ન કરવો જોઈએ.

'શિક્ષણનાં કેન્દ્રમાં બાળક' એ વાતને તો હજુ દાયકાઓની વાર હતી. મારનું સામ્રાજ્ય સર્વત્ર નિરંકુશ રીતે વ્યાપ્ત હતું. લોકો માનતા પણ ખરાં કે બાળકમાં સમજશક્તિ અને વિવેક નથી. પોતાનું ભલું શેમાં છે તે તે જાણી શકતો નથી. તેના ભલા માટે પણ આપણે મારીને તેને ભણાવવો જોઈએ. શિક્ષણ અને આનંદ વચ્ચે ઉંદર-બિલ્લીનો સંબંધ માલૂમ પડે છે. Work while you work and play while you playની કવિતાઓ યાદ કરાવાય છે. શિક્ષણમાં ફક્ત ગોખણપટ્ટી (સ્મૃતિ)ને જ ઉપયોગમાં લેવાય છે. સ્વાનુભવ, સ્વાધીનતા અને સ્વયંસ્ફુરણા તો શોધ્યાં જડતાં નથી.

**કાળા વાદળની રૂપેરી કિનાર :**

પરંતુ કાળા વાદળને પણ ઘણી વાર રૂપેરી કિનાર હોય છે. અંધાર ઘેરી રાત્રિમાં પણ તારલાઓ ટમટમતા હોય છે. પુરાણી કેળવણીના નિબિડ અંધકારમાં પણ તેજસ્વી તારાઓ ચમકતા દેખાય છે. નૂતન કેળવણીનો પ્રકાશ ત્યાંથી પ્રાદુર્ભાવ પામવાની શરૂઆત કરે છે.

કેળવણીનો એક નવો પ્રયોગ ચાલે છે પતિતપાવની ભાગીરથીને તીરે હરદ્વારમાં. પોતાના બે બાળકોથી સ્વામી શ્રદ્ધાનંદજી પોતાનો નવી કેળવણીનો પ્રયોગ કાંગડી ગુરુકુળમાં શરૂ કરે છે. રાષ્ટ્રીયતા, ભારતીય સંસ્કૃતિ, સંસ્કૃત ભાષા, શારીરિક વિકાસ, આરોગ્ય વગેરે વાતો કેળવણીમાં દાખલ કરે છે.

કેળવણીનો એક બીજો મહાન પ્રયોગ ચાલે છે કલકત્તા પાસે બોલપૂરમાં, શાંતિનિકેતનના એ રમણીય, પવિત્ર ધામમાં, બાલસન્માન, આધ્યાત્મિકતા, આનંદયુક્ત કેળવણી વગેરે નવી વાતો શિક્ષણ ક્ષેત્રમાં આવે છે. રાષ્ટ્રીયતા, સંસ્કાર અને સંસ્કૃતિને એ જરાય ઓછું મહત્ત્વ આપતા નથી. પરંતુ વધારામાં એ આંતરરાષ્ટ્રીયત્વના પ્રયોગો પણ કરે છે.

મદ્રાસ પાસે અડિયારમાંની થીઓસોફીકલ સંસ્થા પણ શિક્ષણક્ષેત્રે પોતાની રીતે કેળવણીના કંઈ કંઈ પ્રયોગો કર્યે જાય છે. નવવિચારોથી પરિપ્લાવિત પેલા ડૉ. વિશ્વશ્વરૈયા પોતાને ત્યાં મૈસુર રાજ્યમાં સમાજ શિક્ષણ અને બીજા કેળવણીના અખતરાઓ કરે છે. મોગા (પંજાબ) અને કલકત્તાની પ્રગતિશીલ સંસ્થાઓ હજુ હવે પ્રગટવી બાકી છે.

ભારતીય કેળવણીના આ નવીન પ્રવાહને શ્રી સૈયદ નુરુલ્લા અને શ્રી જે. પી. નાયક આ પ્રમાણે નિહાળે છે :

'By the end of the nineteenth century, the old indigenious system of education disappeared almost completely from the field and a new system of education, which aimed at the spread of western knowledge through the medium of the English language, was firmly established in its place.

But a realization soon sat in. The sudden and great rise of other nations. Such as Japan, excercised a profound influence on Indian Public openion especially after the termination of the Russo-Japanees war, and made people look askance at the slow and unsatisfactory development of Indian education; a new spirit was gaining ground and unlike the men of the earlier era, the Indians of the twentieth century began to study with reverence the cultural history of their own land; the great war 1914-18 revealed to the world that there

was something redically wrong with the civilization of the west and made people sceptical about the utility of the wholesale imitation of western models. The net result was that Indians gave up the attempt to imitate England in toto, and began to consider the creation of a new system of education more suited to their needs.'*

**ગુજરાતની સ્થિતિ :**

આવે વખતે આપણા ગુજરાતમાં શી સ્થિતિ પ્રવર્તે છે ?

યુરોપમાંથી મીશનરીઓ નાનાં બાળકો માટેની શાળાઓનો વિચાર લઈને અહીં આવેલા છે. મુંબઈ, પૂના, લખનૌ જેવાં કોઈ કોઈ સ્થળોમાં કિન્ડરગાર્ટન પદ્ધતિથી ચાલતી બાળશાળાઓ કામ કરતી થઈ છે. પરંતુ તેની અસર ગુજરાતમાં નહિવત જ છે. પૂર્વ પ્રાથમિક કેળવણી આપવાની જવાબદારી સરકારની છે એ વિચાર માટે આપણે સાર્જન્ટ કમિટીના રિપોર્ટ સુધી રાહ જોવી પડશે. જોકે એ રિપોર્ટનો અમલ કંઈ થઈ જવાનો હતો એવું નથી છતાંય જાહેરમાં સ્વીકાર થાય કે 'પૂર્વ પ્રાથમિક કેળવણી સરકારે આપવી જોઈએ અને એ કેળવણી મફત હોવી જોઈએ.' એ પણ ઘણું ગણાય ને ! સામાન્ય જનસમાજના અંતરમાં તો એ વાત આવી જ નથી કે માનવીના જીવનમાં ૨થી ૬ વર્ષનો ગાળો જીવનઘડતર માટે ઘણો અગત્યનો છે. અને એથી એ ઉંમરે બાળકને સુંદર અને સંસ્કારી વાતાવરણ મળે એ માટે કંઈક કરવું જોઈએ.

પરંતુ બિન સરકારી ક્ષેત્રે કોઈ કોઈ કાર્યો થતાં આપણને માલૂમ પડે છે. મહારાજા સયાજીરાવ ગાયકવાડે પુસ્તકાલયની પ્રવૃત્તિઓને ખૂબ વેગ આપ્યો હતો અને એના પરિણામ રૂપ નવા નવા વિચારો સમાજમાં ફેલાવે તેવી અનેક ચોપડીઓ યુરોપ-અમેરિકાથી અહીં આવતી થઈ હતી. સ્વ. ડૉ. મોતીભાઈ અમીન એ કાર્યમાં ઘણી અગત્યની વ્યક્તિ હતા. સ્વ. દરબાર ગોપાળદાસ પોતાનાં બાળકોને

* 'A History of Education in India.' (Introduction)
By Syed Turulla and J. P. Naik.

કેળવણી આપવા પોતાને ત્યાં વસોમાં મૉન્ટીસોરી પદ્ધતિનું બાલમંદિર શરૂ કરાવે છે. અને મૉન્ટીસોરી પદ્ધતિનાં થોડાં પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાન્તર કરાવે છે. વડોદરા રાજ્ય તરફથી કિન્ડરગાર્ટન પદ્ધતિનાં પુસ્તકોનું પણ ભાષાન્તર કરાવવામાં આવ્યું હતું. સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં પ્રગતિશીલ એવા ભાવનગર રાજ્યમાં પણ નવીન વિચારોનો પ્રકાશ વહેલો આવતો દેખાય છે. ઠેઠ યુરોપમાંથી મગાવીને રાજ્યની પ્રાથમિક શાળાઓમાં ફ્રોબેલની ભેટો આપવામાં આવી હતી. જોકે એ દડા અને ઘન શાળાના ડેડસ્ટોકના નંબર ધારણ કરીને મહદ્ અંશે ફક્ત કબાટ શોભાવવાનું જ કામ કરતાં. પરંતુ એ તરફ દષ્ટિ તો ગયેલી દેખાય જ છે. રાજકોટ તથા વડોદરા રાજ્ય જેવા કોઈ કોઈ સ્થળે કિન્ડરગાર્ટન પદ્ધતિથી કંઈક નવું નવું કરવા ફાંકા મરાતા પણ દેખાય છે.

## ગિજુભાઈ એ આપેલાં કેટલાંક વર્ણનો :

### પ્રાથમિક શાળા

આ તો થયું કેળવણીના બાહ્ય કલેવરનું ચિત્ર. પરંતુ શાળાઓમાં ચાલતી બાળકો માટેની કેળવણીનું ચિત્ર પણ આપણે જોવું જોઈએ. એ પરિસ્થિતિનાં કેટલાંક વર્ણનો શ્રી ગિજુભાઈએ પોતે જ આપ્યાં છે. આપણે તેને આધારે આ કેળવણી નિહાળીએ.

ગિજુભાઈનાં આંતરને હલાવી મૂકનાર એક ચિત્ર આપણે એમના જ શબ્દોમાં જોઈએ. 'થોડાએક માસ પહેલાં હું એક ગામડામાં જઈ ચડ્યો. નાની એવી ઓસરીમાં એક શિક્ષક કોળીના છોકરાઓને ભણાવતો હતો. તેના મોઢામાં ગાળો હતી અને હાથમાં બીડીનાં પાંદડાં અને જરદો હતો. ગાળો દેતાં ગેતાં અને બીડીઓ વાળતાં વાળતાં તે છોકરાઓને એકડા ભણાવતો હતો.'

'તપાસ કરતાં જણાયું કે શિક્ષક એક ગાઉથી ભણાવવા આવે છે. પ્રથમ ગામમાં લોટ માગે છે. પછી નિશાળ સાથે જોડાયેલી ચાની હોટલ ચલાવે છે અને પછી વાડીએ વાડીએ જઈને છોકરાઓને ભણાવે છે.'

'ગરીબ બિચારા શિક્ષકને ઘેર એક સ્ત્રી અને ચાર બાળકો છે.

તેમના પોષણ અર્થે તે આવું વિચિત્ર જીવન ગાળતો હતો. તેની સ્થિતિ જોઈ, તેની ભણાવવાની રીત જોઈ, મહિને મહિને એક એક આનો અને રોજ ને રોજ ચપટી ચપટી લોટ ભેગો કરી જીવતર ચલાવવાનો તેનો શ્રમ જોઈ હું સ્તબ્ધ બની ગયો. વિચારમૂઢ બની ગયો અને કર્તવ્યશૂન્ય બની ગયો.'

'અત્યંત ભારે હૃદયે અવાક્ બની હું ત્યાંથી પાછો ફર્યો.'

'શિક્ષકની આવી સ્થિતિ માની જાય એવી નથી, તે છતાં આ સત્ય હકીકત છે અને દુઃખદ પણ છે. આવો એક શિક્ષક નથી પણ ગરીબીથી પીડાતા અનેક શિક્ષકો આ રીતે પેટ માટે ફાંફાં મારી રહ્યા છે, અને ભણનારનું અને પોતાનું જીવન ભયંકર રીતે બગાડીને ભારે ગુનો કરી રહ્યા છે.'

'સમાજને જો આવા નુકસાનની ખબર પડતી હોત તો આવા શિક્ષકોને તેણે ક્યારનાએ દૂર કરી તેને બદલે સારા શિક્ષકો મૂક્યા હોત. આવી જાતનું શિક્ષણ-કામ ચલાવનારને તેણે ગુનાહીત ગણ્યા હોત.'*

આ ચિત્ર નિહાળતાં ગિજુભાઈની સાથે આપણું હૃદય પણ અત્યંત ભારે થઈ જાય છે.

**બાળશાળા :**

સાવ નાનાં બાળકો માટેની શાળાનું પણ એક વર્ણન આપણે એમના જ શબ્દોમાં નિહાળીએ : 'આપણી બાળશાળાઓની અત્યારે કેવી દુર્બળ સ્થિતિ છે તે તમે જાણો છો. તેનાં મકાનો હવા અજવાળાં વિનાનાં છે; તેના શિક્ષકભાઈઓને માત્ર પેટ પૂરતું જ મળે છે; તેમનાં વિષય, જ્ઞાન અને પદ્ધતિના ખ્યાલો ઘણા જ કંગાલ છે; સમાજમાં તેમની સ્થિતિ ઘણી જ ઊતરતી છે. બાળશાળામાં બાળકો જુઓ તો તે દબાયેલાં, ગોંધાયેલાં, ડરી ગયેલાં, કચરાઈ ગયેલાં, ગંદાં, જીવ વિનાનાં, મનુષ્ય રૂપે ચેતન વિનાનાં પ્રાણીઓ છે ! બાળશાળા પાસેથી નીકળો તો જ્ઞાતિ ભોજન વખતે જે અસહ્ય ગડબડાટ થઈ રહે છે, તેવો ગડબડાટ બાળશાળામાં એક સરખો જામેલો દેખાય છે. બાળશાળામાં જઈને જુઓ તો હૃદય વિનાના, પ્રેમ વિનાના, ચીંથરે

* 'પ્રાથમિક શાળામાં શિક્ષક' –ગિજુભાઈ પાનું ૪.

હાલ, કંગાલ શિક્ષકો બાળકોના સ્વાભાવિક વલણને દાબી દેવાની ભારે કિંમતી અને આકરી કેળવણી આપી રહેલા દેખાય છે. ચોમેર નજર ફેરવો તો સાહિત્યનું નામ ભાગ્યે જ હોય છે. એકાદ પાટિયું, એકાદ ચાકનો કટકો, સોટી અને ઘંટ એ સઘળાં શાળાનાં શિક્ષણ સાહિત્યો છે. બાળકોની હારની હાર બેઠી બેઠી કંઈક ને કંઈક ફરજિયાત વ્યાપાર કરી રહેલી દેખાય છે. આવી સ્થિતિ આપણી પ્રાથમિક બાળશાળાઓની છે.

અને આ જોઈને મૂંઝાયેલા ગિજુભાઈ પોકારી ઊઠે છે : 'આમાંથી આપણે તુરત જ મુક્ત થવું જોઈએ. બાલશિક્ષણના પાયા ઉપર આપણા કુમાર મંદિર, વિનય મંદિરો અને મહાવિદ્યાલયોની ઈમારત ચણાવવાની છે. એ પાયાઓને ભારેમાં ભારે મજબૂત કરવામાં જ આપણી ખરી કસોટી, કિંમત અને દક્ષતા છે.[1]

**સજાની પદ્ધતિઓ :**

શાળાઓમાં કરાતી જાત જાતની શિક્ષાઓ વિશે પણ વિગતભરી માહિતી તેમના એક લેખમાંથી મળે છે.

'શિક્ષકો જાત જાતની શિક્ષા કરતા. સોટીની શિક્ષા સામાન્ય હતી. "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝંમ" એ સૂત્ર સાર્થક રહેતું. રખડુ છોકરાને એક પગે ઊભો રાખવામાં આવતો ને તેના હાથમાં એક એક ઈંટ આપવામાં આવતી અથવા તેના હાથ લાંબા રાખવામાં આવતા. ભરાડી છોકરાઓને અંગૂઠા પકડાવવામાં આવતા અને તેના ગળા ઉપર ને પીઠ ઉપર સોટી મૂકવામાં આવતી. જો વિદ્યાર્થી હલી જાય ને સોટી પડે તો તેને તે જ સોટીથી શિક્ષા થતી. અતિ તોફાની વિદ્યાર્થીને ઊંધે માથે લટકાવવામાં આવતો. એમ કહેવત પણ ચાલે છે કે "જોજે ઊંધે માથે લટકાવી નીચે તાપ કરી નેતરની સોટીથી મારીશ." કલકત્તા રીવ્યુમાં એવું પણ લખવામાં આવ્યું છે કે એક છોકરાને બિલાડી રાખેલા કોથળામાં પૂરીને કોથળા સાથે ગબડાવવામાં આવ્યો હતો. કાઠિયાવાડની શાળાઓમાં હેડ રાખવામાં આવતી. બહુ તોફાની વિદ્યાર્થીના પગ હેડમાં રાખવામાં આવતા કે જેથી તે પાંશરો થઈ જાય. હેડ એટલે લાકડાની જબરજસ્ત બેડી.

૧. 'પ્રાથમિક શાળામાં શિક્ષક –ગિજુભાઈ પાનું ૭૦.

નિશાળેથી મોડા જવા દેવા, ઊભા રાખવા, ઠોંઠ-ટાપલી કરવી વગેરે પ્રકારની શિક્ષા તો સામાન્ય જ હતી.'[૧]

આ કાળની શાળાઓમાં જૂના વખતથી ચાલ્યા આવતા કેટલાક સદ્‌ગુણો પણ નજરે ચડે છે. વ્યક્તિગત શિક્ષણપદ્ધતિ અને જગવિખ્યાત મૉનીટર પદ્ધતિ આપણે ખાસ લક્ષમાં લેવી જોઈએ. જોકે આ સદ્‌ગુણો ધીરે ધીરે લુપ્ત થવા લાગ્યા હતા. ઈનામ, હરીફાઈ અને પરીક્ષાઓના તૂત ધીરે ધીરે વધવા લાગ્યાં હતાં. શિક્ષકોનું સમાજજીવનમાં કંઈક માનભર્યું સ્થાન હતું. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેના સંબંધો પ્રમાણમાં ઘણાં ઘનિષ્ઠ હતા. આ સદ્‌ગુણો તરફ ગિજુભાઈની નજર પણ ગયેલી દેખાય છે. જૂની શાળાઓ વિશેના પોતાના એક લેખને અંતે ગિજુભાઈ નોંધે છે કે 'આ લેખમાંથી જૂની ગ્રામ શાળાનું સ્વરૂપ અને તેનું રહસ્ય સમજીને તેમાંથી સારું સારું ઉપાડી લઈ ભાવિ શાળા રચવાની સામગ્રી એકઠી કરીએ તો આ લેખ લખવાનું પ્રયોજન પૂર્ણ થયું ગણાય.'

**ગિજુભાઈનાં કેટલાંક સંસ્મરણો :**

ગિજુભાઈએ પોતાનાં પ્રાથમિક શાળાના અભ્યાસ દરમિયાનનાં સંસ્મરણો લખ્યાં છે. એ સંસ્મરણોમાંથી આપણને સારી એવી માહિતી ખાસ કરીને એ કાળના શિક્ષણ વિશે મળે છે. એમાંથી કેટલીક વિગતો આપણે ટૂંકમાં જોઈએ.

'સાત વરસનો થયો ત્યારે તાલુકાશાળામાં હું ભણવા ગયો. એ દિવસોમાં નિશાળે બેસાડવાનો મહિમા છેક ગયો ન હતો.'

'મને નિશાળે જવું ગમતું ન હતું. વારંવાર હું નિશાળે જતો અટકું અને મને પરાણે મોકલે અથવા મારે જવું પડે. કોઈ વાર હું ટાંગાટોળીનો ભોગ થઈ પડતો. એક દિવસ મારા ભલા પિતા ખૂબ ચિડાયા. તેમણે એક દાતણની સોટી લીધી અને મને સબોડી નાખ્યો. વાંસામાં અને આખા શરીર પર સોટીના સોળ ઊઠ્યા. ફરી વાર મેં કદી માર ખાધેલો નહિ.'

' "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ" એ સૂત્રનો

---

૧. શ્રી દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક-ફેબ્રુ. ૧૯૨૫. 'આપણા દેશની જૂની શાળાઓ' –ગિજુભાઈ.

અમલ સારી પેઠે ચાલુ જ હતો. આખા ગામને ઊંઘમાંથી જગાડતો મોટો ઘંટ સવારે છ વાગે વાગતો. અમે દાતણ કર્યાની અને મોપાટ લીધાની ચિઠ્ઠી પાટીમાં લખાવી નિશાળભણી શ્વાસભેર દોડતાં.'

'શિક્ષક અમને પાટીમાં એકડો માંડી આપતા અને તેના ઉપર અમે કાંકરાથી ઘૂંટતા. ઘૂંટતાં ઘૂંટતાં એકડો સૂણીને પૂણી જેવો કે પાણીમાં ડૂબીને ફૂલી ગયેલા ઊંદર જેવો થઈ જતો. ઘૂંટવાથી અક્ષરો બગડ્યા હોય તેથી કે અક્ષર વધારે સુધારવા માટે કે ગમે તે કારણે પણ પાછળથી અમારે બેત્રણ વર્ષો સુધી ખડીના અક્ષરો અને કોપીબૂકો લખવી પડતી.'

'અમારા વખતમાં પણ ગણિત અઘરું ગણાતું. અમે સોળે આંક પોપટ જેમ પઢી જતા. રાતે ઘેર પણ મોપાટ તો લેવી જ પડે ને સવારે દાતણ કર્યાની ચિઠ્ઠી ભૂલી જઈએ તો ચાલે, પણ મોપાટ લીધાની ચિઠ્ઠી ભૂલ્યા તો બાર જ વાગે.'

'શિક્ષક ભણાવવા કરતાં પાસ કરાવવામાં ઘણા ચતુર હતા.'

'ભૂગોળનું શિક્ષણ હજુ પણ સાંભરે છે. અમે કાગળની ભૂંગળીઓ લઈને નકશામાં કયું શહેર ક્યાં છે ? કઈ નદી ક્યાં છે, કયો ડુંગરો ક્યાં છે તે ગોખતા. અમે કલકત્તા શહેર ઉપર ભૂંગળી હલાવતા ને કલકત્તા, કલકત્તા, કલકત્તા, કલકત્તા એમ ગોખતા. અમારે ભૂશીર ને સંયોગી ભૂમિને એવું એવું ભણવું પડતું. અમારા વખતમાં ભૂગોળ શીખવાની સહેલામાં સહેલી રીત આ હતી.'

'ઈતિહાસનું શિક્ષણ ભૂલ્યું જાય તેમ નથી. લેવાદેવા વિના સબક્ત ગીન અલપ્તગીનનાં નામો અમારે યાદ રાખવાં પડતાં. ઈતિહાસ એટલે સાલવારી એવો ખ્યાલ હું રોમનો ઈતિહાસ શીખ્યો ત્યાં સુધી રહ્યો હતો.'

'અમારા વખતમાં શિક્ષકોને ઘણું સુખ હતું. વિષયો પરત્વે તેમને થોડી જ તૈયારી કરી લાવવી પડતી હશે; શાળામાં આવીને તે કહેતાં : "એય છોકરા, કવિતા બોલ જોઈએ ?" જો કવિતા ન આવડે તો શિક્ષકે એટલું જ કહીને શિક્ષા કરવાની હતી કે "સા...લા ! કરી કેમ ન આવ્યો ?"

'વ્યાકરણનો વિષય સૌને ત્રાસદાયક લાગતો.'

'અમારી સાથે એક વિઠ્ઠલ કરીને છોકરો હતો. એને કાંઈ

આવડે નહિ. અમારા માસ્તર એના ઉપર ખૂબ ખિજાય અને તેને વાંકો વાળી અંગૂઠા પકડાવી ઠોંસાનું શુકન કરી ધમ દઈને એવો તો ઠોંસો મારે કે બિચારો ઊં કરી જાય અને તાણીને બોલે કે 'ભાઈશાબ નથી આવડતું...ઊં...ઊં...'

'મારવાની જાત જાતની રીતો શાળામાં મંજૂર હતી. ઠોંસા મારવા, તમાચા મારવા, ચોંટિયા ભરવા, આંકણી મારવી એ બધી રીતો મારની સામાન્ય રીતો છે. અમારા માસ્તરે કેટલીક નવી રીતો પણ શોધેલી. કાંતો તે ટેબલ ઉપર હાથ મુકાવે અને હાથ ઉપર આંકણી મારે. ઠોંસો મારવો હોય તો તે અમસ્તો ચાલુ પ્રચાર પ્રમાણે ન મારે પણ વિધિપૂર્વક મારે. તેની વિધિ જાણવા જેવી છે. છોકરાને વાંકો વાળે. પછી તેના નાકના ટેરવા ઉપર ઠોંસો અડાડે ને પછી ધમ દઈને વાંસામાં મારે. જો નાકને મૂઠી બરાબર અડી ન હોય તો માસ્તરને અપશુકન થાય એટલે કદાચ ઠોંસો બે વાર મારવો પડે.'

'માસ્તરોની અમને બહુ બીક લાગતી. અમે એવી સાવધાનીથી રમાડતા કે માસ્તર અમારી નજરે કે અમે એની નજરે ચડીએ જ નહિ.'

'સ્પર્ધાની પદ્ધતિથી અનેકવિધ લુચ્ચાઈઓને સારું પોષણ મળતું.'

'શાળા અને શાળાના શિક્ષણના વિષયો અમને એટલા બધા અપ્રિય હતા કે લગભગ ચોપડી ઘરી રાખી રાત્રે શેરીમાં ભજવવાનાં નાટકનાં ગાયનો તૈયાર કરતા.'

'શિક્ષકો અને અમારે કોઈ જાતનો સીધો સંબંધ હતો જ નહિ. શિક્ષકો અમારા દીપડા હતા ને અમે તેની માખીઓ હતી. તેઓ અમારે ઘેર આવતા જ નહિ. અમે તો એનું ઘર ક્યાંથી જ ભાળીએ ?'

આ વર્ણનની સાથે ગિજુભાઈએ કરેલું દક્ષિણામૂર્તિ સંસ્થાના બાલમંદિરનું વર્ણન સરખાવવું જોઈએ. બરાબર લાગે છે કે પોતે જે વિટંબણાઓ અને વિષમ પરિસ્થિતિમાંથી પસાર થયા છે એ દૂર કરવા જ જાણે એમણે કાર્ય કર્યું છે. પોતે જે અસહ્ય પરિસ્થિતિ નિહાળી છે તેમાંથી નવી પેઢીને ઉગારી લેવાની તેમની ખ્વાહીશ દેખાય છે. માર,

ભય અને ત્રાસનાં વાવંટોળમાંથી કૂમળા બાળકને બચાવી લઈને તેને પ્રેમ, આનંદ અને સ્વાતંત્ર્યના પોષક વાતાવરણમાં મૂકે છે.[૧]

**એક તસ્વીર :**

'ઘણા વખત પહેલાં જોયેલી એક તસ્વીર અત્યારે આંખ આગળ તરે છે. લંડનના એક ભરચક રસ્તા ઉપર ચાર રસ્તાના ચોકમાં એક કદાવર પોલીસ ઊભો છે. તેણે ચારે બાજુથી આવતા જતાં વાહનોના ફર્લાંગો સુધીની કતારોને પોતાના બંને હાથની નિશાનીથી થંભાવી દીધી છે ને એક નાનકડું બાળક રસ્તાની એક બાજુ પરથી બીજી બાજુ તરફ નિરાંતે ચાલ્યું જાય છે. આ ચિત્રમાં કેટલો અર્થ ભર્યો છે.'[૨]

અહીં પોલીસને ગિજુભાઈ સમજીએ અને ચારે બાજુથી આવતાં જતાં વાહનોની ફર્લાંગો સુધીની કતારોને બાળકના જીવનને રૂંધનારાં પરિબળો સમજીએ તો એ ચિત્ર ગિજુભાઈના જીવનકાર્યનું આબાદ પ્રતિબિંબ બની જશે.



---

૧. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક-સંવત ૧૯૮૨ અંક-૪. 'પ્રાથમિક શાળાનાં સંસ્મરણો' –ગિજુભાઈ

૨. 'ઘરમાં બાલમંદિર' –મૂ. મો. ભટ્ટ

**૪**

## ગિજુભાઈનું પ્રદાન–૧. 'બાળકેળવણીની ફિલસૂફી'

કાખે બેસાડીને ચોંટિયો ભરતાં ભરતાં પોતાના બાળકને 'હાં, મારા... ને ભણવું છે ક્યાં ?' એવી ગાળો દેતાં દેતાં એક વાણિયાને જ્યારે મેં વારંવાર બાળકને નિશાળે લઈ જતો જોયો ત્યારે મારો અંતરાત્મા કકળી ઊઠ્યો. મારું શાળાનું બાલજીવન સાંભરી આવ્યું. અનેક શક્તિઓના એ જૂના વધસ્થાને જાણે મને કહ્યું કે, 'ઊભો થા, વકીલાત છોડી દે.' હું ભાગ્યો. નવી દૃષ્ટિની પાંચ વર્ષ ઉપાસના કરી અને મેં સર્વવ્યાપી, સર્વદેશી એવા જીવનતત્ત્વનો પ્રત્યક્ષ અનુભવ કર્યો.

–ગિજુભાઈ

**ગાંધીની હાકલ :**

૨૦મી સદીની શરૂઆતનો કાળ ભારતીય સમાજ માટે ઘણો મુસીબતભર્યો કાળ હતો. દેશ પરાધીન હતો. ગરીબાઈએ સમગ્ર સમાજને ભીષણ નાગચૂડ ભીડી હતી. માનવનું માનવ પ્રત્યે સન્માનભર્યું વર્તન દેખાતું ન હતું. આખો સમાજ ઊંચનીચના ભેદોમાં વહેંચાઈ ગયો હતો. ઉચ્ચ ગણાતા માણસો દીન-દલિત તરફ અત્યંત તિરસ્કારની નજરથી જુએ છે. ધર્મને નામે અનેક પાખંડો ચાલી રહ્યાં છે. માણસ માણસ પ્રત્યે પણ ઘણો ક્રૂર દેખાય છે.

સમાજની આ પરિસ્થિતિ જો કાયમ રહે તો સમાજનું અસ્તિત્વ જ જોખમાય જાય. સમાજ તૂટવા લાગે, છિન્નભિન્ન થઈ જાય અને તેનું

સત્ત્વ નષ્ટભ્રષ્ટ થઈ જાય. ભારતીય સમાજને પણ જો પોતાનું અસ્તિત્વ સત્ત્વવાન અને જોમભર્યું ટકાવી રાખવું હોય તો માનવજીવનમાં કેટલાંક મૂલ્યોનું પુનઃપ્રતિષ્ઠાપન કરવાની જરૂર હતી. ભારતીય સમાજ માટે કાળ અને પરિસ્થિતિનો એ તકાદો હતો.

કાળ અને પરિસ્થિતિના આ તકાદામાંથી ગાંધી ઉત્પન્ન થયો. સીઝર વિશે કહેવાતું કે He came, He saw and He conquered. ગાંધી વિશે પણ આપણે કહી શકીશું કે He came, He saw and He found out the way. ભારતના જાહેર જીવનમાં આવતાંવેંત એ એક નવી ફિલસૂફી અર્પે છે. એ ફિલસૂફીની વાત કરતાં એ કહે છે કે 'મારી આ વાતોનો જીવનમાં તમે અમલ કરો અને સ્વરાજ તો બિચારું એક વર્ષમાં તમને મળી જશે.'

એ ફિલસૂફી હતી સત્ય અને અહિંસાની, પ્રેમ અને કરુણાની, માનવના માનવ પ્રત્યેના સન્માનની અને દીન-દલિતોના ઉદ્ધારની, માનવ આત્માના એકત્વની અને વિશ્વબંધુત્વના જયનાદની. ભારતીય સમાજની એ કાળની એ અનિવાર્ય આવશ્યકતા હતી.

ગાંધીએ આવીને હાકલ કરી અને ભારતના ખૂણે ખૂણેથી લોકો તેની સાથે થયા. ઉનાળાની તપ્ત ધરતી અષાઢી જલધારાને જે રીતે શોષી લે તે રીતે ભારતીય પ્રજાએ એ હાકલને સ્વીકારી લીધી હતી. કલકત્તાની ધીકતી વકીલાત છોડી ચિત્તરંજનદાસ ચાલી નીકળ્યા અને બિહારમાંથી પેલા અજાતશત્રુ રાજેન્દ્રપ્રસાદ નીકળી પડ્યા. અત્યંત વૈભવમાં પણ પેલા મોતીલાલ નેહરુ એક શેતરંજી પર સૂવાની ટેવ પાડવા લાગ્યા અને પેલા મારકણા મિજાજવાળા ક્રાંતિકારી પ્રોફેસર કૃપલાની સાબરમતી આશ્રમમાં રોટલી શેકવા માંડ્યા. હિમાલય જવા નીકળેલો પેલો વિનોબા ગાંધીને અને ગાંધીના વિચારને જ હિમાલય માની સાબરમતી આશ્રમમાં બેસી ગયો. સાહિત્યકારની અમાપ પ્રતિભાનું સંગોપન કરીને પેલા મહાદેવભાઈ બાપુને ચરણે બેઠા. નામી-અનામી કંઈકે હાકલ સાંભળી અને હૃદયના અંતઃસ્તલમાંથી પ્રતિશબ્દ આપ્યો.

મેઘાણીભાઈ ગાઈ ઊઠ્યા :

*'અમે ખેતરેથી, વાડીએથી, જંગલ ને ઝાડીએથી,*
*સાગરથી, ગિરિવરથી, સૂણી સાદ આવ્યા;*

*અમે નૂતન શક્તિને ભાન, ગાતા શ્રદ્ધાનું ગાન,*
*માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યા.'*

આ સાદ સૂણીને સાબદા થનારાઓમાં એક હતા આપણા શ્રી ગિરજાશંકર ભગવાનજી બધેકા.

મુરબ્બી મામાની મમત્વભરી માગણીને લીધે સાબરમતી આશ્રમમાં તો ન ગયા પણ દક્ષિણામૂર્તિ સંસ્થામાં જ એ ભાવનાથી કામ કરવા લાગી ગયા.

**બાળકોના ગાંધી :**

આ કાળની એ વાત બરાબર દેખાય છે કે જીવનના કોઈપણ ક્ષેત્રમાં માણસ કામે લાગી જતો પરંતુ તેના કામની પાછળ તો પેલી ગાંધીની ફિલસૂફીનું જ પીઠબળ રહેતું. ગાંધી તો નિમિત્ત હતો. બાકી કાળ અને પરિસ્થિતિની જ એ માંગ હતી. ઠક્કરબાપાના દલિતોદ્ધારના કામ પાછળ કે ચંપારણના નીલવરોના પ્રશ્નમાં, નમક માટેની દાંડીકૂચની પાછળ કે રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપનામાં, રેંટિયાની શોધમાં કે અસ્પૃશ્યતા નિવારણમાં આ જ ફિલસૂફી કામ કરતી હતી. ગિજુભાઈ પણ કાળના પ્રવાહથી અલિપ્ત કેમ રહી શકે ? શ્રી કિશોરલાલ મશરૂવાળાએ નોંધ્યું છે : 'મૉન્ટીસોરીની મુખ્ય સેવા મેં એની વિશિષ્ટ શાળાને નથી માની; પણ બાળકો પ્રત્યે વર્તવાની જે નવી દૃષ્ટિ તેણે રજૂ કરી છે તેને માની છે. એ દૃષ્ટિને ગિજુભાઈએ બાળસમાજ પરત્વે ફેલાવી; અને ગુજરાતી મા-બાપોને તથા શિક્ષકોને નવા સંસ્કાર આપ્યા. ગાંધીજીએ જે વાત પર એમના આશ્રમમાં અહિંસાની દૃષ્ટિએ ભાર મૂક્યો, તેને ગિજુભાઈએ મા-બાપ તથા શિક્ષકના સ્વાભાવિક વાત્સલ્યને જાગૃત કરી, શિક્ષણશાસ્ત્રથી શુદ્ધ કરી તથા બાલમંદિરની કલાથી શણગારી લોકપ્રિય કરી. અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે એક બહુ મોટો ભાગ ભજવ્યો છે.'[૧]

અને આથી જ શ્રી જુગતરામભાઈએ તેમને **બાળકોના ગાંધીનું** બિરુદ આપ્યું.

---

૧. 'સ્મરણાંજલિ' –કિશોરલાલ ઘ. મશરૂવાળા પાનું ૨૧.

આમ ગિજુભાઈની શિક્ષણવિષયક વિચારધારાના મૂળમાં છે ગાંધીની જીવનફિલસૂફી. સ્વાતંત્ર્ય, સ્વાવલંબન, પ્રેમ, કરુણા, માનવસન્માન, રાષ્ટ્રીયતા (સંકુચિત રાષ્ટ્રીયતા નહિ જ), દલિતોદ્ધાર (બાળક પણ સમાજમાં કચડાયેલું અને અવગણાયેલું અંગ હતું – છે.) 'હીનવત્સલતા' માનવસેવા – આ બધું ગાંધીની ફિલસૂફીનું જ પ્રદાન છે.

શ્રી ગિજુભાઈ પણ ક્યારેક ક્યારેક આ વાતથી સભાન હોય તેમ લાગે છે. બાલમંદિરના શિક્ષકોને ઉદ્દેશીને તેમણે કહ્યું હતું, 'દબાણ ઉપર રાજ્યો ટકતાં નથી તો બાલમંદિરમાં બાળકો શી રીતે ભણે ? બાલમંદિરમાં શિક્ષાનો નાશ કરીને જગતમાંથી હિંસાનું, દબાણનું અને જુલમનું તત્ત્વ કાયમને માટે નાબૂદ કરવું છે. નવો યુગ સ્વરાજ્યનો છે. તેમાં હિંસા નહિ હોય તો પછી શાળામાં શિક્ષા ક્યાંથી રહેશે ? કેમ રહેવી જોઈએ ? આપણા મનમાં જ્યારે બાળક ઉપર કોઈપણ જાતનું દબાણ કરવાનો વિચાર આવે ત્યારે બાળક કેટલું નિર્બળ છે અને આપણે કેટલા બળવાન છીએ તેનો જ વિચાર કરી લેવો. નિર્બળને શિક્ષા કરવી એ હિંસાથી પણ ખરાબ છે. બાળકને શિક્ષા કરીને આગામી પેઢીના મૂળમાં હિંસાનું પાણી સીંચીએ છીએ.

'બાળકને શિક્ષા કરીને આપણે આપણી જ અસંયમી વૃત્તિ દાખવીએ છીએ. સંયમ શિક્ષા કરવામાં છે કે શિક્ષા ન કરતાં પોતાની જાતને રોકવામાં છે ? સંયમ સારો કે અસંયમ ? સંયમથી કલ્યાણ છે કે અસંયમથી ?'[૧]

ભારતથી હજારો માઈલ દૂર અને ગાંધીના કરતાં સાવ જ નિરાળા વાતાવરણમાં જેનું પોષણ અને ઘડતર થયું હતું તેવી મેડમ મૉન્ટીસોરી પણ ગાંધીની ફિલસૂફીથી અલગ નથી. ગાંધીજી અને મેડમ મૉન્ટીસોરીની મુલાકાત અને ચર્ચા પછી ગાંધીજીએ એક પણ શબ્દ એવો કહ્યો નથી કે તેમને અને મેડમને શિક્ષણના વિચારોમાં કોઈ મતભેદ હોય.

ગિજુભાઈની શિક્ષણવિષયક ફિલસૂફી પાછળની ભૂમિકારૂપ આ જીવનદષ્ટિ જોયા પછી આપણે હવે એમની શિક્ષણવિષયક ફિલસૂફી તપાસીએ.

---

૧. 'પ્રાથમિક શાળામાં શિક્ષક' –ગિજુભાઈ બધેકા પાનું ૧૦૩.

## ગિજુભાઈની શિક્ષણવિષયક ફિલસૂફી :

### બાળકનું સ્વતંત્ર વ્યક્તિત્વ :

ગિજુભાઈ માનતા હતા કે 'બાળકને સ્વતંત્ર વ્યક્તિત્વ છે.' આમ તો આ વિચાર એ કાંઈ ગિજુભાઈનું મૌલિક ચિંતન ન હતું. દૂર દૂર યુરોપમાં ૧૮મી સદીએ અર્પેલો એ વિચાર હતો. પરંતુ ગિજુભાઈ જુએ છે કે શિક્ષણક્ષેત્રનો આ એક ક્રાંતિકારક વિચાર છે. બાળક પ્રત્યેની આપણી દષ્ટિને જ સમૂળગી એ બદલી નાખે છે. આપણી ઈચ્છાઓ, આપણી લાગણીઓ અને આપણા જ સારાનરસાના વિવેક બાળકો ઉપર લાદવામાં કેવું ભયંકર નુકસાન છે તે નજર સમક્ષ તરવા લાગ્યું અને પરિણામે ગિજુભાઈએ આ વિચારને સ્વીકારી લીધો. આ સ્વીકારમાં ગિજુભાઈની તીક્ષ્ણ અને વેધક અવલોકનશક્તિએ તથા શિક્ષણના રોજબરોજના અનુભવોએ સાક્ષી પૂરી હતી. ગિજુભાઈએ નોંધ્યું છે કે – 'બાળકોએ મને પ્રેમ આપી નવો કર્યો, નવું જીવન આપ્યું. તેમને શીખવવામાં ખરું તો હું જ શીખ્યો છું. તેમને અવલોકવામાંથી જાતને અવલોકવાનું મળ્યું. તેમને નીચેથી ઊંચે લઈ જતાં સાથે સાથે હું પણ ઊંચે ચડતો ચાલ્યો. તેમનો ગુરુ થતાં મેં તેમનું ગુરુપણું સમજી લીધું.'

'આ કાવ્ય નથી...સ્પષ્ટ અનુભવકથન છે.'[1]

### બાલસન્માન :

આ વિચારને સુંદર રીતે અમલમાં મૂકવો હોય ત્યારે બાલસન્માનની ભાવનાની જરૂર પડે છે. ગિજુભાઈમાં આ બાલસન્માનની ભાવના તો ભરી પડી હતી અને એથી જ તેઓ બાળકના વ્યક્તિત્વને જોઈ શક્યા, સમજી શક્યા અને સન્માની શક્યા. બાળકોને કદી તેમણે ઊપડતે સાદે બોલાવ્યા નથી, બાલમંદિરનાં બાળકોને વાચન માટે બાલસાહિત્યની જરૂર પડી અને અગણિત રાતોના ઉજાગરા કરીને પણ એ સાહિત્ય તેમણે તૈયાર કર્યું. ઘરમાં બબુ-ટિકુને દાતણ કરતાં શીખવવું હોય તોપણ એ જ એકાગ્રતાથી

---

૧. 'શ્રી દક્ષિણામૂર્તિ' – ત્રૈમાસિક. 'દક્ષિણામૂર્તિ બાલમંદિર' –ગિજુભાઈ

અને કૃતકૃત્યતાથી તેમને દાતણનો કૂચો કરતાં શીખવાડે. દાંત ઘસતાં શીખવાડે અને કોગળા કરતાં પણ શીખવે. 'રાજા સૂપડકન્નો'નું બાલનાટક ભજવાતું હોય અને બાળકો સાથે કાને સૂંપડીઓ બાંધી પોતે રાજા થાય તોપણ આજ દૃષ્ટિથી. 'હાલતાં ચાલતાં' પુસ્તકમાં તેમણે નોંધેલો. એક પ્રસંગ આપણે જોઈએ. જીવનની એકેએક પળે બાલસન્માનની ભાવના કેટલી જીવંત અને જાગ્રત છે એ દેખાય છે.

'બાલમંદિરમાં નાટકોની તૈયારી થતી હતી. ક્યારનાંયે બાળકો નાટક જોવા માટે ઉત્સુક બની બંધ દરવાજા આગળ હારબંધ ઊભાં હતાં. એક બાળકને બીજા બાળક સાથે વાત કરતાં મેં સાંભળ્યું : 'ગિજુભાઈ મને નથી ગમતા. એનું મોઢું કાળું છે.'

'દૂરથી હું સાંભળતો હતો. હું સમજી ન શક્યો. મારું મોઢું કાળું નથી જ. ઘઉંવર્ણું છે. અને હું બાળકોને ન ગમું એવો પણ નથી. ખાસ રૂપાળો ન ગણાઉં છતાં કરૂપ પણ ન ગણાઉં. હું મૂંઝાયો.'

'વિચાર કરતો હતો એટલામાં એ જ બાળકે આવીને કહ્યું : "હું નાટક જોવા નહિ આવું."

'મને સૂઝ્યું : "નાટકને અને મારા કાળા મોઢાને સંબંધ હોવો જોઈએ." વિચાર સાહચર્યથી મને સ્ફુર્યું. હા, તે દિવસે "ભયનો ભેદ" નાટકમાં બેચાર બાળકો મારા ભૈરવના વેશથી ભયભીત થઈને રડી ઊઠ્યાં હતાં. તેમાંનું એક તો આ નહિ હોય ?"

'મેં આજે બાળકની સામે હસીને કહ્યું : "ન ગમે તો નાટકમાં ન આવતા. પણ આજે હું કાળું મોઢું નથી કરવાનો હો ! આજે તો હું બીજો વેશ કાઢવાનો છું. તે દિવસે મેં કાળાં લૂગડાં પહેર્યાં હતાં એટલે છોકરાં બીતાં હતાં ખરું કે ?"

બાળકે કહ્યું : "અરે ! બધાં રોતાં હતાં. તમે બહુ ખરાબ લાગતા હતા."

મેં કહ્યું : "આજે હું ખરાબ નહિ લાગું."

'તે બાળક તે દિવસે નાટકમાં આવ્યું. દરેક વખતે નાટકમાંથી નાસી જનાર બાળકના માનસનો ભેદ આજે ઊકલ્યો.'[૧]

અહીં આ બાલસન્માનની ભાવના સમગ્ર વાતચીતમાં ન હોત

---

૧. 'હાલતાં ચાલતાં' –ગિજુભાઈ

તો બાળકના આત્માનું જે દર્શન તેમને થઈ શક્યું તે થાત ખરું ?

'બાળકને સ્વતંત્ર વ્યક્તિત્વ છે' એ વિચાર પણ ગિજુભાઈ ખૂબ જ સ્પષ્ટ રીતે સમજતા હતા. અને એથી જ પોતાના બાલમંદિરમાં રોજબરોજના કાર્યમાં તેનો સરળતાપૂર્વક અમલ કરી શક્યા. બાળક જન્મથી જ વિકાસ પામવા માટેની અદમ્ય ઈચ્છા અને અમાપ શક્તિ લઈને આવે છે. તેનાં શરીર, મન, બુદ્ધિ, લાગણીઓ બધું ધીરે ધીરે વિકસિત થવા લાગે છે. આ વિકાસ તે પોતે જ કરે છે. આપણે (માતા, પિતા, શાળા, સમાજ, કુદરત) સૌએ તેને અનુકૂળતાઓ કરી આપતા જવું જોઈએ. અને આ સમય દરમ્યાન આપણે સૌએ તેને પ્રેમ અને સલામતીની હૂંફ અર્પવાં જોઈએ. બાળકને પણ પોતાની શક્તિઓ છે અને એ શક્તિઓની મર્યાદાઓ છે, પોતાની લાગણીઓ પણ છે અને ગમાઅણગમાના પોતાના ભાવો પણ છે અને અલ્પ મતિવાળી થોડી થોડી વિવેકશક્તિ પણ છે. આપણે આ બધાને માનભરી દૃષ્ટિથી જોવાં જોઈએ અને સંવાદિતાપૂર્વક સુયોગ્ય માર્ગે તેનો કેમ વિકાસ થાય તે વિચારવું જોઈએ અને એ પ્રમાણે પછી તેને અનુકૂળતાઓ ઊભી કરીને એ વિકાસમાં મદદરૂપ બનવું જોઈએ.

**સ્વાધીનતા-સ્વાવલંબન :**

ગિજુભાઈની ફિલસૂફીમાં બીજો મુખ્ય વિચાર છે 'સ્વાધીનતા'નો. 'સ્વાધીનતા' શબ્દને આપણે 'સ્વાવલંબન' શબ્દથી વિશેષ સ્પષ્ટ રીતે સમજી શકીશું. બાળક જન્મથી જ પોતાનાં કાર્યોમાં ધીરે ધીરે સ્વાધીન થવા મથે છે. જન્મ પહેલાં બાળકને માતા ઉપર જેટલો આધાર રાખવો પડે છે, તેટલો આધાર તે જન્મ પછી રાખતું નથી. અને જન્મ પછીના શરૂઆતનાં વર્ષોમાં જેટલો આધાર માતા ઉપર રાખે છે, તેટલો પછીનાં વર્ષોમાં નહિ જ. શક્તિવિહિન લોથા જેવાં બાળકનું બેસતાં શીખવું, ચાલતાં શીખવું, બોલતાં શીખવું, હાથપગ હલાવીને નાનાંમોટાં કામો કરતાં શીખવું, ધાવણમાંથી ધીરે ધીરે ખોરાક પર જવું, વાંચતાં-લખતાં શીખવું, આ તમામ કાર્યો પાછળ એના આત્માની આ વૃત્તિ જ રહેલી દેખાય છે. માની સાથે ધીમે ધીમે ચાલતા બાળકને કાખમાં તેડી લેતાં રડી ઊઠતું કોણે નહિ જોયું હોય ? રાષ્ટ્રોની સ્વાધીનતાની વાત એ માનવઆત્માની આ વૃત્તિનું જ

આગળનું કદમ છે.

બાળકના આત્માની આ વૃત્તિને આપણાં ઘરોમાં આપણે ડગલે ને પગલે કેવી ભયંકર રીતે છૂંદી નાખીએ છીએ ? બાળકને ખીચડી અને દૂધ પોતાની મેળે ખાવાં છે. આપણે તેને કોળિયા ભરાવવા લાગીશું. બાળકને પાણી પીવું છે, પણ તે પહોંચી શકે તે રીતે આપણે પાણીનો ગોળો જ રાખ્યો નથી હોતો. બાળકનાં પહેરવાનાં કપડાં પણ આપણે કબાટમાં ઊંચે ઊંચે ખાનામાં રાખ્યાં હોય છે. અરે, બાળકના ફ્રોકના બટન પણ તેના હાથ ન પહોંચે તેમ પીઠ તરફ જ રખાવીએ છીએ. નહિતર આપણી ફેશનમાં વાંધો આવે ને ? ધન્ય છે આપણી ફેશનને !

ગિજુભાઈના મગજમાં આ વાત બરાબર ઠસી ગયેલી જણાય છે. તેઓ કહે છે : 'આપણે બાળકોને પોતાની મેળે ચાલતાં, દોડતાં, દાદરેથી ઊંચે ચડતાં અને નીચે ઊતરતાં, નીચે પડી ગયેલા પદાર્થો ઊંચકી લેતાં, પોતાની મેળાએ કપડાં પહેરતાં અને કાઢતાં, પોતાની જાતે નાહી લેતાં, ચોખ્ખું બોલતાં અને પોતાની જરૂરિયાતો સ્પષ્ટ રીતે જાહેર કરતાં શીખવવામાં મદદ કરવી જોઈએ – નહિ કે બધું આપણે તેમને કરી આપવાની ચાકરી કરવી જોઈએ. આપણે બાળકોને એવી એવી મદદ કરવી જોઈએ કે જેથી તેઓ પોતાના વ્યક્તિગત ઉદ્દેશો પાર પાડવાની અને પોતાની ઈચ્છાઓ તૃપ્ત કરવાની શક્તિ પ્રાપ્ત કરી લે. આ બધી સ્વાધીનતાની કેળવણી છે.'[૧] અને આથી જ જે કેળવણી સ્વાધીનતાને માર્ગે આગળ વધવામાં બાળકોને મદદ કરી શકતી હોય તે કેળવણીને જ પ્રાણવાન કેળવણી કહે છે અને છેલ્લે કહે છે કે : 'માત્ર સ્વાધીન મનુષ્ય જ સ્વરાજ્ય ભોગવી શકે છે. સ્વાધીન મનુષ્ય માટે જ સ્વરાજ્ય છે.'

આવી સ્વાધીનતાની કેળવણીની મુસીબતોનો પણ ગિજુભાઈને પૂરેપૂરો ખ્યાલ છે. 'અલબત્ત, આપણે જાણીએ છીએ કે બાળકને ખવડાવવા-પીવડાવવા કરતાં કે તેના હાથમોં ધોવા કરતાં તેને પોતાની મેળે જ ખાતાં, પીતાં, હાથ-મોં ધોતાં અને કપડાં પહેરતાં શીખવવાનું કામ ઘણું જ કંટાળાભરેલું અને મુશ્કેલ છે; તેમ જ તે કામમાં અત્યંત

---

૧. 'મોન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

ધીરજ અને શાંતિની પણ જરૂર છે. પરંતુ પહેલું કામ સહેલું છતાં હલકું છે કારણ કે તે કામ નોકરનું છે, જ્યારે બીજું કામ કઠણ હોવા છતાં ઊંચું છે કારણ કે તે કામ કેળવણીકારનું છે.'[૧]

બિનજરૂરી મદદને પણ તેઓ સ્વાભાવિક વિકાસમાં રોધક પરિબળ સમજે છે.

**સ્વાતંત્ર્ય (Liberty) :**

ગિજુભાઈની ફિલસૂફીનો ત્રીજો મુખ્ય વિચાર છે 'સ્વાતંત્ર્ય'નો. અંગ્રેજીમાં એને માટે આપણે Liberty શબ્દ વાપરીએ છીએ.

આ સ્વાતંત્ર્યનો સ્પષ્ટ અર્થ આપણને બહુ ભાગ્યે જ જોવા મળે છે. દસ કેળવણીકારોને તેનો અર્થ સમજાવવાનું કહો તો દસેય જણાના અર્થો ભિન્નભિન્ન હશે અને કદાચ તેમાંનો એક પણ અર્થ આપણને સામાન્ય શિક્ષકને આપણા રોજબરોજના કાર્યમાં મદદરૂપ થઈ શકે, આપણે આચરી શકીએ એવો તો નહિ જ હોય. આ બાબતમાં તો એમના ગુરુ મૉન્ટીસોરીની જેમ ગિજુભાઈ પાસે અદ્‌ભુત સ્પષ્ટતા છે અને એથી તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આથી જાણીતા મનોવિજ્ઞાન અભ્યાસી શ્રી ચુનીભાઈ ના. શાહે નોંધ્યું છે : 'હોમરલેઈન અને નીલ જેવાએ સ્વાતંત્ર્યના અદ્‌ભુત પ્રયોગો કર્યા છે. પણ તેમણે સર્વને સુલભ થઈ પડે તેવી કોઈ પદ્ધતિ યોજી નથી. જ્યારે ડૉ. મૉન્ટીસોરીએ પોતાની પદ્ધતિને માત્ર કલારૂપે નહિ પરંતુ શાસ્ત્રીયરૂપે સર્વની સમક્ષ મૂકી છે. ગિજુભાઈએ એ પદ્ધતિનું હાર્દ પકડ્યું અને પછી એ પદ્ધતિને ગુજરાતી પોષાકમાં ગુજરાતનાં બાળકો સમક્ષ રજૂ કરી. આ માટે ગુજરાતનાં બાળકો અને ગુજરાતનાં માતાપિતા ગિજુભાઈના ઋણી છે.'[૨]

ગિજુભાઈ સ્વાતંત્ર્યનો અર્થ કંઈક આ પ્રમાણે સમજે છે :

'વિકસતા બાળકને સ્વાતંત્ર્ય મળવું જોઈએ, તેનો અર્થ એ કે તેને વિકાસક પરિસ્થિતિમાંથી પ્રવૃત્તિની પસંદગીની અને સ્ફુરણા થાય ત્યારે પ્રવૃત્તિ કરવાની છૂટ મળવી જોઈએ. સ્વાતંત્ર્યનો અર્થ અતંત્ર કે પરતંત્ર બેમાંથી એક પણ નથી. આપણા પરના આધારમાંથી બાળકને

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ પાનું ૩૯.
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

મુક્ત કરીને તેને પોતાના ઉપર આધાર રાખતું કરવું તેનું નામ તેને સ્વતંત્રતાને માર્ગે દોરવું એ છે.'

'ઉક્ત સ્વાતંત્ર્યની એક મર્યાદા સામુદાયિક હિતની છે. સામુદાયિક હિતને આપણે સભ્યતા કે ખાનદાનીના નામે ઓળખીએ છીએ. આથી બાળક જ્યાં જ્યાં બીજાને ચીડવે કે કંટાળો આપે અથવા તો અસભ્ય અને શોભે નહિ એવાં કૃત્યો કરે ત્યાં ત્યાં આપણે તેને રોકીએ. આ સિવાયની બીજી કોઈ પણ ઉપયોગી એવી બાળકની પ્રવૃત્તિ ગમે તે સ્વરૂપની હોય તો તેમાં આડે ન આવીએ.'

'શિક્ષકે બાળકોની સ્વયંસ્ફુરિત હિલચાલોને ન રોકતાં તેમજ પોતાની મરજીમાં આવે તેવાં કામો બાળકો પર ન લાદતાં શીખવાનું છે. અલબત્ત બાળકના નકામા અથવા જોખમભરેલાં કામોને કોઈ શિક્ષક ન જ પોષે. પરંતુ આ બાબતમાં શિક્ષકે તાલીમ લેવી જોઈએ; યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવાનો સૂક્ષ્મ વિવેક કેળવવો જોઈએ.'

'સ્વાતંત્ર્યનો ખરો માર્ગ બતાવવા માટે બાળકને ખરાબ શું અને સારું શું તેનો ખ્યાલ પણ આપવો જોઈએ.'

'જે ઓરડામાં બધાં બાળકો કંઈ ને કંઈ ઉપયોગી કામ કરવા માટે બુદ્ધિપૂર્વક અને ઈચ્છાપૂર્વક હિલચાલો કર્યા કરે છે અને કોઈપણ જાતનું અસભ્ય, જંગલી કે કર્કશ વર્તન કરતાં નથી. તે ઓરડો સ્વતંત્ર અને વ્યવસ્થિત છે એમ સમજવું.'

'સ્વાતંત્ર્ય ઉપર રચાયેલી શિક્ષણપદ્ધતિનું કામ એ છે કે તેણે બાળકને સ્વતંત્ર થવાનું શિક્ષણ આપવા આગળ આવવાનું છે. સ્વતંત્ર પરિસ્થિતિમાં ધીમે ધીમે બાળક જેમ જેમ આગળ વધતું જશે તેમ તેમ તે પોતાને વધારે ને વધારે વ્યક્ત કરતું જશે. પોતાનો મૂળ સ્વભાવ વધારે નિર્મળતાથી બહાર આણશે.'

'જો શિક્ષણમાં ખરું સ્વાતંત્ર્ય આવે તો બીજી મુશ્કેલીઓ સાથે શિક્ષા અને ઈનામની પ્રથાનો પણ અંત આવે. અને બાળક સ્વયંસ્ફુરણાથી સ્વતંત્ર પ્રવૃત્તિ કરતું સ્વાધીનતાને માર્ગે જાય. ને તેનામાં આપોઆપ નિયમન પ્રગટે.'[૧]

સ્વાતંત્ર્યના વાતાવરણમાં બાળકોને ધીરે ધીરે કેમ વ્યવસ્થિતપણે કામ કરતાં કરવાં અને મૂંઝવતાં બાળકો સાથે કઈ રીતે

૧. 'મોન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

કામ લેવું તેની પણ વિગતભરી વાતો 'મૉન્ટીસોરી પદ્ધતિ'ના 'સિદ્ધાંત વિચાર' પ્રકરણમાં ગિજુભાઈએ નિરૂપી છે.

ગિજુભાઈની વિશેષતા એ દેખાય છે કે આ બધી સ્વાતંત્ર્યની ફિલસૂફી તેમણે પોતાના બાલમંદિરમાં અમલી પણ બનાવી હતી. એ કાર્યમાં એમનું વિશાળ વાચન અને જન્મગત હૈયાસૂઝ ઠીકઠીક મદદમાં રહ્યાં હતાં. અને છતાંય એ કળા કંઈ આસાનીથી પ્રાપ્ત થઈ ગઈ નહોતી. દક્ષિણામૂર્તિ બાલમંદિરમાંના પ્રથમ ત્રણ દિવસની તેમની રોજનીશી વાંચવા જેવી છે. સ્વાતંત્ર્યના પ્રયોગો કરનારને કેવી કેવી વિટંબણાઓમાંથી પસાર થવું પડે છે તેનું હૂબહૂ અને સજીવ રસભર્યું વર્ણન તેમાં છે.

**સ્વનિયમન :**

ગિજુભાઈની ફિલસૂફીનો પછીનો એક નોંધવાયોગ્ય વિચાર છે 'સ્વનિયમન'નો. સ્વાધીનતા અને સ્વાતંત્ર્યના વિચારોની જેમ આ વિચાર પણ મેડમ મૉન્ટીસોરી પાસેથી આવતો જણાય છે.

આ સ્વનિયમનની પરિસ્થિતિનું વર્ણન મૉન્ટીસોરીએ બહુ સરસ રીતે કર્યું છે. 'જો કોઈ બરાબર ચાલતી મૉન્ટીસોરી શાળામાં જઈને જુએ તો નાનાં બાળકોના સ્વયંનિયમનથી તાજુબ થાય ! ત્રણથી સાત વર્ષની ઉમરનાં ૪૦ બાળકો એકીસાથે કામ કરતા માલૂમ પડશે. પ્રત્યેક બાળક પોતાના કામમાં મશગૂલ હશે. કોઈ ઈન્દ્રિયની કેળવણીનું સાધન વાપરતું હશે, કોઈ ગણિતની ઘોડી ઉપર કામ કરતું હશે, કોઈ અક્ષરો ફેરવતું હશે. કોઈ બટનની ફ્રેમ પર પોતાની નાની આંગળીઓ ફેરવતું હશે ને કોઈ સાફસૂફી કરતું હશે. કોઈ બાળકો ટેબલ પાસે ખુરશી પર બેઠાં હશે તો કોઈ આસન પર બેઠાં હશે. હળવે હળવે લઈ જવાતાં અને પાછાં લવાતાં સાધનોનો દાબ્યો-દુબ્યો અવાજ આવતો હશે. વચ્ચે વચ્ચે ફણાપર ચાલતાં બાળકોના આતુરતાભર્યા, ધીમા અને હર્ષભર્યા અવાજો કાને પડશે : 'શિક્ષક, શિક્ષિકા. જુઓ તો ખરા, આ મેં શું કર્યું ?'

'જેમણે તેમને ભોજનની તૈયારી કરતાં જોયાં હશે તેમને કેટલોય અચંબો થયો હશે. નાનાં ચાર વર્ષનાં બાળકો છરી, કાંટા અને ચમચા લે છે. પાણી ભરેલા કાચના પ્યાલા રકાબીમાં મૂકી રકાબી લઈ

જાય છે અને ગરમ ઓસામણનાં વાસણો એક પણ ટીપું ઢોળ્યા વગર એક ટેબલથી બીજા ટેબલ સુધી લઈ જાય છે. એક પણ ભૂલ થતી નથી. એક પણ પ્યાલો તૂટતો નથી. ઓસામણનું એક પણ ટીપું નીચે પડતું નથી. ભોજન વખતે નાના પીરસનારાઓ કાળજીપૂર્વક નજર રાખે છે, ઓસામણ જરાક ખૂટે કે તરત બીજું હાજર જ હોય.'[1]

ગિજુભાઈનાં બાલમંદિરમાં પણ નાસ્તો પીરસતાં બાળકો કે અભિનય ગીતો અને નાટકો કરતાં બાળકો, ઓરડામાં સાધન પર કામ કરતાં બાળકો કે શાંતિની રમતમાં આંખો મીંચીને સ્થિર બેઠેલાં બાળકો જેણે જેણે જોયાં છે તે સૌ મુગ્ધ ભાવે જ તેનું વર્ણન કરે છે. એ જોઈને મુગ્ધ થનારાઓમાં સર પ્રભાશંકર પટ્ટણી પણ હતા અને કાકાસાહેબ કાલેલકર પણ હતા. રા. વિ. પાઠક પણ હતા અને શ્રી જુગતરામભાઈ પણ હતા. અનેક મા-બાપો પણ હતાં ને અનેક શિક્ષકો પણ હતા.

'પણ આવું નિયમન મોટાઓના હુકમથી કે ઉપદેશથી અર્થાત્ આજની પ્રચલિત નિયમનની યુક્તિઓથી આવી શકે જ નહિ. આવું ખરું નિયમન શિક્ષક પર આધાર રાખનારું નથી. પરંતુ દરેક બાળકના આંતરજીવનમાં થતા વિકાસ ઉપર અવલંબે છે.'

'ખરા નિયમનું પ્રથમ પ્રભાત પ્રવૃત્તિમાંથી ઊગે છે. કોઈ ક્ષણે કોઈ એકાદ પ્રવૃત્તિમાં બાળકને અપૂર્વ રસ લાગી જાય છે. તેના ચહેરા પરનો તે વખતનો ભાવ, અત્યંત એકાગ્રતા અને કામમાં આ વાતની સાક્ષી પૂરે છે. આ વખતે બાળકે નિયમનના માર્ગ પર પ્રથમ પગલું મૂક્યું છે. પછી બાળકની પ્રવૃત્તિનો પ્રકાર ગમે તે હોય. તે ઈન્દ્રિય કેળવણીના સાધનની રમત હોય કે બટન યા હૂક ભરાવવાનું હોય કે પ્યાલા-રકાબીઓ ઉટકવાનું હોય.'

'પરંતુ આ પ્રવૃત્તિ જોહુકમીથી બાળકો ઉપર લાદી શકાય નહિ. આ પ્રવૃત્તિ સ્વયંસ્ફુરિત હોવી જોઈએ, એટલે કે બાળકની વિકાસની જરૂરિયાતમાંથી જન્મવી જોઈએ. અને તે જન્મે જ છે, કારણ કે વિકાસ માટે મનુષ્ય સ્વભાવતઃ પ્રવૃત્તિ કરવા માગે છે. અને જીવનની અંતઃશક્તિનો જે પ્રવૃત્તિ તરફ સ્વાભાવિક રીતે અને રુકાવટ વિના વળે

---

૧. 'મોન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

છે, અથવા જે પ્રવૃત્તિમાં મનુષ્ય પગલે પગલે ઊંચે ચડે છે, તે પ્રવૃત્તિ જ નિયમન આપનારી છે. આવી જાતની પ્રવૃત્તિ મનુષ્યમાં સુવ્યવસ્થા લાવે છે; તેની સમક્ષ વિકાસની અનંત શક્યતાઓના પ્રદેશો ઉઘાડે છે. આવી પ્રવૃત્તિ બાળક જ્યાં સુધી તે પોષક અને વિકાસક છે ત્યાં સુધી રાજીખુશીથી વારંવાર કરે છે.'[૧]

આ વિચારની વિગતો ખરેખર ઊંડાણથી જાણવા જેવી છે. ખૂબ રસભરી છે. આપણે ટૂંકાણમાં થોડી જોઈએ :

'નાનાં બાળકોને પોતાનાં શરીર પર કાબૂ નથી હોતો, કારણ કે તેમનામાં સ્નાયુઓનું નિયમન નથી. આથી શરૂઆતમાં બાળક બધો વખત વ્યવસ્થા વિનાની હિલચાલ કરે છે. જમીન પર પડી પગ પછાડે છે, જાતજાતનાં નખરાં કરે છે ને રડે છે. હિલચાલની સમતોલતાનો અભાવ આનું કારણ છે. તેનામાં નિયમનની સુપ્ત વૃત્તિ છે, પણ હજી તે તેના આગળ સ્પષ્ટ નથી. એ મેળવવા માટે તે પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાં તે ઘણી ભૂલો કરે છે અને શ્રમ ઉઠાવે છે. આપણે તેને તેમાં અનુકૂળતા કરી આપવાની છે. પણ એને બદલે "મારી પેઠે સ્થિર ઊભો રહે" એમ કહેવાથી બાળકની અશક્તિના અંધકારમાં પ્રકાશ પડવાનો નથી.'

'બાળકની બાબતમાં તો તેના સ્વાભાવિક વિકાસને માર્ગે થતા ઐચ્છિક કાર્યમાં તેને સહાય આપવાની છે. પ્રવૃત્તિ કરવાની છૂટ એ એક સહાય છે. બીજી સહાય બાળકને પોતાની હિલચાલો વ્યવસ્થિત કેમ થઈ શકે તે હિલચાલોનું પૃથક્કરણ કરીને તેની આગળ મૂકવાની જરૂર છે. ખુરશી ઉપર બેસવાની, ઊભા થવાની, ચાલવાની, જમીન પર દોરેલી લીટી પર ચાલવાની, ટટ્ટાર ઊભા રહેવાની વગેરે હિલચાલો કેમ થાય તે બતાવવાનું છે. પદાર્થ આમતેમ કેમ લઈ જવાય, સંભાળથી કેમ મુકાય, લૂગડાં કેમ પહેરાય ને કેમ ઉતારાય વગેરે બધામાં રહેલી હિલચાલ કેમ થાય તે પણ દેખાડવાનું છે. બાળક ધીરેધીરે તેના ઉપર કાબૂ મેળવશે.'

'ધ્યાનની રમતથી પણ આ ચમત્કારિક નિયમનની સાધનામાં ઘણી સહાય મળે છે.'[૨]

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ. પાનું ૪૬

સ્વયંશિસ્તની મોટી મોટી વાતો કરનારાઓમાં કોઈ આવો રોજિંદા જીવનમાં ઉપયોગી અને આપણે આચરી શકીએ તેવો સ્પષ્ટ માર્ગ બતાવતા નથી. ગિજુભાઈ અને એમના ગુરુ મૉન્ટીસોરીની આ વિશેષતા આપણે ખાસ નોંધવી જોઈએ. અને ગિજુભાઈએ તો આ બધી વાતોનું આચરણ પણ આપણે આંગણે સુંદર રીતે કરી બતાવ્યું.

**બાળકોની અભિવ્યક્તિ :**

ગિજુભાઈની ફિલસૂફીમાં એક બીજો મુખ્ય વિચાર છે 'બાળકોની અભિવ્યક્તિ.' માનવીના જીવનમાં આ અભિવ્યક્તિ ખૂબ ખૂબ મહત્ત્વભર્યું સ્થાન ભોગવે છે. અભિવ્યક્તિથી માણસ સ્વસ્થ બને છે. અભિવ્યક્તિ નથી મળતી તો માણસ અસ્વસ્થ બની જાય છે. સમવયસ્ક મિત્રો સાથે કોઈ ફક્ત અડધો કલાક ગપાટા મારે છે તોપણ કેવા હળવા ફૂલ થઈ જાય છે. અત્યંત દુઃખી વ્યક્તિને ઘણી વાર આપણે પરાણે રડાવીને સ્વસ્થ કરીએ છીએ. ચોખાની ફસલ તૈયાર થયા પછી ખેડૂતોને કે માછલીઓ પકડીને પાછા ફરતા માછીઓને આનંદમાં મગ્ન થઈને નાચતા કોણે નહિ જોયા હોય ? ઓરિસ્સા, આંધ્ર અને કોકણીના લોકનૃત્યોમાં આ જ વૃત્તિ નિરૂપિત થયેલી હોય છે ને ! એકલદોકલ વહાણમાં દરિયાલાલની સફર ખેડતા સાગરપુત્રોએ જ અરેબિયન નાઈટ્સનું સર્જન કર્યું છે. અને તેમાં તેમનાં સુખ અને દુઃખ, પ્રેમ અને વિરહ, મૈત્રી અને કુરબાની, કલ્પનાઓ અને ઊર્મિઓ બધુંય અભિવ્યક્ત થયું છે. એ અભિવ્યક્તિના જોરે જ ઘરથી સેંકડો-હજારો માઈલ દૂર, ઊંચે આભ અને નીચે મહેરામણની વચ્ચે રાતોની રાતો અને દિવસોના દિવસો પૂરા કરી શકે ને ? આ અભિવ્યક્તિથી માનવના હૃદયનો વિકાસ પણ થાય છે. માનવજાતે સર્જેલાં તમામ સર્જનો આ અભિવ્યક્તિનાં જ પ્રદાન છે. આ અભિવ્યક્તિની કલામાં જ માનવની સર્જનશક્તિનું અસ્તિત્વ રહેલું છે. ચિત્ર, સંગીત, વાર્તા, નાટક, લોકગીત, લોકવાર્તા, લોકશણગાર, કલાસંગ્રહો, નાની મોટી પ્રવૃત્તિઓ, વાતચીત આ બધાં અભિવ્યક્તિના જુદા જુદા પ્રકારો છે.

હૃદયના વિકાસમાં તથા સર્જનશક્તિની ખિલવટમાં આ અભિવ્યક્તિ આપણને ખૂબ મદદરૂપ છે. અને આ વાત તરફ પોતાના

ગુરુ મૉન્ટીસોરી કરતાં પણ ગિજુભાઈ વધુ જાગ્રત દેખાય છે. મૉન્ટીસોરીએ પોતાની પદ્ધતિમાં ચિત્ર, સંગીત અને લોકશણગાર પર ભાર મૂક્યો છે. પરંતુ ગિજુભાઈ એમના કરતાં પણ ઘણા આગળ જાય છે અને પોતાનાં બાલમંદિરમાં આ અંગ ઉપર ખૂબ વધુ ભાર મૂકે છે. બાલવાર્તા, બાલનાટક, લોકગીતો, લોકવાર્તાઓ, કલાસંગ્રહ વગેરે નવી વાતો દાખલ કરે છે. વાર્તાઓ બાબતમાં તો ડૉ. મૉન્ટીસોરી સાથે સારો એવો મતભેદ પણ માલૂમ પડે છે. આમ પોતાની મૌલિકતાઓ ઉમેરીને પણ ગિજુભાઈએ આ વાત પોતાના બાલમંદિરમાં ખૂબ વિકસાવી અને બાલમંદિરને રસ અને આનંદમાં તરબોળ કરી દીધું. વળી આ વાત તેમણે ખૂબ જાગરૂકતાથી સ્વીકારી હતી. તેમના એક પુસ્તકની પ્રસ્તાવનામાં તેમણે નોંધ્યું છે કે 'આજે જ્યારે બુદ્ધિના અતિવિકાસનાં દુષ્પરિણામો આવ્યાં છે ત્યારે હૃદયના વિકાસને આપણે કદી પણ ન ભૂલીએ; એટલું જ નહિ પણ તેના ઉપર જ ધ્યાન આપીએ.'[૧]

અભિવ્યક્તિમાંથી પ્રગટતી સર્જનશક્તિનું આપણે ઘર અને શાળામાં કેવું ખૂન કરી નાખીએ છીએ તે તરફ પણ ગિજુભાઈએ આપણું ધ્યાન દોર્યું છે.

આજના ઘરોમાં જરા ડોકિયું કરીએ. બાલસર્જનના શા હાલ છે તે તપાસીએ. કોઈ ઘરમાં જઈને જોશો તો સંભળાશે : 'હાય હાય ! મારા રોયા ! આ લોટનો ઉંદર ક્યાં કર્યો ? આ તે કાંઈ મુસલમાનનું ઘર છે ! બ્રાહ્મણ થઈને આ તો કાફર જાગ્યો !' 'રોયા ! રાખ હવે બહુ રાગડા તાણ્યા ! આ મારું તો માથું દુઃખવા આવ્યું. મોટો ગાનારો થઈ ગયો છે !' 'ઊભો રહે મારા પીટ્યા, આ ભીંત બધી કાળી કેમ કરી નાખી ? જરા કોલસો હાથ લાગ્યો કે થયું, કાઢ્યાં છે રેલગાડી ને પુલ ને નદીઓ ! એમાં પેટ નહિ ભરાય, રોયા ! ભૂખે મરીશ, ભૂખે !' એકાદ બાળકીને મનગમતી રીતે નાચતી એટલે કે હાથપગ હલાવતી જોઈને તેની મા કહેતી હશે : 'એલી એ કપાતર ! આમ મર, તારો વાંસો હળવો કરું ! આવાં નખરાં મારે નહિ ચાલે.' ઘરમાં નાનું બાળક હોય; મોટી બહેનને પોતાના નાના ભાઈને રમાડવાનું મન થાય;

---

૧. 'પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ-ખંડ ૧' ગિજુભાઈ, પાનું ૧૨

ભ્રાતૃભાવભીની બહેન નાના ભાઈને એકાએક તેડીને, છાતીએ દાબી બચ્ચીઓ લે ત્યાં તો મા આવીને કહે : 'રાંડ ! મારી નાખવો છે એને! હાથમાંથી પડી જશે તો ? મૂક હેઠો.'

શાળામાં સર્જનનું ખૂન કેવી રીતે થાય છે તે જોઈએ. જ્યાં પોતાના ઘરમાં થતા સહજ અનુભવોમાંથી નીકળતા ઉદ્ગારો જેવા કે 'અમારે ત્યાં તો આમ છે ને તેમ છે.' 'અમે તો આજે લાડવા ખાધા હતા.' 'આજે અમારે ત્યાં એક નવો ભાઈ આવ્યો છે. એની હથેળીઓ સુંવાળી સુંવાળી રેશમ જેવી ને ગુલાબી છે.' વગેરે કાઢવા બાળકો દોડે છે ત્યાં તો ભવા ચડાવી તથા મોઢું બગાડી શિક્ષક બોલે છે : 'ચાલો, એકડે એક.' અથવા લખો : 'પીરસ્યાં.' 'ભઠ્ઠી.'

'જોડણી ને જોડાક્ષર ખૂબ પાકાં કરાવીએ છીએ; વ્યાકરણમાં તો એક પણ ભૂલ ન પડે એ માટે બાળકના અને આપણા લોહીનું પાણી કરીએ છીએ; વર્ષ આખરે એની એ જ ત્રણ વાર્તાઓ ભૂંડીભૂખ રીતે કહ્યા કરીએ છીએ અને પરીક્ષા વખતે તેના પેટમાંથી એ પાછી કઢાવીએ છીએ; કવિતાને પોપટની જેમ બોલાવી લઈએ છીએ; અને આપણે તેને ભાષા-સાહિત્યનો અભ્યાસ કરાવ્યો કહીએ છીએ ! આમાંથી આપણે સાહિત્યમાં નવાં સર્જનોની અપેક્ષા રાખીએ છીએ.'[૧]

ગિજુભાઈએ તો ખૂબખૂબ વિગતપૂર્ણ વર્ણન આપ્યું છે અને છેવટે કહે છે કે આપણાં ઘરો અને આપણી શાળાઓ સર્જનશક્તિનાં કતલખાનાં જ બની ચૂક્યાં છે.

આ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા એમણે પોતાનાં બાલમંદિરમાં આ અભિવ્યક્તિને ખૂબ ખૂબ મહત્ત્વ આપ્યું. ચિત્રકામ અને સંગીતનાં અંગો ખૂબખૂબ વિકસાવ્યાં. એમાં એમણે યુરોપિયન કેળવણીકારો સીઝેક અને ડાલ્ક્યુઝની પણ વિચારધારા કંઈક અંશે સ્વીકારી છે. વાર્તા અને નાટકની પોતાની આજન્મ કલાને મદદમાં લઈને બાલમંદિરમાં એ અંગોને ખીલવ્યાં. અભિનયગીતો, લોકગીતો અને લોકવાર્તાઓ પણ એકઠાં થયાં અને બાલમંદિરને ગજાવી મૂકવા માંડ્યાં. લોકશણગાર અને કલાસંગ્રહની પ્રવૃત્તિઓ માટે 'કલામંદિર'નું અલગ મકાન જ બાંધવામાં આવ્યું. ગિજુભાઈની અને અન્ય શિક્ષકોની

---

૧. 'પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ-ખંડ ૧' – ગિજુભાઈ, પાનું ૧૨.

બાળકો સાથેની વાતચીત એ દૈનિક કાર્યક્રમનો એક આવશ્યક ભાગ બની ગયો. માટીકામ, બાગાયત, શણગાર, ફૂલો ગોઠવવાં વગેરે અનેક પ્રવૃત્તિઓ આ વિચારના પરિણામરૂપે બાલમંદિરમાં આવી પડી.

વાર્તાઓમાંથી કાલ્પનિકતા બાબતમાં એમને ડૉ. મૉન્ટીસોરી સાથે ઘણો વિચારભેદ છે. શ્રી કિશોરલાલભાઈ સાથે પણ કલ્પનાની કેળવણી બાબતમાં એમને સારો એવો વિવાદ થયેલો. વાર્તાઓમાં રહેલી ભાષાની અભિવ્યક્તિના વિકાસની શક્યતાઓ તેમની નજરે જરાય ઓછી દેખાઈ નથી. વાસ્તવિકતાના પાયા પર રચાયેલી કલ્પનાઓ જીવનમાં લાભદાયી છે એ બાબતમાં તો શ્રી કિશોરલાલભાઈને પણ ગિજુભાઈ સાથે સંમત થવું પડ્યું છે.

**કુદરત પરિચય :**

'કુદરતના પરિચય દ્વારા બાળકનો વિકાસ થાય છે.' એ વિચાર ગિજુભાઈની ફિલસૂફીનો એક અગત્યનો વિચાર છે.

આમ તો આ વિચાર મૉન્ટીસોરી પદ્ધતિમાંથી તેમણે સ્વીકાર્યો છે. પરંતુ આ વિચારનું મહત્ત્વ ગિજુભાઈના દિલમાં મૉન્ટીસોરી કરતાં પણ વધુ ઊતરી ગયેલું દેખાય છે. અને આથી જ જ્યારે ગુજરાતની કોઈ શાળામાં કુદરતના પરિચયની પ્રવૃત્તિઓ શોધી જડતી નથી, અને કાકાસાહેબ જેવા બહુ થોડા જ માણસો કુદરતમાં રખડવાથી આનંદ અને વિકાસ પ્રાપ્ત થાય છે તેમ માને છે ત્યારે ગિજુભાઈ તો નાનામોટા બાલપ્રવાસો, પશુપંખીના ઉછેર, વૃક્ષો અને વનસ્પતિના પરિચય, આકાશના તારાઓનો પરિચય, પતંગિયાં ઉછેર, પક્ષીઓના માળા શોધવા અને ઈયળોનું અવલોકન કરવું – આવી આવી અનેક પ્રવૃત્તિઓથી પોતાના બાલમંદિરને ભરી દીધું. એને માટે પોતે પણ પશુ-પંખીઓ અને પતંગિયાઓના જાણકાર બન્યા. આકાશના તારાઓથી માહિતગાર બન્યા અને તેમાંથી અપૂર્વ આનંદ પોતે માણતાં માણતાં બાળકોને પણ તેમાં ભાગીદાર બનાવ્યા. એને માટે બાલસાહિત્યમાં આ વિષયનાં પુસ્તકો પણ લખ્યાં અને લખાવ્યાં.

ડૉ. મૉન્ટીસોરી બાગાયતની, ખેતીની અને પ્રાણીઓના ઉછેરની કેળવણીમાંથી બાળકોને કેવા લાભો હાંસલ થવા જોઈએ તે નીચે પ્રમાણે ગણાવે છે :

અ. કુદરતની કેળવણીમાંથી નીતિ શિક્ષણ જન્મે છે. વનસ્પતિ અને પ્રાણી વિકાસના અવલોકનમાંથી બાળક મનુષ્ય વિકાસનાં અવલોકન તરફ વળે છે. બાળક પોતે છોડ અને પ્રાણીઓનું કાળજીપૂર્વક અવલોકન કરે છે. તેની જરૂરિયાતો પ્રેમપૂર્વક પૂરી પાડે છે. અને તેના વિકાસમાં આનંદ અનુભવે છે. અહીં બાગકામ અને પ્રાણી-રક્ષણકામ નૈતિક વિકાસનું બીજ રોપે છે. વળી બાળક પોતાના શિક્ષક અને માતાપિતાના હૃદયને પણ વધુ સમજી શકે છે કારણ કે વનસ્પતિ અને પ્રાણીઓના ઉછેરમાં પોતાનું હૃદય પણ એવા જ ભાવોથી પરિપ્લાવિત થયેલું છે. વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાના સાધનરૂપ અવલોકન કરવાની શક્તિ તો પ્રાપ્ત થાય જ છે.

બ. કુદરતી કેળવણીમાં સ્વયંશિક્ષણનું મૂળ છે. છોડ અને પ્રાણીઓને ઉછેરનાર બાળકને જ્યારથી અનુભવ દ્વારા માલૂમ પડે છે કે છોડનું જીવન વખતસર અને કાળજીપૂર્વક ખોરાક આપવા ઉપર આધાર રાખે છે ને તેને પાણી ન પાય અને ખોરાક ન આપે તો છોડ સુકાઈ જાય અને પ્રાણી ભૂખે મરી જાય, ત્યારથી જાણે કે તેના જીવનના પરમ કર્તવ્યનું તેને એકાએક ભાન થયું હોય તેમ જાગૃત અને સાવધાન બને છે. નિરંતર કોઈ અવાજ તેને સાદ કર્યા કરે છે ને પોતે જે કામ માથે લીધું તે કામ કદી પણ વીસરી ન જવા માટે યાદી આપ્યા કરે છે. મા-બાપ કે શિક્ષક તેને ફરજ પાડે કે નહિ, ધાર્મિક શિક્ષણ તેનામાં ધર્મબુદ્ધિ ઉત્પન્ન કરે કે નહિ, છતાં બાળક એ પોતાના મિત્રો માટે અમુક અમુક ચોક્કસ કાર્ય કર્યા જ કરે છે. આમાં સ્વયંશિક્ષણનું રહસ્ય રહેલું છે.

'પોતાની માના રસોડાનાં વધેલાં શાકભાજીનાં પાંદડાં ખવરાવી ખવરાવીને મોટાં કરેલાં અને લાડ લડાવેલાં સસલાં-સસલીની આજુબાજુ નાનાં નાજુક સસલાંનાં બચ્ચાંઓને એકાએક નિહાળવાં એ કાંઈ જેવો તેવો આનંદ નથી. એ આનંદમાં જ બાળકોનો વિકાસ સમાઈ જાય છે.' આ વિશે ઘણી વિગતભરી વાતો ગિજુભાઈએ 'મોન્ટીસોરી પદ્ધતિ'ના 'કુદરતી કેળવણી' પ્રકરણમાં કરી છે, જે ખરેખર વાંચવા જેવી છે.

ક. કુદરતની કેળવણી ધીરજ અને શ્રદ્ધાની પોષક છે. જે ધીરજ અને શ્રદ્ધા શાસ્ત્રો સાંભળવાથી નથી ઊપજતી તે વનસ્પતિ વિકાસના

અવલોકનમાંથી અને બાગકામ વગેરેમાંથી ઊપજે છે.

ડ. કુદરત બાળકને ઔદાર્ય અને સમભાવનો સાચેસાચો પાઠ શીખવનાર એક કુશળ શિક્ષક પણ છે. પશુપંખીઓનો ઉછેર અને બાંગકામ આ વાતો બાળકને સરસ રીતે શીખવે છે.[1]

ગિજુભાઈએ પોતાના વિચારોમાં આ બધી વાતો સ્વીકારી છે. ઋષિમુનિઓના તપોવનોમાં પ્રકૃતિને ખોળે ઉછરેલી ભારતીય સંસ્કૃતિને આ બધી વાતો માફક જ આવી જાય ને ? ગિજુભાઈ એ પણ સમજે છે કે આ કુદરત પરિચયથી બાળકનો બૌદ્ધિક વિકાસ પણ થાય છે. તેની સર્જનશક્તિને પણ પોષણ મળે છે. કુદરતની કેળવણીની પ્રાણપોષકતા ઉપર ગિજુભાઈએ સૌથી વધુ ભાર દીધો છે. અને એથી જ તેમણે કહ્યું છે :

'શરીર અને આત્માના નૈસર્ગિક વિકાસનો એ રસ્તો છે કે બાળકને સીધી રીતે જીવન્ત કુદરતનાં પ્રાણવાન બળોના સહવાસમાં છોડી દેવું જોઈએ અને સૃષ્ટિની સમૃદ્ધિના ભંડારોમાંથી જે જે જોઈએ તે તેને છૂટથી લેવા દેવું જોઈએ. કુદરત સાથે બાળકનો આવો યોગ કરવો હોય તો બાળકને કૃષિકામમાં તેમ જ છોડ અને પ્રાણીઓના ઉછેરકામમાં યોજવું જોઈએ. અને એમ કરીને તેને કુદરતનો સુપરિચય અને કુદરતની સમાધિ પ્રાપ્ત કરાવવી જોઈએ.'[2]

**ઇન્દ્રિય શિક્ષણ :**

બાળકના સર્વાંગી વિકાસમાં ગિજુભાઈએ ઇન્દ્રિય શિક્ષણને પણ જરૂરી ગણ્યું છે. આ વિચાર પણ તેમણે મૉન્ટીસોરી પદ્ધતિમાંથી સ્વીકાર્યો છે.

મૉન્ટીસોરી પદ્ધતિનો બધો ઝોક ઇન્દ્રિયોના પરિપૂર્ણ વિકાસ ઉપર અવલંબે છે, કારણ કે ઇન્દ્રિયો જ્ઞાનનાં દ્વારો છે. અથવા તો મહેલની બારીઓ છે, કે જેમાંથી બહારના જગતનું જ્ઞાન અંદર જાય છે અને અંદર રહેલી શક્તિઓ બહાર આવે છે. કેટલાક વિદ્વાનો આ ઇન્દ્રિયોને જ્ઞાન પ્રાપ્ત કરવાનાં હથિયારો પણ કહે છે. જ્ઞાનની ખાણમાંથી આ હથિયારો વડે માણસ જ્ઞાનરત્નો ખોદી કાઢી શકે છે

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' ગિજુભાઈ, પ્રકરણ ૧૬

એમ એમનું માનવું છે પણ જ્યાં સુધી જ્ઞાન મેળવવાનાં આ હથિયારો બળવાન, સતેજ, તીક્ષ્ણ, ત્વરિત અને સંપૂર્ણ ન હોય ત્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયામાં નિરંતર ખામી આવ્યા જ કરવાની. આ હથિયારો પૂરેપૂરાં પાણીદાર અને કસાયેલાં કે કેળવાયેલાં હોવાં જોઈએ. કેળવણીશાસ્ત્રની દૃષ્ટિએ આ સાધનોને પૂર્ણ બનાવવાનું કામ કેળવણીકારોનું છે. આટલા માટે જ મૉન્ટીસોરી પદ્ધતિનાં જે સાધનોને પ્રબોધક સાહિત્ય (Didactic Apparatus)નાં નામે ઓળખવામાં આવે છે, તે ઈન્દ્રિયોની શાસ્ત્રીય કેળવણી શક્ય અને સફલ કરવા માટે જ યોજવામાં આવેલાં છે.'

'ડૉ. મૉન્ટીસોરીનું દૃઢ માનવું છે કે 'ઈન્દ્રિયોના વિકાસ પછી જ બુદ્ધિનો યથાર્થ વિકાસ જન્મે છે, બુદ્ધિનો સંપૂર્ણ વિકાસ ઈન્દ્રિયોના વિકાસ ઉપર જ અવલંબે છે. ઈન્દ્રિયોની કેળવણીના આ મજબૂત અને વ્યવસ્થિત પાયા ઉપર જ બાળકનું વિશુદ્ધ અને દૃઢ માનસ બંધાય છે.'[૧]

પોતાના ગુરુ મૉન્ટીસોરીના મંતવ્ય સાથે સંમત થતાં તેઓ નોંધે છે કે "બાળકને જીવનશાસ્ત્ર અને સમાજશાસ્ત્રની દૃષ્ટિથી યોગ્ય કેળવણી આપવી હોય તો તેની ઈન્દ્રિયોની સર્વાંગી કેળવણીનો પ્રબંધ પ્રથમથી જ થવો જોઈએ. એ માટેનો ખરો સમય ત્રણથી સાત વર્ષની વય વચ્ચેનો છે. એ સમય બાળકના શારીરિક બંધારણનો છે. આ સમયમાં ઈન્દ્રિયોની કેળવણીથી બાળકની અવલોકનશક્તિ ખીલે છે. એથી તેની બૌદ્ધિકશક્તિ પણ ખીલે છે, એટલું જ નહિ પણ એથી બાળક પોતાની આસપાસના અનુકૂળ-પ્રતિકૂળ સંજોગોને યથાર્થ રીતે સમજી શકે છે, તેને અનુકૂળ થઈ શકે છે, કે તેની સામે થઈ તેના ઉપર કાબૂ મેળવી શકે છે. આ જાતની શક્તિ વિનાનું બાળક સમાજમાં રહી શકતું નથી, આથી આ ઉંમરે ઈન્દ્રિયોની યોગ્ય કેળવણીની આવશ્યકતા છે.'

'ઘણા માણસોનું એવું માનવું છે કે જોઈ શકતી આંખને કે સાંભળી શકતા કાનને કોઈ ખાસ કેળવણી આપવાની જરૂર જ નથી. ઈન્દ્રિયોનો ઉપયોગ જ ઈન્દ્રિયોને કેળવણી અને વિકાસ આપે છે, એવું

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ, પ્રકરણ ૮

આ લોકોનું કહેવું છે. ખરી વાત એમ છે કે સાધારણ રીતે આપણે આપણી ઈન્દ્રિયોને આપણા દૈનિક વ્યવહારમાં જેટલી જરૂર પડે છે તેટલી જરૂરને અંગે વાપરીએ છીએ, ને તેથી જેટલા પ્રમાણમાં ઈન્દ્રિયોનો વપરાશ થાય છે તેટલા પ્રમાણમાં જ તેને કેળવણી મળે છે. આ કેળવણી અમુક મર્યાદિત કક્ષાએ જ પહોંચી શકે છે, પરંતુ વિકાસની વ્યાપકતા અને ઉચ્ચ કક્ષા માટે તો ઈન્દ્રિયોને ખાસ કેળવણી આપવી જ જોઈએ. હેલન કેલરના સંબંધમાં તેની સ્પર્શની ઈન્દ્રિયનો વિકાસ જેટલી ઊંચાઈએ ચડેલો છે તેટલી જ ઊંચાઈએ હરેક મનુષ્યની હરેક ઈન્દ્રિયનો વિકાસ બેશક સંભવિત છે એવું આજના કેળવણીકારોનું માનવું છે.'[૧]

શિલા રેડીસના મંતવ્યને ટાકતાં ગિજુભાઈએ લખ્યું છે કે 'બાળકની ઈન્દ્રિયો પરિપૂર્ણ વિકાસને પામે છે ત્યારે આખી દુનિયા તેને જીવન્ત લાગે છે. દુનિયાના ભિન્ન ભિન્ન પદાર્થો, ધ્વનિ, રસ, રૂપ, ગંધ, વગેરે બાળકને લાંબા હાથ કરી કરીને સ્વાગત આપીને કહે છે કે 'અહીં આવો, મારો રંગ આવો છે, મારું રૂપ આવું છે, મારી ગંધ આવી છે, મારો ધ્વનિ આવો છે.' જ્યારે બાળકને આમ કુદરત અને મનુષ્યકૃતિ આમંત્રી રહે ત્યારે સમજવું કે બાળકમાં ઈન્દ્રિયોની કેળવણી પૂર્ણતાએ પહોંચી છે.'[૨] બાળકો સાથે કામ કરતાં પોતાને થયેલો એક આવો અનુભવ ગિજુભાઈએ નોંધ્યો છે. આપણે ટૂંકમાં જોઈએ :

'નાનાં બાળકોને તખ્તેશ્વર ફરવા લઈ ગયો. તખ્તેશ્વર એક ટેકરી પર આવેલું મંદિર છે; આરસનું છે.'

'છોકરાં મંદિરમાં રમવા માંડ્યાં. હું તેમનું અવલોકન કરતો બેઠો.'

ચમન : 'ગિજુભાઈ, આ પથરા ઉપર હાથ તો ફેરવો. અહીં, કંઈ સુવાળા છે ! સુંવાળા સુંવાળા કાચ જેવા !'

વિભા દોડતી આવીને કહે : 'ચાલો, ચાલો. ગિજુભાઈ ! પણે ત્રિકોણ અને ગોળ કોતર્યા છે !'

ચંદુ : 'ગિજુભાઈ, અહીં કંઈ પવન આવે છે ! મારી ચામડીને બહુ ગમે છે. હળવો હળવો લાગે છે.'

---

૧. 'મોન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૨. એજન

ત્યાં તો રાધા ને રમા વાતો કરતાં આવ્યાં. આંગળી બતાવીને મને કહે : 'ગિજુભાઈ ! ઓલ્યો દરિયો ભૂરો શાથી લાગે છે એની ખબર છે ? આકાશ ભૂરું છે ને તેથી તે ભૂરો દેખાય છે.'

'મને થયું કે આ છોકરાં બાલમંદિરમાં દટ્ટાને રંગની તખતી ને ભૂમિતિની પેટીથી રમી રમીને ભારે બની ગયાં લાગે છે ! મૉન્ટીસોરી પદ્ધતિમાં જેને ઈન્દ્રિયોનો વ્યાપક વિકાસ કહે છે તે આનું જ નામ. જ્યાં રંગની તખતીઓ બાળકોએ વાપરી ત્યાં તો રંગીન પીછાં, રંગીન આકાશ વગેરે કેટલુંય જોવાની આંખ ઊઘડી ગઈ ! આમ જ ઈન્દ્રિય વિકાસનાં સાધનો વાપરવાથી બાળકો આગળ દુનિયાની બધી ચીજો પોતપોતાનાં રૂપ-રંગ બતાવવા લાગે છે.'

'આ પ્રત્યક્ષ અનુભવને હું કેમ ભૂલી જાઉં ?'[૧]

ઈન્દ્રિય શિક્ષણમાંના Isolation of the senses બાબતમાં આજે ઘણા કેળવણીકારો મૉન્ટીસોરી પદ્ધતિ સાથે સંમત થતા નથી. ગિજુભાઈને એ વિચારો બરાબર મંજૂર હોય એમ લાગે છે.

**શિક્ષકનું સ્થાન :**

શિક્ષણમાં શિક્ષકનું સ્થાન શું છે એ બાબતમાં આપણે ગિજુભાઈના વિચારો તપાસીએ.

અ. શિક્ષકમાં પ્રથમ ગુણ અવલોકન કરવાનો હોવો જોઈએ. આ અવલોકન સહેલાઈથી થઈ શકતું નથી. શિક્ષકમાં અપાર ધીરજ જોઈએ. બાળકને કંઈક શીખવી દઉં એને બદલે બાળકને જાતે શીખવા દેવાની વૃત્તિ હોવી જોઈએ. શિક્ષક જરૂર જેટલી જ મદદ કરે. બિનજરૂરી મદદ બાળકના વિકાસમાં બાધારૂપ નીવડે છે.

બ. શિક્ષકમાં બીજો ગુણ વાણીના સંયમનો છે. તેણે બનતાં સુધી મૌનનું કડક વ્રત ધારણ કરવું જોઈએ. જ્યાં ન છૂટકે અથવા વ્યક્તિગત પાઠ આપતી વખતે વાણીપ્રયોગની આવશ્યકતા ઊભી થાય ત્યાં પણ શિક્ષકે વાણીના વપરાશમાં અતિકૃપણ થવું જોઈએ. દક્ષિણામૂર્તિસ્તોત્રના પેલા શ્લોકની પંક્તિ યાદ આવી જાય છે : गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ।

---

૧. 'વસંત બાલશિક્ષણ પ્રચારમાળા મણકો-૧' 'બાલમંદિરમાં' –ગિજુભાઈ.

ક. શિક્ષકનો ત્રીજો ગુણ નિરાભિમાનપણાનો છે. પોતે માત્ર બાળકને તેના વિકાસમાં યથાશક્તિ મદદ કરનાર છે. બાળકો પાસેથી પણ શીખવાનું છે. તેની નમ્રતા એટલી બધી હોય કે તે હંમેશ પોતાની કંઈ ભૂલ ન થાય તેમજ બાળકને કોઈ પણ જાતનો અન્યાય ન મળે તે માટે સાવધ રહે છે.

ડ. મોન્ટીસોરીના શિક્ષકમાં જે ગુણો વિજ્ઞાનશાસ્ત્રીમાં હોવા જોઈએ તે ગુણો પણ જરૂરના છે. નિરીક્ષણ કરવાની શક્તિ, ખંત, ઉદ્યોગ, ધીરજ, પરિણામને માટે ઉતાવળાપણું નહિ, તાત્કાલિક નિર્ણય કરવાની શક્તિ અને ચોકસાઈ વગેરે ગુણો વિના તેને ચાલે જ નહિ. તેની દૃષ્ટિ અને બાળકની દૃષ્ટિનો મેળ અને બાળક એક નાજુક યંત્ર છે એવો ખ્યાલ તેના મનમાં ચોક્કસપણે ઠસવો જોઈએ. આ ઉપરાંત માનસશાસ્ત્ર, શરીરશાસ્ત્ર વગેરેનું જ્ઞાન તેનામાં ન હોય તો તે શિક્ષક તરીકે અપૂર્ણ છે.

ઈ. અતિમહત્ત્વનો ગુણ એ છે કે શિક્ષકને બાળકની વ્યક્તિમાં અસાધારણ વિશ્વાસ જોઈએ. બાળક પ્રત્યે તેને સંપૂર્ણ સહાનુભૂતિ જોઈએ અને ખાસ કરીને બાળકમાં શ્રદ્ધાભક્તિ જોઈએ.'[૧]

'મોન્ટીસોરી પદ્ધતિ' નામના પુસ્તકમાં પણ ગિજુભાઈએ શિક્ષકના સ્થાન વિષે ઠીકઠીક વિચારણા કરી છે. તેઓ કહે છે : 'જીવન સ્વતઃ વિકસે છે. એનો અભ્યાસ કરવા માટે, એનાં ગૂઢ રહસ્યો જાણવા માટે અથવા તો એની પ્રવૃત્તિને દોરવા માટે પ્રથમ તે અવલોકવાની અને પછી વચ્ચે આવ્યા વિના તેનો અર્થ સમજવાની જરૂર છે.'

'શિક્ષકની દૃષ્ટિ વૈજ્ઞાનિકની જેવી ચોક્કસ અને નિર્મૂળ જોઈએ અને સંત પુરુષોના જેવી પ્રેમી અને આધ્યાત્મિક જોઈએ. વિજ્ઞાનનું ચોક્કસપણું અને સંતનું પાવિત્ર્ય શિક્ષકની તૈયારીના બે આધારભૂત સ્તંભો છે. શિક્ષકની વૃત્તિ એકીસાથે શાસ્ત્રીય અને દૈવી હોવી જોઈએ.'[૨]

આ બધા વિચારોમાં બરાબર માલૂમ પડે છે કે ડૉ. મોન્ટીસોરી

---

૧. 'વસંત બાલશિક્ષણ પ્રચારમાળા-૧' 'સ્વતંત્ર બાલશિક્ષણ' –ગિજુભાઈ. પાનું. ૩૭

૨. 'મોન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ.

સાથે એમને આ બાબતમાં મતભેદ નથી. તેઓ તેમની સાથે પૂરી રીતે સહમત થતા દેખાય છે.

**ફિલસૂફી પ્રમાણે જીવન :**

આ બાબતમાં ગિજુભાઈની ખાસ વિશેષતા એ નોંધવી જોઈએ કે તેમણે આ બધા વિચારો અને આ બધી ફિલસૂફી પ્રમાણેના સફળ શિક્ષક તરીકે જીવન જીવી બતાવ્યું. સિદ્ધાંતોની વિચારણા કરવી અને એ પ્રમાણે આચરણ કરવું એ બંને વાતો જગતમાં ભાગ્યે જ સાથે દેખાય છે. चित्ते वाचि क्रियायाम च साधूनाम् एकरूपता ।

**બાલમંદિર-બાલવિકાસને અવલોકવાનું પ્રયોગસ્થાન :**

શિક્ષણની ફિલસૂફીમાં ગિજુભાઈનો એક વિચાર એ પણ છે કે બાલમંદિરને બાલવિકાસને અવલોકવાનું ઉત્તમ પ્રયોગસ્થાન બનાવવું જોઈએ.

આ વિચાર એમને એમના ગુરુ ડૉ. મૉન્ટીસોરી પાસેથી મળ્યો હોય એમ દેખાય છે. પરંતુ ભારત અને ખાસ તો ગુજરાતના કેળવણી ક્ષેત્રે આ વિચારને દઢમૂળ કરવામાં ગિજુભાઈનો ફાળો જરા પણ ઓછી અગત્યનો ગણાય નહિ. અને આજે ૧૯૬૩ની સાલમાં પણ એક તરફ રૂઢ સરકારી પ્રાથમિક શાળાઓ જુઓ અને બીજી તરફ આ વિચારને જુઓ ત્યારે આ વિચાર સુધી પહોંચવા હજુ કેટલી મજલ કાપવી બાકી છે તે દેખાશે. ત્યારે ગિજુભાઈએ આજથી ૪૦ વર્ષ પહેલાં આ વિચાર સ્વીકાર્યો અને પૂરી ભાવનાથી પોતાના બાલમંદિરમાં તેનો સફળતાથી અમલ કર્યો. ગિજુભાઈની આ સિદ્ધિ નાનીસૂની ગણાય નહિ.

ગિજુભાઈ કહે છે : 'હું બાળકોને જાતજાતના વિષયો ભણાવવા માગતો જ નથી; કારણ એ છે કે બાળકોએ શું ભણવું જોઈએ અને શું ન ભણવું જોઈએ, અથવા તો એમને શું ભણાવવું જોઈએ અને શું ન ભણાવવું જોઈએ એનો પાકો નિર્ણય હજુ સુધી હું કરી શક્યો નથી. એવો નિર્ણય કરવો ધર્મ્ય છે કે અધર્મ્ય ને એવો નિર્ણય બાળકોને હિતાવહ થશે કે અહિતાવહ તે હું આજની ઘડીએ સમજી શકતો નથી. પરંતુ હું દઢતાથી માનું છું કે બાલવિકાસના અવલોકનના

પ્રયત્નમાં અને પ્રબંધમાં બાલમંદિરનાં બાળકોનો શિક્ષણ પ્રબંધ સાથે સાથે જ બનતો જશે.'

'જો આપણે કેવળ આપણી પોતાની મરજીને અનુસરીને શિક્ષણ આપવા ન જ માગતા હોઈએ તો તો આપણે જરૂર બાલવિકાસને લગતા કેટલાક નિયમો જાણી લેવા જોઈએ. અર્થાત્ આપણે માનસશાસ્ત્ર જાણવું પડે.'

'...માનસશાસ્ત્રની ખરી ચાવી સ્વાભાવિક સ્થિતિમાં વિહરતા બાળકના અવલોકનમાં છે. આજે તો આ વિચારની ઉષા માત્ર કેળવણીના આકાશમાં દેખાય છે. બિનેટ-સાયમોનનું પરીક્ષણ એટલા જ માટે અસ્વીકાર્ય છે કે એણે મેળવેલા આંકડાઓ અને તારવેલા સિદ્ધાંતો પાછળ શિક્ષા અને ઈનામ, અસ્વાભાવિક અને મોટેભાગે અશાસ્ત્રીય પદ્ધતિ, મરજી મુજબ ઘડેલા અભ્યાસક્રમ અને સમયપત્રકો, ઉપરાંત સામાજિક, રાષ્ટ્રીય અને પરંપરાગત ઊતરી આવેલા સારા ને નરસા સંસ્કારો વગેરેથી કે ટાળેલા, બંધાયેલા, કલુષિત થયેલા માનસનો અભ્યાસ છે. પ્રેયર અને બોલ્ડવિને જે વ્યક્તિગત અખતરા કર્યા છે તે માત્ર પોતાનાં જ બાળકો ઉપરના છે.'

'આથી સાચા માનસશાસ્ત્રની શોધ માટે શાળાઓએ ભણાવવાની જગ્યાઓ મટીને પ્રયોગશાળાઓ બનવું પડશે.'

એટલે જ ગિજુભાઈ નીચેના બે સિદ્ધાંતોને ડૉ. મોન્ટીસોરીએ કેળવણીશાસ્ત્રમાં આપેલો ખાસ ફાળો સમજે છે.

૧. શાળા મનોવિકાસના અવલોકનની પ્રયોગભૂમિ છે.

૨. સ્વતંત્ર બાળકોનું અવલોકન જ યોગ્ય અવલોકન છે.

**ગિજુભાઈની વૈજ્ઞાનિક દૃષ્ટિ :**

ગિજુભાઈની આ વૈજ્ઞાનિક દૃષ્ટિનું વિગતપૂર્ણ દર્શન એમના 'બાલશિક્ષણ મને સમજાયું તેમ' નામના પુસ્તકના ત્રીજા ખંડમાં જોવા મળે છે. તેમાંથી આપણે એકબે ફકરા ટૂંકમાં જોઈએ.

'ડૉ. મોન્ટીસોરીએ બાળકોના જે વ્યાપારોનું અવલોકન કર્યું છે તે વ્યાપારો સંપૂર્ણ છે એમ માનવાને પણ કશું કારણ નથી. મોન્ટીસોરીને જેટલું સત્ય જણાયું છે તેટલાની જ તેણે વાત કરી છે. આથી નવાં દર્શનો કરવાનો માર્ગ ખુલ્લો જ છે.'

'ઇન્દ્રિયવિકાસમાં સ્વાદ અને ઘ્રાણની બાબતમાં પ્રયોગો બાકી જ છે. ખગોળ, ભૂગોળ, ઈતિહાસ, અર્થશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, એવા એવા વિષયો પરત્વે બાળકોના સ્વાભાવિક વ્યાપારો કેવા હોઈ શકે તેનાં અવલોકનો હજી અધૂરાં જ છે. આપણે આ નવી દિશાઓમાં પ્રયોગો કરી શકીએ અને સિદ્ધાંત અનુસાર નવાં સાધનો બનાવી શકીએ તો તે આદ્ય પ્રણેતા ડૉ. મૉન્ટીસોરીને ભેટ ધરી શકીએ.'

'ઇટલીનાં બાળકો તેમના સાહજિક ખોરાક દેડકાંને પથરા મારીને મારી નાખવામાં મજા લે છે એ વ્યાપાર હિન્દુસ્તાનમાં પતંગિયાંને નિર્દોષપણે પકડીને ઉડાડી દેવામાં પરિણમે તો જ મૉન્ટીસોરી પદ્ધતિના રહસ્યનો અર્થ છે. દેડકાં ખાનાર ઇટલીનાં બાળકો દેડકાંને મારે, અને અહિંસક તથા દયાવૃત્તિપ્રધાન હિંદુસ્તાનના બાળકો પતંગિયાંને પકડી, તેના રંગોમાં મજા લઈ તેને છોડી દે, એ બંને ક્રિયાઓમાં મૉન્ટીસોરીની દૃષ્ટિએ બાલમાનસનાં દર્શનો જ છે. તફાવત માત્ર દેશ-કાળ અને પરિસ્થિતિની છાયાનો છે. પરિસ્થિતિના ભેદને લીધે દેશકાળ જે સાર્વભૌમ માનસને મર્યાદિત કરે છે, તે કોઈ જાતનો વિસંવાદ ઊભો કરતો નથી. આપણે જોઈ શકશું કે બાલમંદિર મૉન્ટીસોરિયન રહી શકે ને છતાં ઇટલીની, અમેરિકાની અને યુરોપની શાળાઓથી તેનાં રૂપ, રંગ, ઢંગ અને કેટલીએક વાર સાધનોમાં જુદું પડી શકે.'

**બાળકના વિકાસમાં શાળાના વાતાવરણનો ફાળો :**

ગિજુભાઈ એ વાત પણ બરાબર સમજતા દેખાય છે કે બાળકના વિકાસમાં શાળાનું વાતાવરણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

આ વિચારની બાબતમાં પણ ઝીણી વિગતો જોતાં માલૂમ પડે છે કે ગિજુભાઈ ડૉ. મૉન્ટીસોરી સાથે સહમત છે.

ડૉ. મૉન્ટીસોરી કહે છે કે 'બાળકને પોતાના જીવનને માટે ઉત્તમમાં ઉત્તમ પરિસ્થિતિની સગવડ કરી આપો અને પછી તેને સ્વતંત્ર મૂકો એટલે તેનો અભ્યાસ શક્ય થશે.'

પણ ઉત્તમમાં ઉત્તમ પરિસ્થિતિ કઈ ? પોતાના (શારીરિક

માનસિક અને આધ્યાત્મિક) વિકાસ માટે દરેક વ્યક્તિને જે બધું જરૂરી છે તે બધું જે વાતાવરણમાં મેળવી શકાય તે વાતાવરણ જીવનના વિકાસ માટે ઉત્તમ છે.'[૧]

ત્રણે પ્રકારના વિકાસની દૃષ્ટિએ શાળાનું વાતાવરણ કેવું હોવું જોઈએ તેની ઝીણી ઝીણી વિગતો તેમણે 'મૉન્ટીસોરી પદ્ધતિ' નામના પુસ્તકના એક પ્રકરણમાં ચર્ચી છે. આપણે એમાંથી થોડીક વિગતો જોઈએ.

'શારીરિક વિકાસ માટે ખુલ્લી હવા, સ્વચ્છતા, અનુકૂળ એવું સમશીતોષ્ણ વાતાવરણ (Temperature), સ્વચ્છ પાયખાનાં અને પેશાબઘર, સ્નાનની જગ્યાઓ, ધોઈ શકાય તેવી શાળાની ભૂમિ, પહોળી અને હવાથી આખા ઓરડાને ધોઈ નાખે તેવી બારીઓ, પૌષ્ટિક ખોરાક અથવા નાસ્તો, બાગ અને વિશાળ અગાશીઓ કે ઓશરીઓ વગેરે હરેક શાળામાં જરૂરની વસ્તુઓ છે.'

'શારીરિક આરોગ્યની જેમ માનસિક આરોગ્યની દૃષ્ટિએ પણ શાળાના ઓરડાઓ ખૂબ વિશાળ જોઈએ. શારીરિક આરોગ્ય માટે જેટલી જગ્યાની જરૂર છે તેથી બમણી જગ્યાની જરૂર માનસિક આરોગ્ય માટેની છે.'

'બધું ફરનિચર (ટેબલ, ખુરશીઓ, કાળાં પાટિયાં, જાજમો, પાણી પીવાનાં વાસણો), હળવું, નાજુક અને બાળકોથી વાપરી શકાય તે કદનું જોઈએ. સાધનો નાજુક અને હળવાં હોવાથી સહેલાઈથી હેરવીફેરવી તો શકાય જ છે પરંતુ જેમ સાધનો નાજુક અને કોમળ તેમ બાળકોને પોતાના કામમાં વધારે કાળજી, સફાઈ અને ધીરજ રાખવી પડે છે. જે સાધનો તૂટી જાય છે, બગડી જાય નહિ, મેલાં થાય નહિ તે સાધનોના વપરાશ માટે બાળકને કાળજી રાખવી પડતી જ નથી. પરંતુ જો નાજુક સાધનો વાપરવામાં આવે તો અવ્યવસ્થા, અનિયંત્રિતતા અને કઠોરપણામાંથી બાળક આસ્તે આસ્તે મુક્ત થઈ જાય છે. સાધનો ધોઈ શકાય તેવાં હોય તો સારું.'[૨]

શાળામાં સૌંદર્યપ્રધાન વાતાવરણ પણ ઘણું મહત્ત્વનું છે.

---

૧. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ
૨. 'મૉન્ટીસોરી પદ્ધતિ' –ગિજુભાઈ

'સૌંદર્ય ધ્યાનને પ્રેરે છે અને થાકેલા મનને આરામ, શાંતિ અને આનંદ આપે છે. જો આપણે શાળાઓને મનુષ્યના વિકાસની અવલોકન ભૂમિઓ બનાવવી હોય તો જરૂર આપણે શાળાને સૌંદર્યથી વિમુખ રાખી શકીએ જ નહિ.' આપણી લોકકલાઓ આપણને આ સુંદરતાનું વાતાવરણ ઘડવામાં જરૂરી એવાં સાધનો સસ્તામાં અર્પી શકશે.

બાળકને હેતુપૂર્વકની હલનચલનની ક્રિયાઓ સ્વતંત્રતાભરી રીતે મળે તે માટે શાળામાં જીવનવ્યવહારની પ્રવૃત્તિઓ પણ હોવી જોઈએ તેમ ગિજુભાઈ માને છે. નાની નાની સૂંપડીઓ, નાની નાની સાવરણીઓ, સાબુના નાના નાના ટુકડા, પાણીનાં નાનાં નાનાં વાસણો, બાળક પોતે જ ઉપાડીને લઈ જઈ શકે તેવું ફરનિચર, પોતે અંબાઈ શકે તેટલી ઊંચાઈએ કપડાં વગેરે ટાંગવાની ખીંટીઓ, પોતે સહેલાઈથી પહેરી શકે અને કાઢી શકે તેવાં કપડાં – આવી આવી વસ્તુઓ શાળામાં હોવી જોઈએ. એ સાધનોના વપરાશ દ્વારા ધીમે ધીમે બાળક પોતાની હિલચાલ સુંદર અને પરિપૂર્ણ કરી શકશે.

**બાલમિત્રોનો સહવાસ :**

સહાધ્યાયી બાલમિત્રોનો સહવાસ પણ બાળકના માનસિક વિકાસમાં મદદરૂપ થાય છે. ઈન્દ્રિયશિક્ષણ માટેનાં પ્રબોધક સાહિત્યો (Didactic apparatus) પણ માનસિક ઘડતરમાં ફાળો આપે છે.

'આધ્યાત્મિક વિકાસ માટે સંગીત, કલા અને સાહિત્યનો અભ્યાસ તથા સત્સંગ અને શાળાનું આદર્શમય વાતાવરણ એ પણ જરૂરનાં છે.'

**બાળકનું મન ચંચળ નથી :**

'બાળકનું મન ચંચળ છે. એક ક્ષણ પણ તે સ્થિર બેસી શકે નહિ.' આ વિચારને તે ખોટો માને છે. પરંતુ બાળકની એકાગ્રતામાં સહજ રીતે જ વિક્ષેપ નાખે એવાં વિઘ્નો દૂર કરવાનું જરૂર કહે છે. અશાંત સ્થળે શાળા, સાધનો અને સ્થળના પ્રમાણમાં વધારે બાળકો, શાળાની સામગ્રી અવ્યવસ્થિતપણે રઝળતી હોય કે સમયસર કામમાં ન આવે તેવી સ્થિતિમાં હોય – વગેરે આવાં વિઘ્નો છે.

**ગિજુભાઈની તત્ત્વદષ્ટિ-જીવન ફિલસૂફી :**

ગિજુભાઈની તત્ત્વદષ્ટિના મુખ્ય મુખ્ય અંશો આપણે જોયા. આ તત્ત્વદષ્ટિ અંગે ગિજુભાઈએ પણ નોંધ કરી છે. તેઓ કહે છે કે 'આ પદ્ધતિ એ કેવળ શિક્ષણપદ્ધતિ નથી. એ જીવનની એક ફિલસૂફી છે. હિમાલયના ઉત્તુંગ શિખરે ચડી ચોમેર દષ્ટિ ફેંકતાં જેમ આસપાસનો સમગ્ર પ્રદેશ હસ્તામલક ભાસે છે – ઊંડી ખીણો, ઊંચા ટેકરા, વિશાળ મહાનદો, અને નાના તૃણાંકુરો એ બધું જેમ એક દષ્ટિમાં સ્પષ્ટ, સુસંગત, સહેતુક અને સુંદર લાગે છે તેમ શિક્ષણ, સમાજ, ધર્મ વગેરેથી ઊંચે ચડીને આ નવી દષ્ટિથી ચોમેર નજર ફેંકતાં સમજાય છે કે આ તત્ત્વ જીવન ફિલસૂફી છે.'[૧]

અહીં આ ફિલસૂફીના મુદ્દાઓ એક પછી એક લઈને આપણે તેનું આછેરું દર્શન કર્યું. આપણે એવો દાવો કદી પણ નહિ કરી શકીએ કે આપણે આ ફિલસૂફીનું સાંગોપાંગ અને અથથી ઇતિ સુધી સુસ્પષ્ટ દર્શન કરી શક્યા છીએ. દાયકાઓ સુધી જીવનમાં ક્ષણેક્ષણે જાગરૂક રહીને આત્માનો ધીમે ધીમે વિકાસ કરતાં કરતાં ફિલસૂફીનું ઘડતર થયું હોય છે. આત્માના આ વિકાસને આપણી વૈખરી દ્વારા અને તે પણ એક નાનકડા પ્રકરણમાં સમજાવવા પ્રયત્ન કરીએ તો તેમાં આપણે સંપૂર્ણ દર્શન કરાવી શક્યા છીએ તેવો દાવો કેમ કરીને કરી શકીએ ? રઘુવંશની શરૂઆતમાં મહાકવિ કાલીદાસે જે ભાવ અનુભવ્યો છે તે ભાવ દિલમાં પ્રગટી ઊઠે છે :

क्व सूर्यप्रभवो वंशः क्वः चाल्प-विषयामतिः ।
तितीर्षु दुस्तरं मोहात् उडुपेनास्मि सागरम् ॥

**એ ફિલસૂફીની વિશેષતા :**

ગિજુભાઈની આ ફિલસૂફીનું મહત્ત્વ પણ આપણી નજર બહાર ન જવું જોઈએ. શિક્ષણનું મોટું ભણતર ભણીને તેઓ શિક્ષણમાં પડ્યા ન હતા. વકીલાતના ધંધામાંથી અંતરના કોઈ ધક્કાને લઈને તેઓ શિક્ષણમાં આવી પડ્યા. ક્યાંય પરદેશોમાં ફર્યા ન હતા. નૂતન પાશ્ચાત્ય કેળવણીની સંસ્થાઓ તેમણે નિહાળી ન હતી. બાલભક્તિને

---

૧. 'બાલશિક્ષણ મને સમજાયું તેમ' –ગિજુભાઈ

વશ થઈને તેમણે પોતાનું બાલશિક્ષણ ઉત્તમ, રસમય અને બાળકોનું કલ્યાણ કરે તેવું બનાવવા માટે નવા નવા વિચારોવાળાં શિક્ષણવિષયક પુસ્તકો વાંચ્યાં; પોતાના રોજબરોજના અનુભવો અને એમાંથી તારવેલાં તારણો સાથે એ વિચારો સરખાવ્યા; અને એમાંથી અનેક વર્ષોની અપ્રતિમ જહેમતને અંતે પોતાની ફિલસૂફીનું નિર્માણ કર્યું.

ગિજુભાઈની ફિલસૂફીમાં આપણને સ્વાનુભવનો રણકો સંભળાય છે. અને આથી જ એમની ફિલસૂફી એ કોઈ યુટોપિયા (દિવાસ્વપ્ન) નથી પરંતુ જીવનમાં જેનું આચરણ થયું છે અને જે હવે પછી પણ આચરી શકાય તેમ છે તેવી કાર્યપથ પ્રદર્શક ફિલસૂફી છે. ગિજુભાઈની દૃષ્ટિ ક્ષિતિજની પેલે પાર સુધી પહોંચી શકે છે. એમના વિચારોની ક્રાંતિકારકતા આજે પણ બિલકુલ ઘટી નથી. જીવન કેવું હોવું જોઈએ તેનું સ્પષ્ટ દર્શન તેમને લાધ્યું હતું અને આથી જ એવા જીવનના ઘડતર માટેની કેળવણી કેવી હોય તે તેઓ ખૂબ સ્પષ્ટતાથી બતાવી શકતા આપણને દેખાય છે. ગાંધીજીના મૃત્યુ બાદ નયી તાલીમને આ મુશીબતો નડતી આજે જ્યારે જોઈએ છીએ ત્યારે ગિજુભાઈ પ્રત્યે આપણું મસ્તક અહોભાવથી ઝૂકી પડે છે. એમના મૃત્યુને આજે પચીસ પચીસ વર્ષોનાં વહાણાં વાઈ ગયાં છે તોપણ એમના વિચારોનું મહત્ત્વ ઘટ્યું નથી. જેમ જેમ વર્ષો વીતતાં જાય છે, તેમ તેમ એ ફિલસૂફીનું મહત્ત્વ વધુ ને વધુ સમજાતું જાય છે અને તેનું આચરણ અનિવાર્ય લાગતું જાય છે.

અને આથી જ ગાંધીજીએ એમને અંજલિ આપી હતી કે 'ગિજુભાઈ વિષે લખનાર હું કોણ ? એમના ઉત્સાહ અને એમની શ્રદ્ધાએ મને હંમેશાં મુગ્ધ કર્યો હતો. એનું કામ ઊગી નીકળશે.'



# ૫

## ગિજુભાઈનું પ્રદાન-૨ 'બાલશિક્ષણ પદ્ધતિ'

'ઉપલક રીતે જોનારને ગિજુભાઈ બાલમંદિરમાં હાસ્યવિનોદ કરતા, ગેલ કરતા લાગે; પણ ગિજુભાઈને મન એ એક જીવનની સાધના હતી. બાળકો પ્રત્યે જોવાની શિક્ષકો અને મા-બાપોની દૃષ્ટિ તેમને બદલાવવી હતી. બાલજીવન તરફ સૌમાં પ્રેમ અને સહાનુભૂતિ પ્રગટાવવાં હતાં. બાલવિકાસને રૂંધનારી દીવાલો તેમને તોડવી હતી. શ્રી જુગતરામભાઈ દવેના શબ્દોમાં કહીએ તો 'એ વિચાર તેમની પ્રત્યેક ક્રિયામાં અને શબ્દમાં હાજર હતો. તેથી તેમના મુખમાં હોકાનું ગીત ઉપનિષદ્‌ના કાવ્ય સમું બની જતું અને સુપડકન્નો રાજા કોઈ રામાયણ-મહાભારતની કથા સમો બની જતો.

**—રામાનારાયણ ના. પાઠક**

'આજના સમાજની અત્યંત આવશ્યક જરૂરિયાત કેળવણીની પદ્ધતિની પુનર્ઘટના છે; અને જે મનુષ્ય આ કાર્ય માટે મેદાને પડે છે તે જ મનુષ, મનુષ્ય ઉદ્ધાર માટે લડત કરે છે.'

**—સર્ગી** (ડૉ. મૉન્ટીસોરીના ગુરૂ)

**સુંદર બાલશિક્ષણ પદ્ધતિ :**

ગિજુભાઈએ કેળવણી ક્ષેત્રે કરેલા પ્રદાનોમાંથી હવે આપણે જોઈશું એમનું સફળ બાલશિક્ષક તરીકેનું પ્રદાન. આપણે ત્યાં કહેવત છે કે 'અધમણ ઉપદેશ કરતાં અધોળનું આચરણ વધુ સારું.' જીવનમાં

અને કેળવણીનું કામ કરતાં કરતાં તેમનેં જે નવી ફિલસૂફી અને નવા વિચારોનું દર્શન થયું હતું તેને તેમણે જીવનમાં પ્રયોગોની સરાણે ચડાવ્યાં હતાં અને પોતાના કાર્યમાં તેનો સફળ અમલ કરી બતાવી તેને માટે એક સુંદર પદ્ધતિ અર્પતા ગયા છે. એક સુવ્યવસ્થિત અને સાંગોપાંગ એવી એમની બાલશિક્ષણ પદ્ધતિનું મૂલ્ય ભારતીય શિક્ષણ ક્ષેત્રે નાનું સરખું તો નથી જ.

આથી જ ગુજરાત નયી તાલીમ સંઘના ભૂતપૂર્વ પ્રમુખ અને જાણીતા કેળવણીકાર શ્રી મૂળશંકરભાઈ ભટ્ટ માને છે કે 'ગિજુભાઈના આ પ્રદાનનું મૂલ્ય નાનું સરખું કે જેવું તેવું નથી, કેળવણીના નવા વિચારો પ્રમાણેનું નવી વિચારધારા પ્રમાણેનું બાલશિક્ષણ સફળ થઈ શકે છે તેમ તેમણે પ્રત્યક્ષ પ્રયોગ કરીને બતાવી આપ્યું. રૂસોએ પોતાના પુસ્તકોમાં વાતો મોટી મોટી કરી હતી પરંતુ પ્રત્યક્ષ પ્રયોગો કર્યા ન હતા. ફ્રોબેલ અને પેસ્તોલૉજીએ પ્રયોગો કરેલા પરંતુ ગિજુભાઈ જેટલી વિગતથી કદાચ નહિ. અને આ સ્પષ્ટ, પ્રત્યક્ષ પ્રયોગથી જ તેમની વાત શિક્ષકોને અને સમાજને ગળે ઊતરી જતી. માબાપો પણ તુરત તેમની વાત સ્વીકારતા. નયી તાલીમના સિદ્ધાંતો આટઆટલા ઉત્તમ હોવા છતાં આ પ્રકારના કંઈક દોષને લીધે નયી તાલીમની વાતો હજુ સમાજને કે માબાપોને ગળે ઝટ ઊતરતી નથી.'+

શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાના બાલમંદિરમાં વર્ષો સુધી કામ કરીને, પ્રયોગો કરીને, ગિજુભાઈએ આ સ્પષ્ટ, વિગતપૂર્ણ પદ્ધતિ ઊભી કરી હતી. ગુજરાતનાં સેંકડો બાલમંદિરો આજે એ પદ્ધતિને સહારે પોતાના ગજા પ્રમાણે બાલશિક્ષણનું કામ કરી રહ્યાં છે. કોઈ કોઈ જગ્યાએ તો એ બાલમંદિરો એટલાં સરસ રીતે ચાલી રહ્યાં છે કે નાનાં બાળકોને ત્યાં કિલ્લોલતાં જોઈને આપણો આત્મા પ્રસન્ન થઈ ઊઠે.[૧] (આત્માની એ પ્રસન્નતાનો કંઈક સાથી હું પોતે પણ છું.)

### ગિજુભાઈના બાલમંદિરનો કાર્યક્રમ :

હવે પ્રથમ આપણે જોઈએ ગિજુભાઈના બાલમંદિરનો સવારથી

---

+ શ્રી મૂળશંકરભાઈ ભટ્ટનાં વાર્તાલાપને આધારે.

૧. દક્ષિણામૂર્તિ-ભાવનગર, ઘરશાળા-ભાવનગર, શારદા મંદિર-અમદાવાદ, શ્રેયસ-અમદાવાદ, કોસબાડ હીલ, થાણા, દાદર, સુરેન્દ્રનગર વગેરે.

સાંજ સુધીનો કાર્યક્રમ.

'બાલમંદિરના ઊંચા પગથાર પર ઊભેલા ગિજુભાઈ ટેકરી પર પતંગિયા પેઠે ઊડતાં આવતાં બાળકોને હેતથી આવકારે છે. બે હાથ જોડી, નમ્રતાપૂર્વક અને પ્રેમપૂર્વક સામસામા નમસ્કાર વિધિ થાય. ગિજુભાઈ બધાના હાથ, નખ, આંખ, કાન, વાળ, દાંત તપાસે. ઓરડામાં ગિજુભાઈ સામે બાળકો હારબંધ ગોઠવાય અને ઘરની વાતો ચાલે. એક એક બાળકના અંતરમાં ગિજુભાઈ ડોકિયું કરે. બાળકો સાથેના સામાન્ય પ્રશ્નોના સામાન્ય જવાબોમાંથી ગિજુભાઈના અંતરમાં અસામાન્ય સંવેદન જાગી ઊઠે. દરેક બાળકની વિકાસભૂમિનો ગિજુભાઈ તાગ મેળવે અને ત્યાંથી તેને આગળ વધવાના માર્ગો વિચારે. વહાલસોઈ માતાની પેઠે અધૂરાં ને અણવિકસ્યાં, દુભાયેલાં ને તરછોડાયેલાં, ચિમળાયેલાં, ને કરમાયેલાં બાળકોને પોતાની સોડમાં લે અને તેને ખબર પણ ન પડે તેવી રીતે તેની બિડાયેલી આંતર કળીઓને વિકસાવવાનો માર્ગ મોકળો કરે. ગિજુભાઈ વાતચીતમાં એવા લડે કે સૌનાં હૈયાં એમની આગળ આપ મેળે ઊઘડી જાય.

પછી સંગીતના ઓરડામાં બાળકો કીડીઓની પેઠે હારબંધ ગોઠવાઈ જાય. સામે સંગીતશાસ્ત્રી ચુનીભાઈ દિલરૂબા લઈને બેસે; એક બાજુ તબલચી અને બીજી બાજુ ગિજુભાઈ. વાતાવરણ શાંત, સ્વસ્થ, નીરવ. ગિજુભાઈ ટટ્ટાર બેસે; હાથ બંને ઘૂંટણ પર મૂકે એટલે બાળકો પણ ટટ્ટાર અને હાથ ઘૂંટણ પર.

અને ગિજુભાઈ ગીત શરૂ કરે. 'બિલ્લી વાઘ તણી માસી, જોઈને ઉંદર જાય નાસી...' હાવભાવ સામે બાળકો નીરખી રહે. ગિજુભાઈની આંખો, ચહેરો, હાથપગ બધું જાણે ગીત સાથે એકાકાર થઈ જાય. અને પછી બાળકો પણ તેમાં ભળે.

પછી તો બાળકોનો વારો : ચુનીભાઈ અને મોંઘીબહેનનો વારો; છેવટે 'ગિજુભાઈ હોકો' બાળકોની માગણી શરૂ થાય. બાળારાજાનો હુકમ માથે ચડાવી ગિજુભાઈ હોકાનું ગીત ચલાવે.

*'વા વા હોકો કેવો મીઠો લાગે,*
*મન ભાવે મસ્ત બનાવે......'*

'ગિજુભાઈ અને બાળકો મસ્ત બની જાય. ગાનાર અને

સાંભળનારનો ભેદ ભૂંસાઈ જાય. પછી કૂચ. ગિજુભાઈ એક દાંડિયો ખભે મૂકી આગળ ચાલે. પગ પછાડતા જાય ને ગવડાવતા જાય :

*'ચાલો સૌએ રણમેદાન, ભારતનાં સંતાન,*
*શૂરા સાથી, જુસ્સાથી છોડાવો હિંદુસ્તાન.'*

અને પછી

*'રંગીલા ઉમંગી સિપાઈ, નાનડિયા અમે સૌ ભાઈ.'*

'લાકડાની તલવારે લડાઈ ચાલે. ગિજુભાઈ પણ બાળક જેવડા બની જાય.'

'સંગીત ખલ્લાસ' કહેતાં તો ટપોટપ લાકડીઓ મૂકીને બાળકો પોતપોતાના રમતના ઓરડામાં પહોંચી જાય.'

'સાધનના ઓરડામાં ગિજુભાઈનું સ્વરૂપ અશોકવાટિકાના હનુમાનજી જેવું અતિ સૂક્ષ્મ બની જાય. ગિજુભાઈ ધીમે પગલે ચાલી આસન લાવે, આસન પાથરે, સાધન લાવી મૂકે, સાધન વાપરે. બાળકોને તેમ કરવા પ્રેરે અને પોતે અવલોકન કરે; દરેક ક્રિયામાં જાણે ગિજુભાઈ ઓરડામાં હાજર જ નથી એમ ભાસ થાય. મોટી મૂછોવાળા, ગંભીર ચહેરાવાળા, ભારે જ્ઞાનથી ભરેલા ગિજુભાઈ જાણે છે જ નહિ; ઓરડામાં બાળકો જ મુખ્ય છે. બાળકોના વ્યક્તિત્વ પાછળ લુપ્ત થવાની ગિજુભાઈની કળા અદ્ભુત હતી, અપૂર્વ હતી.'

'સાધનના ઓરડામાં બાળકોને જાણે રમતના ખંડમાં હોય તેવો જ ભાસ થતો. સાધનોની રમતમાં શિક્ષણ ઓતપ્રોત બની જતું.'

'અને વાર્તામાં ? ગિજુભાઈ એક નાનકડા ટેબલ પર બેસે. સામે બાળકો બેઠાં હોય અને વાર્તા ધીમે ધીમે ચાલુ થાય. વાર્તાનાં પાત્રો એક પછી એક ઊપસતાં આવે અને બાળકોની સામે ખડાં થાય. ગિજુભાઈ હાવભાવથી શબ્દરચનાથી પાત્રોને એવાં સજીવ બનાવી દે કે દરેક બાળક એ વાર્તાનું નાટક ભજવતું થઈ જાય. વાર્તા પૂરી થાય પછી જ બાળકોને ગિજુભાઈ દેખાય, ગિજુભાઈને બાળકો દેખાય !'

'દર રવિવારે બાલમંદિર ઉપર રંગભૂમિનો પડદો પડે. એ બાલરંગભૂમિનો શણગાર ? માત્ર એકબે છબીઓ, ફૂલદાની, લીલો પડદો; સાદી રંગભૂમિ અને રોજિંદી વપરાશની ચીજોમાંથી કરેલું વેશ

પરિધાન, બાલમંદિરનાં બાળકો, અધ્યાપકો અને મહેમાનોથી બાલમંદિરનો ઓરડો ખીચોખીચ ભરાઈ ગયો હોય. મંજીરાનો અવાજ થાય અને ખર્ર્ર્ર્ પડદો ખેંચાય.'

'ગિજુભાઈ નાટકમાં ઊતર્યા હોય. પિંડી સુધી પહોંચતી લુંગી, કાબરચીતરો હાફકોટ, ભેટમાં દાંડિયા ને દાંતિયાના જમૈયા, માથે ચટાપટાવાળો સાફો અને ચાઉસ બને: 'ઘી ખાયા, ગુડ ખાયા, ઓર સાલે ચલતે ક્યું નહીં'નું નાટક ભજવાય. નાટક પૂરું થાય ને મંજીરા વાગે. પડદો ખેંચાય. ખર્ર્ર્ર્ ! ગિજુભાઈ કૂદીને રંગભૂમિમાંથી પાછલા ઓરડામાં જાય, અને બાળકોનાં હાસ્ય અને તાળીઓના અવાજથી ઓરડો ગાજી ઊઠે. એવી જ રીતે દલા તરવાડી, મિયાં ફુસકી, સસાભાઈ સાંકળિયા, બાપા કાગડો, સાત પૂંછડિયો ઉંદર એમ નાટ્ય-પ્રયોગો ભજવાય. હાસ્યના ફુવારા વચ્ચે, આનંદસાગરની લહરીઓ વચ્ચે ગિજુભાઈ બાળકો ઉપર થતી નાટ્યપ્રયોગોની સૂક્ષ્મ અસરો ઝીલતા જાય અને તેમાંથી અવનવા પ્રયોગો ઉપજાવતા જાય. ઘરગથ્થુ વેશ પરિધાનથી, બાલસહજ નાટકોમાં આબાદ પાત્રો ભજવતા, દરેક અભિનયમાં સમરસ બનતાં છતાં નિર્લેપ રહી તેની સૂક્ષ્મ અસરો ઝીલતા ગિજુભાઈ આજેય નજરે તરે છે.'

'નાસ્તાની પ્રવૃત્તિ અને ધ્યાનની રમત પણ બાલમંદિરમાં ચાલે. બાલમંદિરના બે ફેફસાં જેવાં બંને બાજુનાં ભંડક એ માટે વપરાતાં. ગિજુભાઈ ધ્યાનમાં અને નાસ્તામાં મૂક પ્રયોગકાર તરીકે બાળકો વચ્ચે રોજ રોજ રજૂ થતા અને તેમની અજબ જેવી હૈયા ઉકલતથી નવા નવા કીમિયા કાઢતા. તેમાં બાળકોનો આનંદ અને વિકાસ બંને થતા.

'ઠંડે પહોરે બાલમંદિરના બાગમાં નાની નાની પાવડીઓ, નાની કોદાળીઓ, નાની ડોલ ને નાનકડી ઝારીઓ સાથે બાળકો કામ કરતાં. ગિજુભાઈ કુશળ માળીની પેઠે બેવડા બાગવાન બની જતા. ફૂલછોડને ફૂટતા કોંટા અને ઊઘડતી કળીઓ નિહાળતાં બાળકો સામે ગિજુભાઈ નીરખી રહેતા. પુષ્પકળી અને બાલહૈયાના વિકાસને નીરખી તેઓ હરખાતા. બંને બાગ માટે તેઓ સરખી કાળજી લેતા; બલકે બાલપુષ્પોને ખીલવા તેમણે બાલમંદિરનો બાગ નિર્માણ કર્યો હતો.'

કોઈ વાર નમતે પહોરે બાલમંદિરનાં આંગણામાં અભિનય ગીતોની જમાવટ થઈ હોય. નાનાં નાનાં બાળકો ગોળાકારે ઊભાં

હોય. વચ્ચે ગિજુભાઈ મોર બન્યા હોય અને પછી ગીત ચાલે :

*'મોર મોર ક્યાં થઈને જઈશ કળાયલ મોરલો.*
*બચુભાઈનું ઘર ઠેકી જઈશ કળાયલ મોરલો.'*

કોઈ વાર મોઘીબહેન ગવરાવતાં હોય અને બાળકો ઝીલતાં હોય :

*'કાંગને ખેતર ગ્યાતાં રે ગોરી કાંગ લ્યો.'*

'સાંજે ઘેર જતા સામે ગાડીઓ આવે અને મંજીરા વાગે. ગિજુભાઈ ઊંચા પગથારે ઊભા રહે. જે જગ્યાએ સવારે આવકાર આપ્યો તે જ સ્થળે, તેવા જ ભાવથી ગિજુભાઈ બાળકોને વિદાય આપે. 'નમસ્કાર ગિજુભાઈ' 'નમસ્કાર ગિજુભાઈ'ના અવાજ સાથે નાનકડા હાથ જોડાય અને નાનાં બાલમસ્તક નમી રહે. સામા ગિજુભાઈ હાથજોડી નમસ્કાર ઝીલે અને વિદાય આપે. એ દશ્ય રોજનું છતાં ભાવગમ્ય અને હૃદયંગમ બને.'

'ગિજુભાઈ બાળકોને વળાવી બાલમંદિરની ઓસરીમાં સહકાર્યકરો સાથે બેસે. આખા દિવસના કામનો, બાળકોના અવલોકનનો તાળો મેળવે. પોતાના અને સાથીઓના અનુભવોની આપલે કરે, તેનું તારણ કાઢે અને બીજા દિવસની પૂર્વ તૈયારીની યોજના ઘડે. બાળકોનાં સામાન્ય લાગતાં હલન-ચલન, ક્રિયાપ્રક્રિયાને સૂક્ષ્મ રીતે છણે, તેનું પૃથક્કરણ કરે અને તેને આગળ લેવાનાં ઉપાયો શોધે. કોઈ રસાયણશાસ્ત્રી રસાયણનાં મિશ્રણનું અવલોકન કરે, તેનાં પરિણામો તપાસે, પ્રયોગની સફળતા માટે જુદાં જુદાં મિશ્રણો તૈયાર કરે તેમ, તેવી જ સંશોધનવૃત્તિથી, સંશોધકની વૈજ્ઞાનિક દષ્ટિથી ગિજુભાઈ નૂતન બાલશિક્ષણનો પ્રયોગ બાલમંદિરની ટેકરી પર કર્યા કરે.'

**ગિજુભાઈના અનુભવો :**

આટલું વ્યવસ્થિત, રસભર્યું અને વૈજ્ઞાનિક બાલમંદિર કંઈ પહેલા દિવસથી જ થઈ ગયું ન હતું. તેની પાછળ તો વર્ષોનું અખંડ અને આકરું તપ હતું. પોતાના આત્માને બળે અને હૈયાની સૂઝને

સહારે દિવસોના દિવસો અને વર્ષોનાં વર્ષો સુધી ગિજુભાઈએ જે પ્રયોગો કર્યા તેના પરિણામ રૂપે બાલશિક્ષણની આ પદ્ધતિનું નિર્માણ થયું હતું. બાલમંદિરના શરૂઆતમાં થોડા દિવસોનું વર્ણન આપણે જોઈએ એટલે આપણને માલૂમ પડશે કે પોતાની સાધનામાં ગિજુભાઈએ કેટલી લાંબી મજલ કાપી હતી.

**બાલમંદિરનો પ્રથમ દિવસ :**

'સવારે આઠ વાગે ભોંભોં કરતી મોટર આવી પડી. લગભગ ત્રીસથી પાંત્રીસ બાળકો હતાં. બાળકો સ્વચ્છ હતાં. કપડાં નવાં હતાં. માથાં ઓળેલાં હતાં. ગળે રૂમાલો બાંધ્યા હતા. ચડ્ડી ને પહેરણ અથવા ઘાઘરી ને ચોળી પહેર્યાં હતાં. બાલમંદિર માટે ઉપર પ્રમાણેનો વેશ નક્કી કરી અગાઉથી માબાપોને સૂચના આપી હતી. દરેક બાળક મોટરમાં બેઠાના આનંદથી હસતું હતું.'

સામે જઈ મેં બાળકોને મોટરમાંથી ઉતાર્યાં. હું તેમને અજાણ્યો, તેઓ મને અજાણ્યા. મારી પાછળ પાછળ સૌ ચાલ્યાં.'

'બાલમંદિરનાં બારણાં ખુલ્લાં હતાં. ખરીદેલો અને ભેટ તરીકે આણેલો સામાન મંદિરના ઓરડામાં આકર્ષક રીતે ગોઠવ્યો હતો. (ચિત્રકાર શ્રી રવિભાઈ રાવળે બાલમંદિરનું સુશોભન અને ગોઠવણી કરી હતી.) દડાઓ એક બાજુએ, મોટરો ને ગાડીનાં રમકડાં બીજી બાજુએ; ચકલી, મોર, પોપટ, હરણ, સસલાં વગેરે લોખંડનાં, કચકડાનાં અને માટીનાં રમકડાં વળી ત્રીજી બાજુએ ગોઠવ્યાં હતાં. ભીંતે દોરીથી લટકાવીને અને બાળકો અડીને લઈ શકે તેટલી ઊંચાઈએ ચિત્રો ટાંગ્યાં હતાં. અવાજનો પરિચય આપવા માટે બાર ટોકરીઓ અને ત્રાંબા-પિત્તળનાં પંચપાત્ર, તરભાણાં-ચિત્રો જોવા માટે જાતજાતનાં નાનાં મોટાં પુસ્તકોનો ઘોડો, દૂરબીનો, ગેડીદડાઓ, મહુવાની કોયલો, એવું એવું કંઈ કંઈ એક સુંદર વ્યવસ્થિત દુકાનમાં ગોઠવેલું હોય તેથીય વધારે સારી રીતે મૂકેલું હતું. ઓરડા વચ્ચે એક શેતરંજી હતી. એ જગ્યા સૌને બેસીને કામ કરવાની હતી. આ બધું તો હતું, પરંતુ મોન્ટીસોરી શાળામાં ખુદબખુદ મોન્ટીસોરી સાહિત્યો હતાં ? હા, હતાં ખરાં; પણ થોડાંક અને ખોટાં, દટ્ટાની ત્રણ પેટીઓ હતી. મિનારો, પહોળી સીડી અને લાંબી સીડી હતાં; ભૌમિતિક

આકૃતિઓને બદલે નવ ખાનાંઓ હતાં કે જેમાં આકૃતિઓ બેસાડવાનાં ચોકઠાં હતાં. આવી રહ્યું. આટલી હતી મૉન્ટીસોરી સાહિત્યની સામગ્રી.'

'છતાં ઓરડો ચાલીસ છોકરાઓ માટે અમૉન્ટીસોરી હતો, તોપણ તે સ્વચ્છ હતો. દીવાલો રંગીન મજાની હતી. બાજુમાં બે ઓરડીઓ હતી. ફરતી પડશાળ હતી ને નીચે મોટું એવું ફળિયું હતું. ફળિયામાં સારો એવો બાગ હતો; નળ હતો ને પાસે કૂંડી હતી.'

'લગભગ ચાલીસ છોકરાં છૂટ્યાં.'

ઘરમાંથી છૂટેલાં, શેરીમાંથી છૂટેલાં, ગંદકીમાંથી છૂટેલાં, સંકટમાંથી છૂટેલાં બાળકો બાલમંદિર ઉપર તૂટી પડ્યાં. સાધનો (રમકડાં) ઉપર જાણે તીડનો વરસાદ વરસ્યો. જેને જે હાથ આવ્યું તે તેણે એણે ઉપાડ્યું. કોઈ મોટર લઈને ભાગ્યું, કોઈએ ગેડીદડો લીધો. કોઈએ મોર-પોપટ ઉપાડ્યા. કોઈ પપૂડાં ને એવાં વાજાં લઈને એકકોર ગયાં ને વગાડવા માંડ્યાં. પાંચ મિનિટમાં તો મોટું ઘમસાણ મચ્યું ! સીટીઓ વાગવા માંડી, રમકડાંની ખેંચાખેંચ થવા લાગી; મોટરવાળા મોટરને ચાવી દઈ જમીન પર ચલાવવા લાગ્યા; રબરના દડા આમ તેમ ઊડવા લાગ્યા. એક ભાઈએ તો ગેડી લઈ બારણા ઉપર ધડાધડ પછાડવા માંડી. તેવામાં એક ભાઈ બાર ટોકરીઓને દોરીમાં લટકાવી ટનન ટનન ખખડાવતાં ચારેકોર ફરવા લાગ્યા. દીવાલે લટકાવેલાં ચિત્રોને એક નાનકડા વેપારીએ એકઠાં કર્યાં અને ખભે લટકાવી "લેવાં છે કોઈને ચિત્રો, લેવાં છે કોઈને ચિત્રો ?" એમ કહી ચિત્રોની ફેરી ફરવા માંડી. પાંચ મિનિટમાં તો આખો ઓરડો અને તેનાં સાધનો રડબડ થઈ ગયાં. ઘોંઘાટ તો એટલો બધો થવા માંડ્યો કે કાન પડ્યું સંભળાય નહીં. ઓસરીમાં બેચાર જણાં બાલદીમાં ભરેલા બંગલાના કટકા લઈ બંગલા બાંધતાં હતાં ! પણ તેમના બંગલાને મોટર ચલાવનાર વીંખતા હતા.'

'હું આ અકલ્પ્ય એવું દશ્ય જોઈ જ રહ્યો, ખગેકાર થઈ ગયો ! આ બધું શું ચાલે છે તેની સમજણ જ જાણે ન પડે ! મારા મનમાં વિચાર આવ્યો : આ મૉન્ટીસોરી પદ્ધતિ ? આ મૉન્ટીસોરી પદ્ધતિનું સ્વાતંત્ર્ય ?

'પણ વધારે વિચાર કરવાનો વખત જ ન હતો. ફળિયામાં એક

કૂંડી હતી. એમાં એક નાનું બાળક પડી ગયું. મારા એક સાથીની તેના તરફ નજર ગઈ ને તેને વખતસર કાઢ્યું, નહીંતર કાળી ટીલી આવી જાત, પ્રથમ ગ્રાસે મક્ષિકા થાત. ગામમાં લાંબા વખત સુધી બાલમંદિરનું કોઈ નામ ન લેત ! પણ ભગવાનને લાજ રાખવી હતી. આ અકસ્માતથી બચ્યાં, ત્યાં બીજો પણ નાનો એવો અકસ્માત બન્યો. ચિત્રો લેવા માટે ઘોડામાં મૂકેલી ચોપડીઓ લેવા છોકરાંઓ ગયાં ત્યાં તો ઘોડો તેમના ઉપર. પુસ્તકો તેમના ઉપર ને છોકરાં નીચે ! સારે નસીબે એમને કશી જ ઈજા ન થઈ.'

'પહેલો દિવસ હતો. છોકરાંના નામ પણ ન આવડે...કોનું કોનું નામ દઈને બોલાવવું ? કોને નામ લઈને પાસે આવવા કહેવું કે કંઈ સૂચના આપવી ? ચાલીશ બાળકોમાંથી બેચાર માંડ માંડ ઓળખતાં હતાં. આ કટક છૂટ્યું તેમાં વ્યવસ્થા શી રીતે લાવવી ? એમાં કોની પાસેથી રમકડું આંચકી લેવું ? ને કોની પાસેથી નહીં ? કોઈને વઢાય તો નહીં. કોઈને શિક્ષા તો શેની જ કરાય ? સિદ્ધાંતોથી મેં મારા હાથપગ બાંધી લીધા હતા.'

'બે દિવસ પહેલાંનું મારું વિનયમંદિરના આચાર્ય તરીકેનું કામ હું આ કામ સાથે સરખાવવા લાગ્યો. આ બાળકો શું "નોટિસ" કાઢવાથી વ્યવસ્થિત થાય ?'

'મને પ્રત્યક્ષ અનુભવ થયો. આચાર્ય તરીકે ખુરશીએ બેસી હુકમ કરવાનું સહેલું હતું; બાળકોને સ્વાતંત્ર્ય આપી શીખવવાનું કામ અઘરું પડશે. પણ આવા વિચારો કે ભાનને પણ વધારે અવકાશ ન હતો. પહેલો દિવસ હતો. કોઈ કોઈ મા-બાપો આવ્યાં હતાં; કોઈ મુલાકાત લેનારા પણ હતા. કોઈ વળી બાળકો માટે ભેટો લઈને પણ આવ્યાં હતાં.'

'નાનાભાઈ ને મોટાભાઈ એ (નાનાભાઈ ભટ્ટ અને હરગોવિંદ અજરામર પંડ્યા – ગિજુભાઈના મામા) બાલમંદિરનો મહિમા તે શરૂ થયા પહેલાં ખૂબ રેલાવ્યો હતો એટલે આમ જ બને ના ?'

'મોટાભાઈ પણ આવ્યા હતા.'

'બાળકોનું સ્વાતંત્ર્ય જોઈ સૌ પરમ સંતોષ માનતા હતા. "અહા ! કેવી સ્વતંત્ર શાળા ! છે કોઈ બાળકને જરા પણ રોકનાર ? અહીં મારનું કે ભયનું તો નામ જ શેનું હોય ? ભાંગી તોડી નાંખે

તોયે શું ? ગિજુભાઈથી વચ્ચે ન જ અવાય ના ? ખરેખર, ધન્ય છે દક્ષિણામૂર્તિવાળાને ! બાલસ્વાતંત્ર્યના એમણે આજે પાયા નાખ્યા." આવા અવ્યક્ત ઉદ્‌ગારો જોવા આવનારના મનમાંથી ઝરતા હતા. પણ મારું મન તો મૂંઝાતું હતું. હું એકલો જાણતો હતો કે આમાં નથી મોન્ટીસોરી ને નથી ક્યાંય સ્વાતંત્ર્ય. આ તો નરી અંધાધૂંધી છે.'

'પણ હવે કરવું શું ? મોટર તો પાછી અગિયાર વાગે આવવાની હતી. સામાન ભાંગી તોડી નાખનાર બાળકોને મારે કોઈ રીતે રસ્તે તો લાવવાં જ જોઈએ ના ? અને તે પણ સખતાઈ વિના.'

'મેં લોકરમત કાઢી. એમ કર્યે જ છૂટકો હતો. વાતો કહું, પણ હું કહી શકું તેવી સ્થિતિ જ ન હતી ! વાર્તા માંડું તો ધ્યાન પણ કોણ આપવાનું હતું ? મારી પાસે કોઈ બેસવા આવે તો કે ? મને ઓળખતું પણ કોણ હતું ? લોકરમત ઉપાડી.

'છોકરાં રે !'

છોકરાંઓએ ઝીલ્યું : 'હો રે !'

'છોકરાં રે !' 'હો રે !' છોકરાં રે !

'ત્યાં તો કટક મારા તરફ વળ્યું. 'છોકરાં રે'ને 'હો રે'નો તો મોટો શોરબકોર મચ્યો. મેં તો ચલાવ્યું : 'છોકરાં રે !' 'હો રે !'

'વોરો આવ્યો.' 'શું શું લાવ્યો ?'

'ડાબલી લાવ્યો, ડૂબલી લાવ્યો...જેનાં ભાઈ બાપ વહાલા હોય તે મને અડી જાય.'

'કૂદતાં કૂદતાં છોકરાં મને અડવા આવ્યાં. હું ભાગ્યો. મારી પાછળ છોકરાં ને હું એમની આગળ. આમ રમત ચાલી. વળી પાછું 'છોકરાં રે !' 'હો રે !' અને જેના ભાઈ બાપ વહાલા હોય તે ફલાણે અડી આવે. એમ ચાલ્યું. છોકરાની જાતને શેરીની જાણીતી રમત, પછી શું પૂછવું ? રમકડાં બમકડાં મૂકીને બધાં છોકરાં ફળિયામાં આવ્યાં.'

'કામવાળી વજીબાઈને મેં કહી રાખ્યું હતું કે "છોકરાં બહાર જાય એટલે તુરત ઓરડાના બારણા બંધ કરી દેજે." જેમ તેમ કરીને અગિયાર વાગ્યા સુધી રમત ચલાવી. અને રમત રાજીખુશીથી ચાલી પણ ખરી.'

'અગિયારે મોટર આવી. માણસ સાથે છોકરાંને વળાવ્યાં. હાશ. એક દિવસ પૂરો થયો. ત્રણ કલાક પછી શ્વાસ હેઠે બેઠો.'

'અકળામણ દૂર કરી મનમાં વિચાર્યું : આજે ને આજે મોટો ફેરફાર કરવો જોઈએ. આજે ને આજે મૉન્ટીસોરી સાધનો માટે વ્યવસ્થા કરવી જોઈએ.'

'વજીબાઈને બોલાવી. ફળિયામાં નાખી દીધેલો સામાન એકઠો કરાવ્યો. સદ્ભાગ્યે લગભગ કશું જ ખોવાતું ન હતું, પણ બધી ચીજો ઓરડીમાંથી પ્રવાસે તો ગઈ જ હતી.'

'ઘેર ગયો. જમીને વિચાર કરતો સૂતો : શા ફેરફાર કરવા ? બસ, રમકડાંનું નામ ન જોઈએ. ગેડીદડાઓ માત્ર રમવા વખતે જ દેવા. પહેલેથી બારણાં ખુલ્લાં રાખવાં નહિ. દરેકેદરેક બાળકનાં નામ જાણી લેવાં. વાર્તા ને સંગીત શરૂ કરવાં. મૉન્ટીસોરીનાં છે તેટલાં સાધનોને વાપરવા મૂકવાં. ચોપડીઓ ઘોડાના નીચલા ખાનામાં રાખવી – વગેરે વગેરે ફેરફારોને લગતા આવા કેટલાયે વિચારો સૂઝ્યા.'

બાલમંદિર કાઢતી વખતે પ્રગટ કરેલી પત્રિકામાં લખેલા ઉદ્દેશો સાંભર્યા. હમણાં જ સવારે વ્યતીત થયેલી પ્રવૃત્તિઓ આંખ આગળ આવી. મન ફરી વિચારે ચડ્યું : પદ્ધતિનો અભ્યાસ ફરી કરવો જોઈએ.'

'શિક્ષક કેવો જોઈએ ?' 'વાતાવરણ કેવું જોઈએ ?' એ પ્રકરણો ઉપર નજર નાખી ગયો; તેમ જ વ્યવસ્થાના પ્રકરણનાં પાનાં ફેરવી ગયો. દડા વગેરે જે સાધનો હાજર હતાં તેનો ઉપયોગ વાંચી ગયો. ને આવતી કાલને માટે હિંમત ભરી.

'સાંજે જ બાલમંદિર ઊપડ્યો.'

'રમકડાં સંતાડ્યાં. રબ્બરના સાપ મૂકી દીધા ને ઓરડો ચોખ્ખો કરી નાખ્યો. મૉન્ટીસોરી સાધનોને લઈ શકાય તેમ નીચે ગોઠવ્યાં. રમવા માટે એક મોટી શેતરંજી ઓરડામાં પાથરી. વાર્તાનું સ્થળ નક્કી કર્યું. સંગીતની પેટી મંગાવી ને એક ઓરડામાં મુકાવી. કાચિયા કાગળના અક્ષરો, સીસાના અક્ષરો, બંગલાનાં સાધનો એવું એવું ઠીક કરીને ગોઠવ્યું. મોડી રાત સુધી કામ કર્યું. બાળકોને ગળે બાંધવાના પાસ પણ તૈયાર કરાવ્યા. તેમાં બાળકનું નામ, ઠેકાણું અને બાલમંદિર, એટલું લખાવ્યું. ઠરાવ પણ બહાર પડ્યો કે બાળકને દાખલ કરતી વખતે દરેક માબાપને પાસ આપવો.'

'રાત્રી વીતી ગઈ. સવાર થયું.'

**બાલમંદિરનો બીજો દિવસ :**

'મોટર ઘરર ઘરર કરતી આવી. ફૂલનાં પારસલ જેવાં છોકરાં નીચે ઊતર્યાં; ઓરડા તરફ દોડ્યાં. ઓરડો બંધ ! ચારે કોર ફરી વળ્યાં. મેં પાસે બોલાવ્યા. ને રમત માંડી :

*'ગણગણ બોશલો, તેલ તેલ પળી,*
*ઊઠરે લાલિયા ઝૂંપડી બળી;*
*બળતી હોય તો બળવા દેજે,*
*ઠરતી હોય તો ઠરવા દેજે;*
*આવરે કાગડા કઢી પીવા !'*

'બાળકોને આ રમત બહુ ગમી. તેઓ મારી નજીક આવ્યાં. પછી મેં બારણું ઉઘાડ્યું. પણ ત્યાં તો પાછી પડાપડી. પણ બાળકો આજે સાશ્ચર્ય ઊભાં રહ્યાં. મોટર ગોતે પણ હાથ ન આવે; સાપ શોધે પણ જડે નહિ. દડા તો મેં સાચવીને રાખેલા. પંપૂડાં-બંપૂડાં મુકાઈ ગયેલાં; દૂરબીનો, છીપલાં, શંખલાં ને એવું એવું તો મેં ગૃહમાં મોકલી દીધેલું.'

'મેં દટ્ટાની પેટીઓ આપી. ઝટપટ કાઢીને નાખી બતાવી. લુશપુશ જેવું પાઠ આપવાનું કામ (Presentation) કર્યું. ભૌમિતિક આકૃતિઓનાં ખાનાંઓ એક એક પકડાવી દીધાં, મિનારો આપ્યો. પહોળી સીડી મૂકીને કામ ચલાવ્યું.'

'પણ એમ કેમ ચાલે ?'

'કોઈએ પેટીઓ થોડીવાર વાપરી, કોઈએ મિનારો ત્યાં ને ત્યાં જ મૂકી રૂખસદ લીધી; કોઈએ લાંબી સીડીનો ઘોડો કર્યો.'

'છતાં બેપાંચ બાળકો ગંભીરતાથી કામ કરવા લાગ્યાં હતાં. ભગવાનલાલ, પોપટલાલ, કનૈયાલાલ ને એક સોનીભાઈ બંગલા બનાવતા હતા. ગમે તેવો કઢંગો બંગલો હતો છતાં તેઓ એકાગ્ર હતા, પોતાના કામમાં મચ્યા હતા, રાજી રાજી હતા.'

'નાનાં તારાબહેનને મેં અક્ષર શીખવવાની શરૂઆત કરી. અક્ષરો અત્યંત ખરબચડા હતા. તે કેવી રીતે સફાઈથી ઘૂંટવા તે હું બતાવી ન શક્યો. તે જોરથી આંગળીઓ ફેરવવા લાગ્યાં; તેમની આંગળીએ લોહી નીકળ્યું ને રડવા લાગ્યાં.'

'એક બાજુની ઓરડીમાં અક્ષરોને સરખાવીને રમવાની રમત કાઢી હતી "ક" જેવો અક્ષર લાવો, "ગ" જેવો અક્ષર લાવો એમ બાળકોને મેં તે બતાવ્યું ને દૂર ગયો; પણ ત્યાં તો અક્ષરોનો ગોટાળો થયો ને રમત બંધ પડી. પેલા ગઈ કાલના વાણિયાએ આજે પણ ચિત્રોની ફેરી કરવાનું શરૂ કર્યું.'

'એ જ ઓરડામાં હું આંખો બંધ કરી મિનારો કેમ બનાવવો તે બતાવતો હતો ત્યાં કોઈએ આવીને મારી આંખો દાબી. કોઈ મારા ઉપર ભાવથી ચડી બેઠું ને ગૂંદાગૂદી ચાલી. હું સાવધાનીથી નીકળી છૂટ્યો.'

'ઓરડામાં ઘોંઘાટ ખૂબ વધ્યો હતો. હું પણ એ ઘોંઘાટમાં જોડાયો. મેં કહ્યું : "કૂદો." છોકરાંઓ કૂદ્યાં : "નાચો." નાચ્યાં; "ખડખડ દાંત કાઢો." ખડખડ દાંત કાઢવા લાગ્યાં; "બૂમો પાડો." બૂમો પાડી : "દોડો." દોડ્યાં.'

'ત્યાંથી હું બહાર આવ્યો. મને થયું; "આજે પણ ઠેકાણું તો નથી." ટોકરી વગાડી પણ કોણ આવે ? વળી પાછું "છોકરાં રે !" "હોરે" ચલાવ્યું. મેળો ભરાણો. સૌ મારી ફરતાં વીંટળાઈ વળ્યાં. ખૂબ રમાડ્યાં, પછી છેલ્લે કીધું. 'જેને ભાઈબાપ વહાલા હોય એ મારી પાછળ આવો ને હું બેસું ત્યાં બેસો.'

'હું મોઢા આગળ અને બાળકો પાછળ. બે ઓરડા વટાવી ત્રીજા ઓરડામાં આવ્યો ને ત્યાં બેઠો, સૌ બેઠાં. હું અત્યંત ચૂપ હતો, ખૂબ શાંત હતો. બાળકો પણ શાંત હતાં. અમે અંદર આવ્યાં હતાં તે બારણું અગાઉથી સૂચના આપ્યા પ્રમાણે બંધ થયું. બાળકોને બહાર જવાનો માર્ગ જાણી જોઈને ન રાખ્યો.'

'હળવેથી મેં વાર્તા ઉપાડી : એક હતો કાગડો ને એક હતી કાબર...'

'વાર્તામાં ભારે રસ જામ્યો. હું જાણતો જ હતો કે વાર્તા જાદુની લાકડી છે. બાળકો સ્તબ્ધ થઈ સાંભળતાં હતાં. વાર્તા આગળ ચાલી. મારી સામે તેમની આંખો ચોંટી હતી. તેમની ચંચળતા સ્થિર થઈ ગઈ હતી. તેઓ મારી સાથે મનમાં ને કોઈ હોઠ ઉપર ગણગણતાં હતાં : કાગે મારું મોતી લીધું. માગું છું પણ આપે નહિ.'

'વ્યવસ્થાને માટે મને વાર્તાની ચાવી જડી.'

'એટલામાં નક્કી કર્યા પ્રમાણે વાજું વાગ્યું. સૌના કાન ચમક્યાં. છોકરાંને ગીત સંભળાવ્યું. તેઓ ખુશી થયાં. તે દિવસે બાળકોએ પ્રથમ સંગીત સાંભળ્યું. એટલું જ નહિ, કેટલાકે તો તેમાં રસ લીધો.'

'બાળકોએ ફરી પાછી લોકરમતો માગી. મારું નામ ઘણાને આવડ્યું હતું. આજે હું જ તેમની મોઢા આગળ આવ્યો હતો. રમાડવામાં હું હતો, વાર્તામાં હું હતો, સંગીતમાં પણ હું હાજર હતો. મને તેઓએ ઓળખ્યો હતો. મારા ઉપર જરા અવલંબ્યાં હતાં.'

'સાત ટાપલીઓ દાવ ચાલ્યો. દોડાદોડ થઈ પડી. ખૂબ હસાહસ ને ગમ્મત ચાલી. નાનાં નાનાં બાળકોને દડા ને ગેડીઓ આપી હતી. એટલે તે તેનાથી રમતાં હતાં. બીજાં કેટલાંએક બાળકો અમારી ને જરા મોટાં બાળકોની રમતો જોતાં હતાં. પરસેવો ઊતરતો હતો, રમતમાં આનંદ પડવાથી રમનારામાં પ્રેમ વધતો હતો. મારાં તેઓ વધારે ને વધારે ભાઈબંધ થતાં હતાં. હું તેમનાં નામોય ધીમે ધીમે જાણવા લાગ્યો હતો.'

'મોટર આવી ને કટક ઊપડ્યું. મેં મોટર ઉપર જઈને બાળકોને નમસ્કાર કર્યા. "બાળકોએ "ગિજુભાઈ ! જે જે" એમ કહ્યું. પહેલા જ દિવસથી મેં નમસ્કાર વિધિ મારે માટે તો દાખલ કરી જ દીધો હતો. આ વિધિ બાળકોને ગમ્યો હતો. વિધિ ગમ્યો હતો એમ નહિ પણ અમે એકબીજાને ગમ્યાં હતાં. તેથી તે વિધિ કરવો અમને ગમતો હતો. આગળ ઉપર આ વિધિ ખૂબ વધ્યો હતો. બાળકો જ્યાં મળે ત્યાં એકબીજાને નમસ્કાર કરે, આપણને રસ્તે મળે ત્યારે તો નમસ્કાર કરે જ, પણ રસ્તે તેઓ હંગવા બેઠાં હોય ને આપણે નીકળ્યા હોઈએ તો પણ "ગિજુભાઈ જે જે" અગર "નમસ્કાર" કરવાનું તો ચૂકે જ નહિ. મા-બાપોને પણ આ સંસ્કાર ગમતો હતો. માબાપોને આ તફાવત સ્પષ્ટ નજરે આવતો હતો.'

'ગાડી ગઈ. હું અને વજી નાખી દીધેલા દટ્ટા શોધવા લાગ્યાં. આજે વધારે મહેનત ન પડી. આજે ઓછો હતાશ હતો. આજે આશાના અંકુરો ફૂટ્યા હતા. આજે કાંઈક ઠીક થયું એમ મનને લાગ્યું હતું પણ હજી ઘણું બાકી જ હતું. સાધનો બાકી હતાં. શાંતિ બાકી હતી. મારા ઉપર અવલંબન રાખ્યા વિના પોતાની મેળે કામ કરે એ

બાકી હતું. અમુક જાતની યુક્તિ કે આકર્ષણ વિના જ કામકાજ ચાલ્યા કરે એ બાકી હતું. યથાર્થ મૉન્ટીસોરી પદ્ધતિની દૃષ્ટિએ બધું જ બાકી હતું.'

'હા, એક વાત ખરી હતી. ગામમાંથી આવનારાં બાળકો શાળાની સખતાઈમાંથી, શાળાનાં અંધારાં અને ગંદકીમાંથી અહીં મુક્ત હતાં. તેમને માટે સુંદર ઓરડો હતો; સ્વચ્છ હવા હતી; રમવાનો બાગ હતો; સાંભળવાને વાર્તા હતી અને સંગીત હતું. કોઈ વઢનાર કે પરાણે ભણાવનાર ન હતું. બાળકોને માટે તો એ આનંદસ્થાન હતું. બાળકો બરાબર વખતસર મોટરના મથકે હાજર રહેતાં. ગળે રૂમાલ બાંધી લાવતાં. હસતાં હસતાં મોટરમાંથી ઊતરતાં ને જે રમવાનું મળતું તેનાથી રમતાં. અવ્યવસ્થા થતી. ઘોંઘાટ થતો. સાધનો ક્રમ પ્રમાણે નહોતાં વપરાતાં. એ બધાં માટે તો હું જવાબદાર હતો, નહિ કે બાળકો.'

'આજનો દિવસ એકંદરે સારો ગયો. ઘેર ગયો અને ત્રીજા દિવસની તૈયારીનો વિચાર કરવા લાગ્યો. વિનયમંદિરના આચાર્યને હતું તેટલા કલાકનું કામ તો અહીં ન હતું. પણ તેને હતી તેવી કેટલાયે ગણી ચિંતાનો અનુભવ તો સ્પષ્ટ રીતે જ થયો.

'સાધનો ક્યાંથી મંગાવવાં ? મૉન્ટીસોરી પદ્ધતિમાં જે ખરી વ્યવસ્થા, ખરો વિકાસ વગેરે આવે છે તે શી રીતે આવે ? એકાદ મદદગાર વિના નહિ ચાલે; વાજું નકામું છે; રમતો અને વાર્તા ઉપર ન જ ચલાવાય, વગેરે વગેરે પ્રશ્નો ઊભા થયા.'

'વિચાર કરતો સૂઈ ગયો ને ત્રીજી સવાર પડી.'

**બાલમંદિરનો ત્રીજો દિવસ :**

'મોટર આવી, બાળકો ઊતર્યાં.' બાગમાં ફરવા લાગ્યાં. ઓરડાનું બારણું ઊઘડવાની રાહ જોવા લાગ્યાં. મેં ઓશરીમાં એક શેતરંજી બિછાવી રાખી હતી. હું એકલો એના ઉપર બેઠો હતો. મેં આંખો મીંચી-અધમીંચી રાખી પ્રાર્થના ગાઈ :

*'અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળામાં;*
*અમે ચેલા અને ઘેલા, પ્રભુની પાઠશાળાના.'*

'કોઈ કોઈ બાળકો પાસે આવી જોવા લાગ્યાં, કોઈ એકાદ બે પાસે બેઠાં, કોઈ આજુબાજુમાં ખિસકોલાં જેમ દોડાદોડ કરતાં હતાં.'

'મારી પ્રાર્થનામાં પ્રભુ ન હતો. એમાં તો મારાં બાળકો હતાં. એમાં એમની વ્યવસ્થા, શાંતિ વગેરે એકંદર મૉન્ટસોરી પદ્ધતિના પ્રશ્નો હતા. મારી તે પ્રાર્થના તે દિવસે ઉત્તમ હતી.'

'બાળકો પાસે આવ્યાં ને ધીમે ધીમે તેમાં જોડાયાં, બેચાર મોટાં બાળકોએ સૂચના પકડી લીધી ને પ્રાર્થનાનું કામ રસ્તે પડ્યું.

'બાળકો પ્રભુને ભજતાં હતાં એમ ન હતું. તેમ તેઓ પ્રભુને ભજે છે એમ હું સમજાવતો પણ ન હતો. તેમની સામે પ્રાર્થના એટલે શાંતિથી અને સ્વસ્થ શરીરે બેસવું. આંખો બંધ રાખવી અને સાથે ગાવું એટલું આવતું હતું; ને એટલું જ હતું, એટલું જ હોઈ શકે.'

'જ્યારે હર્ષદરાય ગાતાં ગાતાં પાછળ રહી જતા ને લીટી બોલાઈ રહે ત્યારે પાછળથી "અમે ચેલા બધાય ઘેલા" એમ બોલે ત્યારે સૌની સાથે હું પણ હસી પડતો.'

'પણ પ્રાર્થનાથી સ્વસ્થ બેસવાનો આચાર આવ્યો. મારા પ્રત્યે બાળકોની અભિમુખતા આવી. કામ ઉપર જતાં પહેલાં બાળકોમાં જે શાંતિની જરૂર છે તે પણ કંઈક આવી.'

'બાળકો પદાર્થો વગેરેને પછાડતાં, ફેંકતા અને ઠેબે ચઢાવતાં હતાં. તે બાબતમાં મેં વ્યવહારની ક્રિયા કરીને જ તેમનું ધ્યાન ખેંચ્યું. અર્થાત્ મૉન્ટીસોરી જેને પાંચ મિનિટનો પાઠ કહે છે તે આપ્યો. બાળકોને બેસાર્યાં. મેં સાહિત્ય ધીમેથી કાળજીપૂર્વક બરાબર પકડીને લીધું. "આમ લઉં છું. બરાબર પકડ્યું છે." પછી નીચે મૂક્યું ને બોલ્યો : "લ્યો જોઈએ, કોને લેવું છે ? હાથ ઊંચા કરો." પછી વારાફરતી નામ બોલ્યો ને બાળકોએ તે પ્રમાણે લીધું ને મૂક્યું. મેં કીધું : "એમ રોજ મુકાય ને લેવાય." પછી કીધું : "હવે બધાં ગમે તે લ્યો ને પાછું મૂકો જે ને જે રમવું હોય તે." બધાં લેવા દોડ્યાં. મેં તે જોયા કર્યું. સાધનો બરાબર લીધાં ને મૂક્યાં. મેં જોયું કે તેઓ એક વાત સમજ્યાં છે. પણ દોડીને લેવાને બદલે તેમને સફાઈથી ચાલીને સાધનો કેમ લેવાય તે બતાવવું જોઈએ. તે બતાવ્યું એટલે તેઓએ બતાવ્યા પ્રમાણે ખખડાટ કર્યા વિના, સાધનો લીધાં – વાપર્યાં ને મૂક્યાં.'

'એવી જ રીતે મેં તેમને બહાર જતાં, આવતાં, બેસતાં, ઊઠતાં, વાતો કરતાં, હરતાંફરતાં બતાવ્યું, આવું આવું જે બધું એક રીતે સંસ્કારિતાનું અંગ છે ને સામાજિક જીવન માટે આવશ્યક છે, તે બાળકોને ગમે છે. કારણ કે બાળકને તેના સર્વતોમુખી વિકાસમાં તે પણ સાધવું છે. બાળક વ્યક્તિની પરિપૂર્ણતા તરફ જાય છે. તેની સાથે જ સહજીવનમાં પણ આગળ ચડવા માગે છે. માટે જ સંસ્કારિતા અને આચારનું વાતાવરણ તેનો વિકાસક ખોરાક છે. તે ધરતાં તે લઈ લે છે.'

'આ રીતે બાલમંદિરમાં બેસવા ઊઠવાની, વાતચીત કરવાની, મૂકવા લેવાની વગેરે જાતની વ્યવસ્થા આવી. એક વાર વ્યવસ્થાનું વાતાવરણ તૈયાર થયું. પછી તો વ્યવસ્થામાંથી વ્યવસ્થા ઊભી થઈ એમ એક સપ્તાહ પૂરું થયું.'

'દિનપ્રતિદિન બાળકો વ્યવસ્થિત થવા લાગ્યાં. નવાં નવાંને તે પલોટવા લાગ્યાં. અવ્યવસ્થાના દિવસો પૂરા થયા. શાંતિ અને સ્વસ્થતાના દિવસો શરૂ થયા. અવ્યવસ્થામાંથી વ્યવસ્થા જોતાં મનને જે આનંદ થાય છે તે તો અનુભવી જ જાણે છે. તેમાં શ્રમની સાર્થકતા લાગે છે. તે વખતે આત્મા પ્રસન્ન શાંતિ અનુભવે છે.

'દિવસે દિવસે બાળકો અભિમુખ બનવા લાગ્યાં. સાધનો પ્રત્યે વળવાં લાગ્યાં. બાળશાળા તરફ તેમને મમત્વ બંધાયું. માબાપો પણ દૂર ઊભાં ઊભાં બાળકોની પ્રવૃત્તિમય શાંતિ નિહાળી આનંદાશ્ચર્ય અનુભવવા લાગ્યાં.'

આવા હતા બાલમંદિરના શરૂઆતના દિવસો.

**ગિજુભાઈનું વ્યક્તિત્વ અને ખાસિયતો :**

ગિજુભાઈના આ અનુભવોમાં આપણને એમનો ધબકતો પ્રાણ અને વિકસતું જતું વ્યક્તિત્વ દેખાય છે. એમનો પ્રાણ જીવનભર ધબકતો રહ્યો અને વ્યક્તિત્વ નિત્ય વિકસિત રહ્યું તેની પાછળ જીવનના કેટલાક નોંધનીય સદ્‌ગુણો હતા. આ સદ્‌ગુણો પણ આપણે પિછાનવા જોઈએ.

ગિજુભાઈ હંમેશા લીધી વાતને સાંગોપાંગ પૂર્ણ કરવા ચીવટ અને ખંતથી મથી રહેતા. આ સતત અને સખત પરિશ્રમે તેમને

જીવનમાં સફળતાઓ અર્પી. વળી ગિજુભાઈ જે વાતમાં પડતા તેની ઝીણી ઝીણી વિગતોનો પણ પૂરો અભ્યાસ કરતા અને એ દરેક વાત ઉપર પૂરતું ધ્યાન આપતા.

જીવનમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ પણ હંમેશા રાખતા, અત્યંત સૂક્ષ્મ અને વિવેકભરી સંવેદનશીલતા એ ગિજુભાઈનો એક નોંધવા જેવો ગુણ હતો. બાલમંદિરની પ્રવૃત્તિઓમાંના સાદા સાદા પ્રસંગોમાંથી પણ ગિજુભાઈ તારતમ્ય પકડી પાડતા. બાળક સ્વભાવે ચંચળ નથી હોતું. એકાગ્ર બની શકે છે. બાળકની એવી એકાગ્રતાનો એક પ્રસંગ તેમણે નોંધ્યો છે :

'મનહરબહેન ટેલર પર બેસી દટ્ટા નાખતાં હતાં. ખૂબ તલ્લીન હતાં; વારંવાર દટ્ટા નાખતાં હતાં. મંદિરમાં વીંછી નીકળ્યો; બધાં બાળકો દોડ્યાં. હોહા થઈ રહી. વીંછી પકડ્યો ને નાખી દીધો. બધાં પાછાં કામે લાગી ગયાં. મનહરબહેનને ખબર પણ ન પડી કે શું થયું. એકાગ્રતાનું કેવું અદ્ભુત દર્શન !'[૧]

નાનકડી સાદી વાતોમાં પણ તેમનું આવું સંવેદનભર્યું અવલોકન ચાલ્યા જ કરતું.

વળી ગિજુભાઈની એક ખાસિયત એ પણ હતી કે જે વાત છોડવા જેવી લાગે છે તે તુરત છોડી દેતા અને જે વાત ગ્રહણ કરવા જેવી લાગે તેનું તરત જીવનમાં આચરણ કરતા. આને લીધે 'जानामि धर्मं न च मे प्रवृत्तिम्' જેવી અસહાય દશા તેમણે કદી ભોગવી નથી.

બાલશિક્ષણના દરેક કાર્યને તેમણે કદી નાનું કે મોટું, ઊંચું કે નીચું વાળ્યા વિના સમાન મહત્ત્વ આપ્યું હતું. બાલમંદિરનું બાળક ઝાડે ગયું હોય અને સાફ કરવાનું હોય કે બાલશિક્ષણ સંમેલનના પ્રમુખ થવાનું હોય. તેમને મન બંને કામો સરખાં જ રહેતાં અને આથી એમનું શિક્ષણકાર્ય ક્રાંતિકારક બન્યું.

બાળકો સાથે કામ કરતી વખતે ગિજુભાઈ બાહ્ય રીતે બાળક સાથે બાળક બની જતા, પરંતુ તેમના અંતરના ઊંડાણમાં એક ગંભીર વિચાર-પ્રવાહ વહ્યા જ કરતો. એ વિચારપ્રવાહને લીધે બાળકો સાથેના વર્તનમાં તેઓ કદી સમતુલન ખોઈ બેસતા નહિ. ઘણા માણસો

---

૧. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક –ગિજુભાઈ

બાળકો સાથે કામ કરતાં કરતાં વધુ પડતાં કાલાં થઈ જાય છે અથવા અક્કડ જ રહે છે. સમતુલન ન જાળવી શકે. ગિજુભાઈમાં એ વિવેક બહુ જબરો હતો.[૧]

બાળક પ્રત્યે હૃદયની સુકુમારતા પણ અપાર હતી. તેમના પોતાના શબ્દોમાં જ તેમના આ સ્વભાવનું પૃથક્કરણ જોઈએ : 'બાળકની સાથે કામ પાડવું જેટલું પ્રાણદાયક છે તેટલું જ કઠિન છે. બાલસ્વભાવનું જ્ઞાન, તેના પ્રત્યે ઊંડી લાગણી અને સન્માન, તેના વ્યક્તિત્વમાં શ્રદ્ધા અને તેના પર અંતરનો પ્રેમ ખરેખર પ્રાપ્ત કરતાં નેવાંનાં પાણી મોભે જાય છે. બાળક પ્રત્યે કરેલી પ્રત્યેક ભૂલ માટે મન દુઃખી થાય નહિ, ત્યાં સુધી આપણે બાલશિક્ષણ માટે લાયક ન થઈએ, અને ત્યાં સુધી આપણે બાળકનું શ્રેય ન કરી શકીએ. બાળકોને સુખરૂપ થયાનું સુખ મને સાંભરે છે. તેના કરતાં તેમને જ્યારે દુઃખરૂપ થયો હોઈશ ત્યારે ત્યારે મનમાં આવેલી દર્દમય સ્થિતિ વધારે સાંભરે છે. પરાર્થે દુઃખ એ કદાચ મનુષ્યનું એક પરમ સુખ પણ હોય !'

'મને એના દાખલાઓ યાદ છે. લાયક ન હોય એવા એકાદ બાળકને હું પેન્સીલ ન આપું. મારે ન જ આપવી હોય અને ન જ આપી શકાય તેમ હોય. પણ છતાં બાળકનું મન દુભાવ્યા વિના ના પાડતાં ન આવડી હોય. ને બાળક અભિમુખ મટી પાછું ગયું હોય. મારી તરફથી પોતાની પ્રેમભરી નજર પાછી લઈ લીધી હોય, ત્યારે મારા હૃદયમાં તીર લાગ્યાની વેદના ચાલતી. હું એને શી રીતે પ્રસન્ન કરું ? પેન્સિલ તો ન જ અપાય. તેમ કરું તો તેને ફાયદો જ નથી. ભા-બાપા કરીને મનાવું પણ નહીં. લાડ પણ ન લડાવું. બીજી રીતે સ્તુતિ પણ ન કરું તે બધું તો ઈનામ-સ્તુતિમાં જાય. બાળકને સંકોચાયેલું ભાળું ને મારું મન ન પીડાય !'

'આખરે સાંજે રજા પડે. બાળક બોલ્યા વિના ઘેર જાય. મારાથી ન રહેવાય ન સહેવાય. કાંઈક બહાનું લઈ બાળકને ઘેર જઉં. બાળકને મળું, તેની સાથે વાતો કરું. તેનું મન મારી સાથે જોડાયેલું ભાળું ને તેથી આનંદી થાઉં. ને પછી હેઠે હૈયે ઘેર આવું. આવો મારો સ્વભાવ. બાળકોને હું ગમું નહિ તેવું કરું તોપણ તેઓ મને ચાહે છે.

---

૧. શ્રી જુગતરામ દવે સાથેની વાતચીતને આધારે.

એનું કારણ મારા મનનું પોચાપણું નહિ પણ હૃદયનું આર્દ્રપણું.

'પણ આ તો મેં મારું પૃથક્કરણ કર્યું. પણ આ મારું એટલે એક અદના બાલશિક્ષકનું છે. એક અનુભવીનું છે. તેથી કોઈને જાણવા જેવું થશે એમ ધારી કર્યું છે.'[૧]

એમનું વાચન પણ અત્યંત વિશાળ હતું. અને સાથે સાથે તેમણે કદી પોતાના મનને એક વિચારમાં જડતાથી બાંધી દીધું નહિ. ખુલ્લા દિમાગથી હંમેશા જીવ્યા.

બીજી એક વાત પણ નોંધવા જેવી છે. ગરીબ-તવંગરના ભેદ તેમના મનમાં હતા નહિ. પણ બાળકો જ્યારે એવા જુદા જુદા વાતાવરણમાંથી આવે ત્યારે તેઓ ખૂબ સંભાળપૂર્વક વર્તતા. એ બાળકની એવી તવંગરની ટેવો ધીરે ધીરે સમજાવીને છોડાવતા. અને એ દરમિયાન એના તરફ પૂર્ણ સહાનુભૂતિ રાખતા. પોતાના સદ્‌ગુણોની પણ આવી અનાક્રમણશીલતા તો ગાંધી સિવાય બીજાં વ્યક્તિત્વોમાં ભાગ્યે જ માલૂમ પડે છે. (The virtues should be active but never offensive.)*

આદર્શ માટેની ખુમારી, ધનવૈભવ તરફની કંઈક નિર્લેપવૃત્તિ, સ્વતંત્ર વિચારોનું જોમ અને શ્રી નાનાભાઈના શબ્દોમાં કહીએ તો દાળિયા-મમરા ફાકીને પણ શિક્ષણના કામ પાછળનો રૂંબાડો – ગિજુભાઈના વ્યક્તિત્વમાં ભરપૂર માલૂમ પડતાં હતાં.+

સ્વભાવની આવી ખાસિયતોથી એમનું વ્યક્તિત્વ નિત્ય વિકસિત રહ્યું. અને એ સાથે એમનું કાર્ય પણ હંમેશા વિકાસ પામ્યું, જેને પરિણામે આપણને એમની પાસેથી વિકસિત, વિગતભરી અને અપૂર્વ એવી બાલશિક્ષણની પદ્ધતિ પ્રાપ્ત થઈ.

**બાલમંદિરની શિક્ષણપદ્ધતિ :**

ગિજુભાઈના બાલમંદિરમાં સંગીત, ઇન્દ્રિય શિક્ષણ, શાંતિની રમત, જીવન વ્યવહાર અને મુક્ત વ્યવસાયનાં કામો, ભાષા શિક્ષણ,

---

૧. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક ૧૯૨૬.

* શ્રી જુગતરામભાઈ સાથેની વાતચીતને આધારે.

+ શ્રી ગોપાળરાવ વિદ્વાંસ સાથેની વાતચીતને આધારે.

ગણિત શિક્ષણ, કુદરત પરિચય, વાર્તા, નાટક, ચિત્ર, બાલ રમતો, પ્રવાસ વગેરે મુખ્ય અંગો હતાં. એ દરેક અંગની વિગતો ઉપર એક આછેરી વિહંગ દષ્ટિ (Bird-eye View) ફેરવીએ.

**સંગીત :**

બાલમંદિરમાં સંગીત શિક્ષણ કઈ રીતે ચાલતું હતું અને ચાલવું જોઈએ એ વિશે ગિજુભાઈએ 'કલાકારીગરીનું શિક્ષણ-૧' એ પુસ્તકમાં વિગતથી બધી વાતો આલેખી છે. પ્રયોગો કરતાં કરતાં કઈ રીતે સંગીત શિક્ષણ વ્યવસ્થિત બન્યું તેની વિગતો પણ નોંધી છે. ગીતો, બાલગીતો, લોકગીતો, તાલભર્યાં ગીતો, દાંડિયારાસ વગેરે સંગીતમાં મુખ્ય હતા. પછી આવ્યાં નાચ અને નૃત્યગીત, કૂચ અને રાસડાઓ, 'બિલ્લી વાઘ તણી માસી.' 'નથ ઘડી દે સોનારા રે.' 'શાને લીધા મારા શ્યામ.' 'પીર છે પીર છે.' 'બાલમંદિરિયું.' 'હાં રે રથ ફેરો.' 'મોર મોર ક્યાં થઈને જઈશ' વગેરે ગીતોથી બાલમંદિર ગુંજી ઊઠતું. નાચ અને નૃત્યગીતોમાં મેડમ પાવલોવ અને ડાલ્ક્રુઝના વિચારોની અસર પણ ગિજુભાઈ ઉપર ઘણી હતી. લોકસમાજ પોતાનાં બાળકો માટે સાદાં બાળગીતો વાપરે જ છે. ગિજુભાઈએ એને પણ પકડ્યાં અને બાલમંદિરમાં બાળકના વિકાસ માટે તેને વ્યવસ્થિત રૂપ આપીને ઉપયોગમાં લીધાં. 'મારે ઘરે આવજે માવા', 'નહિ જાઉં રે ગાવલડી ચારવાને', 'વનમાં બોલે ઝીણા મોર', 'બંગલા ફક્કડ બનાયા' વગેરે લોકગીતોની સરળતા અને હૃદયંગમતા જેમના હૃદય સુધી પહોંચી ગઈ હતી. ગ્રામોફોન, રેકોર્ડ, શાસ્ત્રીય સંગીત અને જોડકણાં પણ એમની નજરમાંથી છટકી શક્યાં ન હતાં. ચિત્તની શાંતિ, જીવનનો આનંદ અને વિકાસપ્રદ અભિવ્યક્તિ (Expression) માટે સંગીતનો ઉપયોગ ગિજુભાઈએ કર્યો હતો. ભાષાના શિક્ષણમાં પણ એ મદદરૂપ થતું જ. એમના જેટલો લોકગીતોનો ઉપયોગ આજના બાલમંદિરો બાલશિક્ષણમાં કરી શકતાં નથી. આજનાં બાલમંદિરમાં પદ્યવાર્તા અને કઠપૂતળીના પ્રયોગો જોવા સાંભળવા મળે છે. તે એમના સંગીતમાં થયેલો એક ડગલું આગળનો વિકાસ છે. અને એ વિકાસ અત્યંત મનહર અને મનભર છે.

**ઇન્દ્રિય શિક્ષણ :**

ઈન્દ્રિય શિક્ષણનું અંગ એમણે મૉન્ટીસોરીના સિદ્ધાંતોને નજર સમક્ષ રાખીને ખીલવ્યું હતું. લાંબું-ટૂંકું, હલકું-ભારે, નાનું-મોટું, સુંવાળું-ખરબચડું વગેરેનાં જ્ઞાન માટેનાં સાધનો હતાં. ગરમ અને ઠંડું જાણવા માટેના તથા ગંધ પારખવા માટેનાં આજના જેવાં વ્યવસ્થિત સાધનો ન હતાં. વાટકામાં ઠંડું અને ગરમ પાણી ભરીને વાપરતા. અવાજની પરખ માટે અને Musical Senseની ખિલવટ માટે અવાજની ઘંટડીઓ સરસ હતી. આજે આ અવાજની ઘંટડીઓ ક્યાંય જોવા મળતી નથી. તાલના જ્ઞાન ઉપર ગિજુભાઈએ સારો એવો ભાર મૂક્યો હતો. 'મૉન્ટીસોરી પદ્ધતિ' અને મૉન્ટીસોરી પ્રવેશિકા' એ પુસ્તકોમાં આ ઈન્દ્રિય શિક્ષણની ઝીણી ઝીણી વિગતો પણ સરસ રીતે બતાવી છે.

**શાંતિની રમત :**

શાંતિની રમત ગિજુભાઈએ બાલમંદિરમાં શરૂઆતના દિવસોથી જ દાખલ કરી હતી. આ પ્રવૃત્તિનો વિકાસ સમગ્ર દક્ષિણામૂર્તિ સંસ્થામાં એટલો બધો થયો હતો કે વિનયમંદિરમાં (High school) પણ તેનો ઉપયોગ થતો. ધર્મનું વાતાવરણ તેમાં તેમણે ઘૂસવા દીધું ન હતું. પરંતુ બાળકના ચિત્તની શાંતિ, શાંત અને વ્યવસ્થાભરી હિલચાલ તથા Controled movements પ્રાપ્ત થાય એ જ મુખ્ય ધ્યેય હતું. કર્ણેન્દ્રિયની કેળવણીમાં પણ આ રમત મદદરૂપ હતી. આ રમતની પ્રવૃત્તિઓ એટલી વ્યવસ્થિત રીતે અને વિગતપૂર્ણ રીતે થતી કે તેનું એક સુંદર શાસ્ત્ર ઊભું થયું છે. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકમાં શ્રી તારાબહેન મોડકે તથા ગિજુભાઈએ એ માટે લખેલા લેખો આજે પણ એ વાતની સાક્ષી પૂરે છે. ગિજુભાઈના Mystic આત્માને પણ આ વાત રોચક લાગી હતી.

**જીવનવ્યવહારનાં કામો :**

નાસ્તો કરવો, પીરસવું, વાટકા સાફ કરવા, આંગણું અને ઓરડા સાફ કરવાં, બાગાયતનાં કામો કરવાં, શાક સુધારવું, ખાંડવું, ભરડવું, અનાજના દાણા છૂટા પાડવા, હાથ-પગ સાફ કરવા, માથું ઓળવું, નાનાં કપડાં ધોવાં, કપડાં પહેરવાં અને કાઢવાં, બુતાન બીડવાં

અને ઉઘાડવાં વગેરે કામો જીવનવ્યવહારનાં કામો તરીકે બાલમંદિરમાં હતાં. ગિજુભાઈ અને તેમના સાથીદારોની વિશેષ ખૂબી એ હતી કે આ પ્રવૃત્તિઓ અત્યંત સ્વાભાવિક રીતે બાલમંદિરમાં થયા કરતી. અને એ દ્વારા નાનાં બાળકોનાં જીવનમાં સ્વાવલંબન વિકસતું અને તેમનું જીવન આત્મવિશ્વાસથી ભર્યું ભર્યું બની જતું. મોટાં મોટાં શહેરોના ખૂબ વિકસિત એવાં બાલમંદિરો આજે જોઈએ છીએ ત્યારે દેખાય છે કે જીવન વ્યવહારની પ્રવૃત્તિઓમાં વિવિધતા આવી છે પરંતુ એની સ્વાભાવિકતા કંઈક ઘટી છે.

**મુક્ત વ્યવસાયનાં કામો :**

મુક્ત વ્યવસાયનાં કામો માટે ગિજુભાઈના બાલમંદિરમાં લાકડાની ઈંટો, બંગલાપેટી, મિકેનો, માટીકામ, મોતીકામ, કાતરકામ, કંઈક અંશે ચિત્રકામ વગેરેનો ઉપયોગ થતો. આજના બાલમંદિરોમાં આ વિભાગમાં ધીરે ધીરે ઘણો વિકાસ થયેલો માલૂમ પડે છે. પરંતુ માટીકામ, મોતીકામ અને ચિત્રની બાબતમાં ગિજુભાઈ પાસે અપાર, વ્યવસ્થિત અને વિપુલ પ્રમાણમાં પ્રવૃત્તિઓ હતી. બાળકના જીવન વિકાસમાં આ મુક્ત વ્યવસાયની પ્રવૃત્તિઓનું મહત્ત્વ ઘણું ઘણું હોય છે.

**ઢીંગલીઘર-નહીં :**

આજના બાલકેળવણીકારોએ ઢીંગલીઘરને બાલમંદિરમાં ધીરે ધીરે અનિવાર્ય ગણવા માંડ્યું છે. આજની સંસ્કૃતિના એક અનિવાર્ય અનિષ્ટ તરીકે તેનો સ્વીકાર થયો છે. બાળક પોતાની છવાયેલી વૃત્તિઓને ઢીંગલી સાથે રમતાં રમતાં અભિવ્યક્ત કરી કાઢે. (Express out કરે) તેવી દૃષ્ટિ તેની પાછળ હોય છે. વળી બાળકની સ્વાભાવિક હિલચાલોનું અવલોકન કરવામાં પણ આ ઢીંગલીઘરને ઉપયોગી ગણવામાં આવે છે. મેડમ મૉન્ટીસોરીની માફક ગિજુભાઈ પણ ઢીંગલીની રમત દ્વારા જીવનની કૃત્રિમ પ્રવૃત્તિઓ બાળક પાસે ધરવી તેના કરતાં જીવનની વાસ્તવિક પ્રવૃત્તિઓ બાળક પાસે ધરવાનું વધુ ઉચિત ગણતા હતા. અને આથી એમણે બાલમંદિરમાં જીવનની અનેક પ્રકારની વિધવિધ પ્રવૃત્તિઓ ઊભી કરીને વાસ્તવિક જીવનનાં કામો બાળકો પાસે ધર્યાં. અને એને લીધે ઢીંગલીઘરની જરૂરિયાતે

તેમને સતાવ્યા નહિ. વળી ઢીંગલીની સાથે રમતા બાળક કરતાં જીવનનાં નાનાં મોટાં કામો સ્વાભાવિકતાથી કરતું બાળક અવલોકન માટે વધુ અકૃત્રિમ વિધેય માન્યું હતું.

**ભાષાશિક્ષણ :**

ગુજરાતી ભાષાના શિક્ષણને મૉન્ટીસોરી પદ્ધતિ પ્રમાણે ગોઠવવા માટે ગિજુભાઈએ અપાર પ્રયત્નો કર્યા હતા. આ પ્રયત્નોમાં ગિજુભાઈ સોળેકળાએ ખીલેલા અને એ પ્રયત્નોમાંથી સફળતાપૂર્વક પાર પણ ઊતર્યા. આ સિદ્ધિ એમની નાનીસૂની સિદ્ધિ નથી. અને એ માટે તેઓ અપાર યશના ભાગી છે. એ પ્રયત્નોમાં એમનો જન્મપ્રાપ્ત શિક્ષક-આત્મા પૂર્ણ રીતે પ્રતિબિંબિત થયેલો છે. 'પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ', 'મૉન્ટીસોરી પદ્ધતિ', 'ચિઠ્ઠી વાચન', 'વ્યાકરણ પોથી' વગેરે પુસ્તકોમાં આ ભાષા શિક્ષણની વિગતો તેમણે નિરૂપી છે. રજૂઆતની ક્રમિકતા, રસમયતા, બાળકોને ક્રિયાશીલ બનાવી દેવાની તેની શક્તિ અને બાળકના જીવનમાં ભાષાના શિક્ષણની એક સબળ ભૂમિકા ઊભી કરી શકવાની તેની શક્તિથી આ પદ્ધતિ ખરેખર અપૂર્વ અને અજોડ છે. સાથે વાચન અને ક્રિયાચિઠ્ઠીનાં કામો કરતાં બાળકોને જોતાં કોઈપણનો આત્મા પ્રસન્ન પ્રસન્ન થઈ ઊઠે છે. (એ અનુભવોનો રસ મેં પણ માણ્યો છે.+) શિક્ષકોની બાળકો સાથેની વાતચીત, વાર્તા, વાર્તા નાટક, જોડકણાં, બાલગીતો, લોકગીતો, અભિનય ગીતો, ટપાલપેટીની પ્રવૃત્તિ વગેરેનો ઉપયોગ પણ એમણે ભાષાશિક્ષણની પૂર્તિ રૂપે કર્યો હતો.

**ગણિત શિક્ષણ !**

ગણિત પ્રત્યે ગિજુભાઈને નાનપણથી અપ્રીતિ હતી. અને એ અપ્રીતિને લીધે ભાષાશિક્ષણની જેમ ગણિતના શિક્ષણમાં તેઓ પ્રયોગો કરી શક્યા ન હતા. પરંતુ ગિજુભાઈ આ વાતથી પૂરેપૂરા સભાન હતા. અને એથી જ પોતાની ગણિત પ્રત્યેની અપ્રીતિથી બાલશિક્ષણના ગણિત વિષયક અંગને સહન ન કરવું પડે એ માટે ગાંધીજીના

---

+ શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર અને ઘરશાળા બાલમંદિરની મુલાકાતો દરમિયાન.

સાબરમતી આશ્રમમાંથી જાણીતા ગણિતશાસ્ત્રી (અને આજના વિખ્યાત ખગોળશાસ્ત્રી) શ્રી હરિહરભાઈ ભટ્ટને લઈ આવ્યા હતા. ગણિતના પ્રયોગો અને ગણિત શિક્ષણની વાતો તેમને સોંપી હતી. શિક્ષણના કામમાં આટલી બધી વૈજ્ઞાનિક દૃષ્ટિથી કામ કરનાર કેળવણીકારો કે શિક્ષકો બહુ જ્વલ્લે જ જોવા મળે છે. દશમાનનાં સાધનો – છૂટાપારા, દશની સળી, સોનો ચોરસ, હજારનો ઘન, – એ સાધનો હજુ મોન્ટીસોરી પદ્ધતિમાં શોધાયા ન હતા. અને એથી અહીં ગિજુભાઈનાં બાલમંદિરમાં પણ એ આવ્યા નહોતા. એ સાધનો ગિજુભાઈનાં અવસાન પછીના કાળમાં આવતાં દેખાય છે. એ સિવાયના મોન્ટીસોરી પદ્ધતિનાં ગણિતવિષયક સાધનોનો ઉપયોગ થતો. ગિજુભાઈના વિદ્યાર્થીઓનો પણ કોઈ કોઈનો અભિપ્રાય સંભળાયો છે કે ગણિતના કરતાં એમને ભાષાના શિક્ષણમાં વધુ મજા પડતી. ગિજુભાઈની આત્મસૂઝનો સહારો તો આ વિભાગને મળ્યો નહોતો જ. આજે દશમાનનાં સાધનો, સરવાળા-બાદબાકી-ગુણાકાર-ભાગાકારનાં પાટિયાં, વર્ગમૂળ-અપૂર્ણાંક-ક્ષેત્રફળ-ઘનફળનાં સાધનો વગેરેથી મોન્ટીસોરી પદ્ધતિએ ગણિતનું શિક્ષણ અપાર રસભર્યું અને વૈજ્ઞાનિક સમજવાળું બન્યું છે.

**કુદરત પરિચય :**

કુદરતના પરિચયને બાળકના જીવનના સર્વાંગીણ વિકાસમાં ગિજુભાઈએ જરૂરી ગણ્યો હતો. એને લીધે પક્ષીઓનો પરિચય, પ્રાણીઓનો પરિચય, જીવજંતુઓનો પરિચય, સસલાં ઉછેર, પતંગિયાં ઉછેર, માળાઓ શોધવા અને જોવા, એ માટેના સાહિત્યનું નિર્માણ વગેરે પ્રવૃત્તિઓ શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં પૂર બહારમાં વિકસી હતી. 'ટેકરીની વનસ્પતિ', 'વનવૃક્ષો', 'આશ્રમ વૃક્ષો', 'ફૂદાં ને પતંગિયાં', 'આપણાં પક્ષીઓ', 'તારા ને ગ્રહો' વગેરે પુસ્તકોના સર્જન પાછળ આજ વિચાર કારણરૂપ હતો. શ્રી નરહરિભાઈ પરીખે આથી ગિજુભાઈને આ પ્રકારના શિક્ષણના અગ્રીમ પુરસ્કર્તા (Pioneer) કહ્યા છે. બાલમંદિરને માટેના મકાનનાં સ્થળની પસંદગીમાં પણ ગિજુભાઈનો પ્રકૃતિપ્રેમ બરાબર દેખાય છે. પ્રવાસના કાર્યક્રમો પણ આ કુદરત પરિચયને ઘનીભૂત કરતા હતા.

**વાર્તા પ્રવૃત્તિ :**

વાર્તાની પ્રવૃત્તિ આમ તો ભાષા શિક્ષણમાં મદદરૂપ એવી પ્રવૃત્તિ હતી. પરંતુ એ પ્રવૃત્તિનો વિકાસ એટલો બધો વ્યાપક રીતે થયો કે આપણે તેની ખાસ અલગ નોંધ કરીશું. ગિજુભાઈ બહુ પહેલેથી જ માનતા હતા કે લોકવાર્તા અને બાલવાર્તાઓ બાળકના વિકાસમાં અવશ્ય ઉપયોગી છે. આ માન્યતાને લીધે જ શ્રી કાકાસાહેબ સાથે ગાઢમૈત્રી જામી હતી. समानशील व्यसनेषु मैत्री ! કિંકેઈડ, ગૂલ્ડ, ગોડાર્ડ, પોલરિશાર, મિસિસ કેથર, મિસિસ મીલર, શોવોનાદેવી વગેરે પાશ્ચાત્ય લેખકોનાં પુસ્તકો વાંચતાં એમનો આ વિચાર વધુ દૃઢ અને વ્યવસ્થિત બન્યો હતો. વળી પોતે પણ એક કુશળ વાર્તા કહેનાર હતા. આથી વાર્તાના વાતાવરણથી બાલમંદિર ભર્યું ભર્યું બની ઊઠ્યું હતું. શિસ્ત અને વ્યવસ્થાને માટે પણ બાલમંદિરમાં શરૂઆતના દિવસોથી જ વાર્તાનો ઉપયોગ ગિજુભાઈએ શરૂ કર્યો હતો. તેમણે પોતાના સાથીઓની મદદથી અનેક બાલવાર્તાઓ ભેગી કરી હતી. શ્રી તારાબહેન મોડકે એ વાર્તાઓને ક્રમિક રીતે પાંચ શ્રેણીમાં ગોઠવી અને પછી એ વાર્તાઓનાં પુસ્તકો પણ પ્રકાશિત થયાં. એ વાર્તાઓ કોઈ મહારાષ્ટ્રથી આવી હતી અને કોઈ પંજાબથી, કોઈ બંગાળથી અને કોઈ હજારો માઈલ દૂર આવેલા વિલાયતથી આવી હતી. કોઈ વાર્તા જર્મન લોકોના મુલકમાંથી આવી પડી હતી અને કોઈ ગરીબ ભોળા સીદીઓના પ્રદેશમાંથી આવી હતી. ગિજુભાઈનો બાલપ્રેમ એમને સૌને ખેંચી લાવ્યો હતો. બાળકો હોંશે હોંશે એ વાર્તાઓ વાંચતાં અને સાંભળતાં અને જીવનને હર્ષ અને ઉલ્લાસથી સભર બનાવતાં. એ વાર્તાની પસંદગીમાં વપરાતાં સૂક્ષ્મ વિવેક ઉપર, એ વાર્તાઓમાંની વિગતોથી બાળકોના જીવનમાં થતી લાભ અને હાનિની અસરો ઉપર અને વાર્તાકથનની શૈલીઓ વગેરે ઉપર અત્યંત સૂક્ષ્મ ચર્ચા કરતા. 'શ્રી દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકમાંના ગિજુભાઈ અને તારાબહેન મોડકના લેખો આજે પણ આપણને મુગ્ધ કરે છે. અને છેવટે આપણને ગિજુભાઈ પાસેથી પ્રાપ્ત થયું 'વાર્તાનું શાસ્ત્ર.' અંગ્રેજ કેળવણીકાર નીલની વાર્તા કહેવાની મનોવૈજ્ઞાનિક પદ્ધતિઓનો ઉપયોગ પણ ગિજુભાઈ બાલમંદિરમાં કરતા.

**બાલનાટકો :**

'બાલનાટકો' એ ગિજુભાઈના બાલમંદિરની આગવી વિશેષતા અને મૌલિકતા હતી. 'ગિજુભાઈએ બાલનાટકોની રંગભૂમિ રચીને બાલશિક્ષણની દુનિયામાં એક નવીન ભાત પાડી છે. બાળકોનાં નાટકો, બાળકો માટે નાટકો, બાલમંદિરમાં નાટકો અને નાનાં મોટાં સૌ ભજવી બતાવે – આ બધી વસ્તુ એ જમાનામાં નવીન હતી. અજાણી હતી. એટલું જ નહિ આસમાનનાં પુષ્પો સમાન હતી. અશક્ય હતી. ગિજુભાઈએ પોતાની આપ સૂઝથી, વૈજ્ઞાનિક ઢબે બાલનાટકો રચ્યાં, તેના શણગાર સજ્યા અને જાતે રંગભૂમિ ઉપર ઊતરીને આકાશનાં આ ફૂલ પૃથ્વી પર લાવી બતાવ્યાં.[૧]

શ્રી નાનાભાઈ ભટ્ટના શબ્દોમાં બાલમંદિરના એક નાટકનું વર્ણન વાંચીએ. 'ગિજુભાઈ, મનુભાઈ, હેમુભાઈ વગેરે બાલશિક્ષકો અને બચુ વગેરે બાળકો નાટકમાં સાથે ઊતર્યાં હતાં. સૂપડકન્ના રાજાનું નાટક હતું. ગિજુભાઈ હજામ બન્યા હતા. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકના લેખો રાખવાની બેગ હાથમાં આવી તો કહે, 'ચાલ તું મારી કોથળી.' માથે કોઈની ધોતલી વીંટી. સજાયા બજાયાનું ઠેકાણું ન હતું તો ફૂટપટ્ટીનો સજાયો કર્યો. અને આ...ને...બાડી આંખ કરતા ગિજુભાઈ ખડા થયા એટલે જુઓ હસાહસ ! મનુભાઈ રાજા બન્યા. કાને લોઢાની નાની સૂપડીઓ બાંધી. બચુ તેમનો નોકર. દરેકે માત્ર ખપજોગો વેશબદલો કર્યો હતો. સીનસીનરીમાં માત્ર એક લીલો પડદો. તે બે જણા બંધ કરે અને ઉઘાડે. કોઈનાં ભાષણો કે સંવાદો તૈયાર કરેલા ન હતા. સૂપડકન્ના રાજાની વાતને બંધબેસતી રીતે નાટકનું સ્વરૂપ આપ્યું હતું. સૌ પોતપોતાની અક્કલ હુશિયારી પ્રમાણે બોલે અને એક્ટિંગ કરે. સ્વયંસર્જનની દૃષ્ટિથી આવાં નાટકોનું વળતર અત્યંત મૂલ્યવાન હોય છે.' 'ભગવાન બુદ્ધ', 'ટાગોરનું અચલાયતન', શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીનું 'વડલો', નીલનું 'ભયનો ભેદ' વગેરે નાટકો શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થામાં અપૂર્વ રીતે ભજવાયેલાં એની પાછળ પણ સક્રિય પ્રેરણામૂર્તિ રૂપ હતા આપણા ગિજુભાઈ.

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા : ગિજુભાઈ' –રામનારાયણ ના. પાઠક

**ચિત્રકામ :**

ચિત્રકલાના શિક્ષણનો વિભાગ પણ ગિજુભાઈએ અત્યંત વૈજ્ઞાનિકતા અને ચોક્કસ દૃષ્ટિથી વિકસાવ્યો હતો. તેઓ માનતા કે 'શાળામાં ચિત્રનો વિષય અવશ્ય જોઈએ જ. આજે જેઓ તે વિષય દાખલ કરશે તેઓ ભાવિ પેઢીની કલાવૃત્તિના વૃક્ષોનાં બીજો રોપવાનો યશ હાંસલ કરશે.' બાલમંદિરના ચિત્રશિક્ષણના પ્રયોગો અને ચિત્રશિક્ષણનો અભ્યાસક્રમ વગેરેની રસભરી વિગતો ગિજુભાઈએ 'કલાકારીગરીનું શિક્ષણ-૧' અને 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિકમાંના લેખોમાં રજૂ કરેલી છે. પ્રોફેસર સલી, મિસ મારગેટ ડ્રમંડ, કર્ક પેટ્રીક, ડૉ. મૉન્ટીસોરી, ફ્રોબેલ વગેરે પાશ્ચાત્ય લેખકોના આ વિષયના સાહિત્યનો ઊંડો અભ્યાસ ગિજુભાઈએ કર્યો હતો. બાલમંદિરનાં બાળકોનાં થોકબંધ ચિત્રો ગિજુભાઈ સાચવતા અને ઈટલીથી મૉન્ટીસોરીઅન શાળાનાં બાળકોનાં ચિત્રો મગાવી તેની સાથે સરખાવતા. દરેક બાળકનાં ચિત્રોને ઝીણવટથી તપાસતા અને તેમાંથી બાલમનનો, બાળકની શક્તિઓનો અને બાળકના વ્યક્તિત્વનો ક્યાસ કાઢતા. કોઈપણ વિષયનું આવું જાગૃતિભર્યું શિક્ષણ તો આજે પણ ભાગ્યે જ કોઈ જગ્યાએ જોવા મળતું હોય છે !

**બાલરમતો :**

શેરીઓમાં બાળકો પોતાની રીતે બિચારાં રમતો રમ્યા કરતાં હોય છે. આ બાલરમતોથી બાળકોને આકર્ષવાની શક્તિ અને બાળકોનો વિકાસ કરવાની તેની સબળતાથી ગિજુભાઈ આકર્ષાયા હતા. અને એથી એમણે બાલમંદિરમાં એ રમતોને દાખલ કરી હતી. 'છોકરાં રે', 'હો રે', 'વોરો આવ્યો,' 'શું શું લાવ્યો' અને 'ગણગણ બોશલો તેલતેલ પળી' જેવી બાળરમતો પહેલા દિવસથી જ ગિજુભાઈએ દાખલ કરી હતી. ગિજુભાઈએ પોતાના સાથીદારોની મદદથી અનેક બાલરમતો એકઠી કરી હતી, વ્યવસ્થિત કરી હતી અને જરૂર પડે ત્યાં તેને સંસ્કારી બનાવી હતી. આ બધી રમતો બાળકોને વ્યવસ્થિત અને શાંત બનાવવામાં બાળકોનો શિક્ષકો સાથેનો પ્રેમભર્યો સંબંધ ઊભો કરવામાં અને બાળકોના જીવનમાં શારીરિક તથા માનસિક વિકાસ કરવામાં ખૂબ ઉપયોગી થતી. બાળકો બાળકો

વચ્ચેના સંબંધો પણ આ રમતોથી પ્રેમ અને આનંદભર્યા બનતા. વધારે સૂક્ષ્મતાથી જોઈએ તો પોતાના મિત્રો સાથે આનંદથી સાંઘિક રમતો રમતાં બાળકો આગળ જતાં સરમુખત્યારશાહી વલણો તરફ જવા કરતાં લોકશાહી વલણો તરફ વિશેષ ઢળે છે. માનવ માનવ વચ્ચેના સંબંધને વધુ માનવતાભર્યો બનાવે છે. આ વાતો તરફ આજથી ૩૦-૪૦ વર્ષો પહેલાં ગિજુભાઈની નજર પહોંચી હતી અને એ રીતે જાગ્રત રહીને પોતાના બાલમંદિરમાં બાલરમતોની ગોઠવણી કરી હતી. આ રમતો નાનકડા બાલજીવનને આત્મવિશ્વાસથી ભર્યું ભર્યું પણ બનાવી મૂકતી.

**બાળપ્રવાસો :**

બાળકોના નાના મોટા પ્રવાસો પણ બાલમંદિરમાં મહત્ત્વભર્યું સ્થાન પામ્યા હતા. ટેકરી પરના તખ્તેશ્વર મહાદેવ, રૂવાપરી, વિક્ટોરિયા પાર્ક, બોરતળાવ, સમુદ્ર કિનારાનાં સ્થળો વગેરે અવારનવાર ગિજુભાઈના બાલમંદિરનાં બાળકોથી ગુંજી ઊઠતાં. પૂરી વિગતભરી તૈયારી કરીને આ પ્રવાસો થતા. આ પ્રવાસો દરમ્યાન ગિજુભાઈની સૂક્ષ્મ નજર બાળમનને, બાળસ્વભાવને, બાળકના વ્યક્તિત્વને અવલોક્યા જ કરતી. ગિજુભાઈનાં લખાણોમાં આવા ઘણા પ્રસંગોની નોંધ જોવા મળે છે. પ્રવાસો દરમ્યાન ગિજુભાઈ બધાં બાળકોને ખૂબ ધીમે ધીમે બધે ફેરવતા અને વિધવિધ માહિતીઓથી તથા આનંદથી તેમને પ્રફુલ્લિત બનાવી દેતા. આ બાલપ્રવાસોના અનેક ફોટાઓ આજે પણ ગિજુભાઈના આ કાર્યની સાક્ષી આપતા શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરના આલ્બમોમાં અસ્તિત્વ ધરાવી રહ્યા છે. નદીના કોઈ ધરા પાસે નાનકડી શિલા પર ગોઠણ સુધીની પોતડી પહેરીને ઊભેલા અને નદીસ્નાન કરતાં બાળકોનું ધ્યાન રાખતા ગિજુભાઈને જોતાં આંખમાં હર્ષનાં ઝળઝળિયાં આવી જાય છે. એ એક માણસ એવો હતો જેણે રાત-દિવસ, ખાતાં-પીતાં, બેસતાં-ઊઠતાં જીવનની હરપળે બાળકોના આનંદ, બાળકોનો વિકાસ, બાળકોનું કલ્યાણ – એની જ ચિંતા કરી. અને એ માટે જ જીવનનું બધુંય કુરબાન કર્યું. ધન-દોલત, સુખ-વૈભવ, આરામ-નિરાંત બધુંય છોડીને બાળ-ગોપાળની જ ગોવાળી કરી. 'મૂછાળી મા' બન્યા.

**શણગાર-વાતાવરણ-સૂક્ષ્મસૂઝ**

બાલમંદિરના સમગ્ર વાતાવરણ ઉપર પણ આપણે આપણી નજર ફેરવીએ. સ્વાતંત્ર્ય, બાળકો સાથેનો સૌનો વ્યવહાર અને વાતચીત, કાર્યકરોનો એકબીજા સાથેનો વ્યવહાર, શાળાનો શણગાર, વ્યવસ્થા – આ બધાં આ વાતાવરણમાં અંગો હતાં. કલામંદિરના કાર્યક્રમો અને પ્રવૃત્તિઓ પણ બાલમંદિરના વાતાવરણની મજામાં ઓર વધારો કરતા હતા. મુ. શ્રી તારાબહેન મોડકની ઝીણી ઝીણી વાતો અને વિગતોનો વિચાર કરવાની ટેવ, સૂક્ષ્મ કલાદષ્ટિ; સ્વ. મોંઘીબહેનની હૈયા ઉકલત અને બાળકો તરફની ભાવભરી મીઠી નજર, સૌ કાર્યકરોની કંઈ ને કંઈ વિશેષ શક્તિઓ – બધુંય ગિજુભાઈને મદદમાં આવતું અને એમના બાલમંદિરના સમગ્ર વાતાવરણને દીપાવી ઊઠતું. પરીક્ષાઓની પીડાને ગિજુભાઈએ બાલમંદિરમાંથી દેશવટો આપ્યો હતો. બાળકોના માહિતી વિષયક જ્ઞાનને માપવા કરતાં બાળકની વિધવિધ શક્તિઓને માપવાનું અને જાણવાનું એમણે વધુ ઈચ્છનીય ગણ્યું હતું. બાલમંદિરમાં બાળકને દાખલ કરવા માટેના નિયમો જોઈએ તો ત્યાં પણ ગિજુભાઈ-તારાબહેન અને મોંઘીબહેનનાં વ્યક્તિત્વ નજરે પડે. દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં બાળકને દાખલ કરવા માટેના આજના નિયમો આ વાતની ઝાંખી ઝાંખી સાક્ષી આજે પણ પૂરે છે :

'બાલમંદિરમાં આવતા બાળકના કપડાંને બાળકના હાથ પહોંચી શકે તે રીતે બટન ટંકાવવા.'

'બાળક પાસે બાલમંદિરની નિંદા કરવા કરતાં તમારા બાળકને બાલમંદિરમાંથી ઉઠાડી લેવું.' (Mental conflictમાંથી બચે.)

'બાળકના ખીસામાં નાનકડો રૂમાલ રાખવો.'

## धन्यं तत् तपोवनम्

ગિજુભાઈના બાલમંદિરના વિધવિધ અંગો ઉપર અને ત્યાં ચાલતી કાર્યપ્રણાલી ઉપર આપણે આછેરી નજર ફેરવી. આ નજરથી આપણને એ બાલમંદિરના સાંગોપાંગ અને સંપૂર્ણ સંતોષ થાય તેવાં દર્શન આપણે કર્યાં એવો દાવો તો કેમ કરીને કરી શકીશું ? એવાં પૂર્ણ દર્શન તો સંજયશક્તિયુક્ત જેની ભાષા હોય તે જ કરાવી શકે.

ગિજુભાઈની એ તપોભૂમિમાં બાળકોને માટે સદાય પ્રજ્વલિત એવા ગિજુભાઈના આતમનાં અજવાળાં ઉજાસ રેલાવી મૂકતાં હતાં. આતમના આ ઉજાસનાં વર્ણન આપણે આપણી વૈખરીથી કેમ કરીને પૂર્ણ રીતે કરી શકીએ ?

પરંતુ ગિજુભાઈના આતમના આ ઉજાસને નિહાળ્યો હતો. નાનાભાઈએ અને હરભાઈએ, મુ. કાકાસાહેબે અને કિશોરલાલભાઈએ, નરહરિભાઈએ અને મહાદેવભાઈએ, પ્રભાશંકર પટ્ટણીએ અને મોતીભાઈ અમીને તથા મોહનદાસ ગાંધીએ. આતમના એ ઉજાસમાં સ્નાન કર્યું હતું તારાબહેન મોડકે અને મોંઘીબહેન બધેકાએ, જુગતરામ દવેએ અને અનેક નાનાં નાનાં બાળકોએ. એ સૌના શબ્દો આજે પણ કાનમાં ગુંજે છે : धन्या ते दिवसाः, धन्यं तत् तपोवनम् ।

આતમનાં એ અજવાળાં ધરતી પરથી વિલય પામે તે પહેલાં આપણા હૃદયને તેની ઝાંખી થવા દઈએ અને એ અજવાળાં વિલય પામે નહિ એવી પરિસ્થિતિ ઊભી કરી દઈએ તો ગિજુભાઈનો આત્મા પરમ શાંતિ અનુભવશે.



૬

## ગિજુભાઈનું પ્રદાન-૩ 'બાલકેળવણીનો પ્રસાર'

'હું આપણાં લાખો બાળકોનો વિચાર કરું છું. આપણી આંખ આગળ લાખો બાળકો રેંસાતાં હોય અને આપણે તે ઊભા ઊભા જોયા કરીએ એ કેમ બને ? અત્યારે તો એક જ વાત. આ બાળકોનાં ખૂન થતાં અટકે તે માટે શંખ ફૂંકો ને જેઓના કાન બહેરા થઈ ગયા છે તેમના કાનને પણ ફોડી નાખે એવો અવાજ કરો. હું આજે એવો શંખ ફૂંકું છું.'

'આજે તો બાળકેળવણીનું એક મોટું મોજું ઊભું થઈ જાય એટલું થાય તો પણ મારે બસ છે. સંગીન કામ કરનારા મારી પાછળ ચાલ્યા આવતા હું દેખું છું.'

—ગિજુભાઈ

**નૂતન બાલશિક્ષણની વ્યાપકતાનો વિચાર :**

ગિજુભાઈ પોતે અભ્યાસ, પ્રયોગો અને અનુભવને આધારે સફળ બાલશિક્ષક બન્યા. બાળકો સાથે કામ કરવાની નવી દષ્ટિ પ્રાપ્ત થઈ અને એ દષ્ટિ પ્રમાણે કામ કરવાની સૂઝ અને હથોટી પણ પ્રાપ્ત થયાં.

પરંતુ ગિજુભાઈ એક ઉત્તમ શિક્ષક હોય એથી કંઈ આ નવી દષ્ટિ અને નવી કાર્યપ્રણાલી કંઈ વ્યાપક બની જાય ? તેમનાં મનઃચક્ષુ સમક્ષ લાખો બાળકો તરવરવા લાગ્યાં હતાં. નૂતન બાલશિક્ષણની

પદ્ધતિ વ્યાપક બને અને તેનો લાભ વધારે ને વધારે બાળકોને મળે એ ભાવના એમના દિલને પ્રેરિત કરવા લાગી હતી.

**સહકાર્યકરો :**

પરિણામે ગિજુભાઈની દૃષ્ટિ પ્રથમ પહોંચી પોતાના જ સહકાર્યકરો સમીપ. 'આ બધું જો મારા મદદનીશો સમજે નહિ અને તેનો અમલ કરી શકે નહિ તો પ્રયત્નો નકામા જાય. એટલે પેગડે પગ અને બ્રહ્મઉપદેશ એ રીતે બપોરનું કામ ખલાસ થયા પછી સાંજે દરરોજ પદ્ધતિ ઉપર એક કલાક મારા સહકાર્યકરોને મેં સમજાવવા માંડ્યું.'

આ સહકાર્યકરોમાં હતા મનુભાઈ મોરારજી ભટ્ટ અને નર્મદાબહેન રાવળ, મોંઘીબહેન બધેકા અને તારાબહેન મોડક, જયાબહેન પારેખ અને વિષ્ણુભાઈ ભટ્ટ, તેમજ ગિજુભાઈથી પણ ઉંમરમાં મોટા એવા શ્રી વિઠ્ઠલરાય આવસત્થી.

'બાળકને સ્વતંત્રતા આપો. તેનું અવલોકન કરો. બાળક આમ જ કરે એમ માની લેવાને બદલે પૂર્વગ્રહમુક્ત બનીને બાળકને જોયા કરો. તત્ત્વ અને વ્યવહારનો મેળ કરો.'

'પણ ગિજુભાઈ, આ થોડાક છોકરાઓ તો ગડબડ અને અવ્યવસ્થા જ કરે છે. ઘોંઘાટ ઘોંઘાટ કરી મૂકે છે. આવાં બાળકો માટે શું કરવું ? તેમને શિક્ષા કરવી કે નહિ ?' મનુભાઈ થાકીને ગિજુભાઈને પ્રશ્નો પૂછે.

ગિજુભાઈ જવાબ આપે છે : 'તમારું ભેજું વાપરો.'[૧]

મનુભાઈ પોતે જ વિચાર કરવા લાગ્યા. સ્વતંત્રતાના સિદ્ધાંતને હરકત ન આવે તેવો રસ્તો પોતાના મનથી જ શોધવા લાગ્યા. અને એ શોધમાં તેમની તાલીમ હતી.

'નર્મદાબહેન પણ અવલોકન કરતાં કરતાં ઘણું કંટાળે પણ મહિનાઓ સુધી મેં તેમને તે જ કામ સોંપ્યું, પણ તેમાંથી શું ચાલે છે, કેમ ચાલવું જોઈએ, ક્યાં કેવી મુશ્કેલી છે, કેમ દૂર થાય છે વગેરે બાબતોની તેમને ખબર પડતી ગઈ.'[૨]

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા : ગિજુભાઈ' –રા. ના. પાઠક.
૨. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક-૧૯૨૨ –ગિજુભાઈ

'શ્રી તારાબહેન પણ નોંધે છે : અમે કેટલીયે વાર ચર્ચા કરી કરીને થાકી જતાં. મને બરાબર ન સમજાય ત્યાં સુધી હું હા ન કહું. ગિજુભાઈ સખેદ વાત છોડી દેતા. હું પણ દુઃખી થતી કે મને કેમ વાત નહિ સમજાતી હોય ? અથવા મારી વાત સાચી હોય તો હું કેમ ગિજુભાઈને સમજાવી શકતી નથી ? આખરે અમે વાત છોડી દેતાં. કોઈક વાર તેમના કોઈ આચરણથી, કોઈ કૃતિથી, કોઈ પ્રસંગથી મને વાત આપોઆપ સમજાઈ જતી.'[1]

**શિક્ષકસમાજ :**

ગિજુભાઈના સહકાર્યકરો તો નૂતન બાલશિક્ષણથી રંગાવા લાગ્યા. એટલે હવે ગિજુભાઈની દૃષ્ટિ વધારે દૂર પહોંચી. ઘરની સફાઈ કરીને ગિજુભાઈએ જાણે આંગણાની સફાઈ શરૂ કરી.

ગિજુભાઈના એક જૂના સાથી શ્રી વિઠ્ઠલરાયભાઈ આવસત્થી નોંધે છે : "તળ ભાવનગરના શિક્ષકોને ભેગા કરીને ગિજુભાઈએ ઘણાં વ્યાખ્યાનો આપેલાં, તેમાં 'શિક્ષક કેવો હોવો જોઈએ', 'બાળકો પ્રત્યે કેમ વર્તવું', 'શિક્ષણ વિતરણ કેમ કરવું ?' વગેરે ઘણી ઘણી બાબતોની સમજૂતી આપીને શિક્ષકોને નવી દૃષ્ટિ પ્રાપ્ત કરાવવા તેમણે ખૂબ પ્રયત્નો કરેલા. આ બધા પ્રસંગે હું એમના સાગરિત તરીકે સાથે રહેલો અને એમનાં વ્યાખ્યાનોની બને તેટલી અક્ષરશઃ નોંધ લઈ સાર લખીને એમને સોંપતો. તે નોંધો પછી પત્રિકારૂપે છપાવીને બહાર પાડવામાં આવતી હતી.'[2]

**અન્ય સંસ્થાઓમાં આપેલ વ્યાખ્યાનો :**

ગિજુભાઈના નામની અને કામની સુવાસ દૂર દૂર પહોંચવા લાગી. બહારની સંસ્થાઓ પણ પોતાના શિક્ષકોને આ નવી દૃષ્ટિનો અને નવી પદ્ધતિનો પરિચય કરાવવા માટે ગિજુભાઈનાં વ્યાખ્યાનો ગોઠવવા લાગી. શ્રી કિશોરલાલભાઈ અને કાકાસાહેબના આગ્રહથી ગુજરાત વિદ્યાપીઠમાં અપાયેલાં ગિજુભાઈનાં વ્યાખ્યાન ખરેખર નોંધનીય છે.

---

૧. 'સ્મરણાંજલિ' –તારાબહેન મોડક
૨. 'સ્મરણાંજલિ' –વિઠ્ઠલરાય આવસત્થી

**માતાપિતાઓ :**

પરંતુ માતાપિતાઓ ? 'જ્યાં સુધી માબાપો શાળાના સિદ્ધાંતનો વિરોધ કરશે ત્યાં સુધી શાળાઓ નિષ્ફળ છે, જ્યારે તેઓ શાળાને અનુકૂળવર્તી ઘરમાં શાળા કરશે ને શાળામાં ઘરના જીવનનાં, મનનાં વગેરે તત્ત્વો દાખલ થશે ત્યારે શિક્ષણનું કામ અત્યારે છે ત્યાંથી ખૂબ આગળ વધશે. શિક્ષણનું કામ સફળ કરવા માબાપોને બાલશિક્ષણમાં રસ લેતાં કરવાનું શિક્ષકને માથે ઊભું જ રહે છે.'

અને ગિજુભાઈએ કમર કસી. એમના જ શબ્દોમાં જોઈએ :

'અમે માબાપોની સભા કરતા. એક સભા બાલમંદિરનાં બાળકોની માતાની તો બીજી પિતાઓની. બાળકો પ્રભુએ આપેલું અણમોલ ધન છે. તેને આપણે સાચવી જાણવું જોઈએ. તે આપણને અત્યંત પ્રિય છે માટે જ તેનું અનેક પ્રકારનું હિત કેમ થાય તેનો વિચાર આપણે હૈયેથી ખસે જ નહિ; આપણે તેને મારીને, ગાળો દઈને, ઠોઠ કહીને, હલકું ગણીને સારું નહિ કરી શકીએ. તેમ કરવાથી બાળક નીંભરું થશે – ને પાછળથી પસ્તાવું પડશે. માટે આમ કરવું ને તેમ કરવું વગેરે બાબતોનો ઉપદેશ કરતો. માતાઓ ભાવપૂર્વક સાંભળતી. તેઓ મુશ્કેલીઓ રજૂ કરતી ને હું રસ્તો બતાવવા પ્રયત્ન કરતો. તેઓ કહેતી : 'કહેવું ખરું છે પણ રહેવાય નહિ ત્યારે શું કરીએ ? મારવું તો કાંઈ ગમે છે ? પણ છોકરાં બહુ કનડે ત્યારે એમ થઈ જાય છે.'

'મારા ભાષણની તેમના પર અસર થતી. છોકરાંઓ માર વગેરેમાંથી ઊગરતાં. છતાં કોઈ વાર કોઈ બાળકને માર પડતો તે બાલમંદિરમાં આવી "મારી બાએ મને માર્યું" એમ કહેતું ત્યારે હું "મારશો નહિ" એવી ચિઠ્ઠી લખી આપું ને માતાને શરમાવું. મા મળે ત્યારે કહે : "બાપુ ! ઈ તમારાથી આટલાં બધાં છોકરાં સચવાય. અમે તો કાયર થઈ જઈએ છીએ. માર્યા વિના છોકરાં રાખવા બહુ આકરાં છે."

'બાલમંદિરમાં બાળકો કેવાં સ્વચ્છ કપડાં પહેરીને આવે, કેવાં કપડાં પહેરે વગેરે પણ ભાષણમાં કહેવામાં આવતું, છોકરાંને ઘરમાં કેવું કેવું કામ આપવું, શેરીમાં શા માટે રખડવા દેવાં નહિ, તે પણ કહેવામાં આવતું. મતલબ કે ભાષણમાં ઠીકઠીક ઉપદેશ ચાલતો.

માતાઓ તેનો અમલ પણ કરતી.'

'પિતાઓને પદ્ધતિનો અર્થ સમજાવતા. શા માટે આ શાળા જુદી જાતની ગણાતી, તેનાં વિશેષ અંગો શાં છે, તેનો એકંદરે ફાયદો શો, એ બધું કહેતા. તેમને મારે ઠસાવવું પડતું કે અહીં બાળકો આખરે ભણશે અને તે જાતે જ ભણશે. તેથી દઢ ભણશે, કાયમનું ભણશે ને ઉપયોગ કરે તેવું ભણશે.'

'પણ માતાઓમાં શ્રદ્ધા હોય છે; તેઓ પ્રેમપૂર્વક અનુસરે છે. શ્રદ્ધાના બળથી તેમની મુશ્કેલીઓ દૂર પણ થાય છે. પિતાઓ બુદ્ધિથી પકડવા જાય છે. તેઓ ક્રિયા કરવાને બદલે ચર્ચા કરે છે. તેમની મૂંઝવણ ઝટ ઉકલતી નથી. છતાં ઘર તો મા અને બાપ બંનેનું છે. બાપની સહાનુભૂતિ અને સ્પષ્ટ સમજણ ન હોય તો માનું કામ અટકી પડે, એટલું જ નહિ પણ બે જણની ખેંચાખેંચમાં ઊંધું વેતરાય. ઉત્તમ રીતે બાળકો ત્યાં જ ઊછરે કે જ્યાં માતાપિતા એક દષ્ટિબિંદુવાળા અને પરસ્પર અવિરોધ વર્તનવાળાં હોય. બંનેની મદદ મારે આવશ્યક હતી અને મને એ મળી પણ ખરી.

'મારાં ભાષણો પછી હું છપાવતો અને મા-બાપોને તે આપતો.'[૧]

પરંતુ અત્યંત વૈજ્ઞાનિક દષ્ટિવાળા ગિજુભાઈને આટલાથી સંતોષ કેમ થાય ? તેમને તો મનમાં થયા કરતું : 'આ ભાષણો વગેરે પ્રવૃત્તિ અધૂરી જ ગણાય. શિક્ષણનું કામ ભારે મહત્ત્વનું અને અઘરું છે. પ્રત્યેક બાળકના અભ્યાસ ઉપર તેની સફળતા છે. શાળામાં આવતાં બાળકનો અભ્યાસ ઘરમાં જઈને રહ્યા વગર, મા-બાપની સાથે લાંબી વાતચીત થયા વગર અધૂરો રહે છે અને રહે જ. આ દિશામાં અત્યાર સુધી મારાથી થોડું જ થયું છે. એની મુશ્કેલી સ્વાભાવિક છે, પરંતુ બાલમંદિરનું કામ વધારે સુંદર કરવા શિક્ષકોએ ઘરમાં જવું જોઈશે. મા-બાપની મુશ્કેલીઓ સાંભળવી પડશે, બાળકોમાં સંસ્કારો-કુસંસ્કારો પડવાનાં ઘરમાં કયાં સ્થાનો છે ને તેનું શું કરવું તેનો વિચાર પણ કરવો પડશે. એનો કંઈક નિકાલ 'લતાવાર થોડી સંખ્યામાં બાળકોની શાળા'માં દેખાય છે.'[૨]

૧. 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક-૧૯૨૬ 'શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર' –ગિજુભાઈ
૨. 'શ્રી દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક-૧૯૨૬

કોઈને ત્યાં ગિજુભાઈ મળવા ગયા હોય તો ત્યાં પણ એમની બાલઅભિમુખતા દેખાય જ. ગિજુભાઈના શિષ્ય અને આજે અમદાવાદની એક મિલમાં Research Officer તરીકે કામ કરતા એક ભાઈએ વર્ણવેલો પ્રસંગ નોંધવા જેવો છે :

'ગિજુભાઈ અમારે ત્યાં મારા બાપુજીને મળવા આવ્યા હતા. મારી ઉંમર તે વખતે છએક વર્ષની હશે. હું દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં ભણતો હતો. ગિજુભાઈને મારા બાપુજી સાથે ઘણી વાતો થઈ. પછી ગિજુભાઈ મારા બાપુજીને કહે : "બાબુભાઈ, આ છોકરાને ઘરની અંદર એક અલાયદો ખૂણો કે નાનકડો કબાટ એવું કંઈ આપોને. એમાં એ પોતાની વસ્તુઓ રાખે, સાચવે, ગોઠવે. બાળકો વાંચી શકે તેવી થોડીક ચોપડીઓ પણ લાવી આપોને. બહુ કિંમત નહિ બેસે અને વળી હોંશે હોંશે વાંચશે."

'અને બે દિવસમાં મને મારા બાપુજી પાસેથી ટેબલનું એક ખાનું મળ્યું, તથા કબાટનું એક ખાનું પણ મને મળ્યું. હું મારી ચોપડીઓ વગેરે ટેબલના ખાનામાં રાખતો અને બીજી વસ્તુઓ કબાટમાં મૂકતો. એ બધી વસ્તુઓ સાચવીને મૂકવામાં અને વ્યવસ્થિત ગોઠવવામાં કેટલી બધી મજા પડતી ! મને વાંચવા માટે નાની નાની વાર્તાની ચોપડીઓ પણ મારા બાપુજીએ લઈ આપી હતી. હું જ્યારે એ ચોપડીઓ વાંચતો હોઉં કે કબાટમાં મારી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવતો હોઉં ત્યારે મારા બાપુજી પણ ઘણી વાર મારી પાસે બેસતા.'[૧]

એ રીસર્ચ ઑફિસર આજે પોતાનાં બાળકોની કેળવણી અપાર વાત્સલ્યથી આગળ વધારી રહ્યા છે. ગિજુભાઈના એક ક્ષણના નાનકડાં બેત્રણ વાક્યો પણ સમાજજીવનમાં કેવી ચિરંજીવ અસરો મૂકતા ગયા !

**મિત્રવર્ગ :**

ગિજુભાઈના મહાન અને પવિત્ર કાર્યને નિહાળવા અનેક મિત્રો પણ આવતા. એ મિત્રોમાં મુખ્ય હતા શ્રી પરમાણંદ કાપડિયા અને હીરાલાલ શાહ, કાકાસાહેબ અને જુગતરામભાઈ. ગિજુભાઈ આ બધા

---

૧. શ્રી દિનકરરાય બાબુભાઈ ત્રિવેદી-અમદાવાદ સાથેની વાતચીતના આધારે.

મિત્રોને મળતા ત્યારે કલાકો સુધી તેમની સાથે ચર્ચાઓ કરતા. અનેક પ્રકારના વિષય છણાતા. પોતાના પ્રયોગો પણ બતાવે અને તેના પરિણામો પણ દર્શાવે. શ્રી પરમાણંદભાઈ એ દિવસોને સંભારતાં નોંધે છે : 'બાલશિક્ષણ તેમનું ખાસ કાર્યક્ષેત્ર હતું, છતાં તેમની દૃષ્ટિ સર્વગ્રાહી હતી. તેમનો પ્રેમાળ અને હસતો સ્વભાવ ન બોલતાને પણ બોલાવતો. બાલમંદિરમાં તેમની સાથે ફરવું અને નવા અનુભવોની વાતો સાંભળવી એટલે બેઘડી ખટપટ અને ખટરાગથી ભરેલી દુનિયાને ભૂલી જવી.'[1] શ્રી હીરાલાલ શાહને ગિજુભાઈના કામની કિંમત એટલી મહાન લાગી કે એ પ્રયોગો સુંદર રીતે થઈ શકે એ માટે તખ્તેશ્વર પાસેની એક ટેકરી ઉપર પંખીના માળા જેવું સુંદર બાલમંદિર બંધાવી આપ્યું. અને સાહિત્ય પ્રકાશન માટે નાણાં પણ આપ્યાં.

કાકાસાહેબે તો મૈત્રી શરૂ થઈ અને ભવિષ્ય ભાખ્યું કે : 'ગિજુભાઈ એક સ્વયંભુ કેળવણીકાર છે. કેળવણીના પાયામાં તેઓ ઘણું કરી શકશે.' અંતે એમના શબ્દો ખરા પણ પડ્યા. ऋषिणां पुनराद्यानां वागमर्थोऽनुधावति ।

શ્રી જુગતરામભાઈ તો ગિજુભાઈની જેવી જ મૂછીવાળા, એમના જેવા જ સાદા અને એમના જેવા જ સરળ. जैसे को तैसा मिला । બાલસાહિત્યનું સર્જન હોય કે હિજરતીઓનાં બાળકોને સંભાળવાનાં હોય. બાળપોથી બરાબર ન બની એ માટે ગાંધીજીને ખખડાવવાના હોય કે બાલમંદિરના આ સુંદર કાર્યને દીનહીન ગરીબોનાં ઝૂંપડાં સુધી પહોંચાડવા માટેની મથામણો હોય. સર્વત્ર આ જોડીદાર મોજુદ જ રહેતા.

ધીરેધીરે મિત્રોની સંખ્યા ખૂબ વધેલી. એ સૌને ગિજુભાઈ ચર્ચાઓ દ્વારા, પત્રો દ્વારા કે પોતાના પ્રયોગો નજરોનજર બતાવીને આ નૂતન બાલશિક્ષણ માટે ભાવવાળા, ભક્તિવાળા અને કંઈ ને કંઈ કામ કરી છૂટે તેવા બનાવ્યા. ગુજરાતની વિચારવંત પ્રજાને નવી કેળવણી અને બાલકેળવણી તરફ અભિમુખ કરવામાં આ ફાળો નાનો સૂનો નથી જ.

**અધ્યાપન મંદિર :**

પરંતુ આ કામની ગિજુભાઈની ઉત્કંઠા આટલાથી તૃપ્ત થાય

---

૧. 'સ્મરણાંજલી' અને શ્રી પરમાણંદભાઈ સાથેની વાતચીતને આધારે.

એમ નહોતું. તેમને પોતાને જે નવી દૃષ્ટિ લાગી તે નવી દૃષ્ટિ દેશભરના શિક્ષકોને અપાય તો આખા દેશની બાળપ્રજાનો ઉછેર સુધરે એવી એમને ઉમેદ જાગી. કેમકે કેળવણીની જૂની ઘરેડમાં બાળકો શિક્ષકોના અને પરીક્ષાના ત્રાસે કચરાવાથી દેશની બાળપ્રજા નિર્માલ્ય, બીકણ, નિષ્ઠુર અને પાંગળી બનતી જતી હતી તે જોઈને એમનું હૈયું કકળી ઊઠ્યું હતું.' આમાંથી અધ્યાપનમંદિરનો ઉદ્ગમ થયો.

ગિજુભાઈના અધ્યાપન મંદિરમાં શિક્ષણની નવી દૃષ્ટિ અને એ પ્રમાણે સમગ્ર જીવનનું ઘડતર થાય એ વસ્તુ કેન્દ્રસ્થાને હતી. એ કેન્દ્રની આજુબાજુ સમગ્ર અભ્યાસક્રમ અને અભ્યાસક્રમની પ્રવૃત્તિઓ ગોઠવાયાં હતાં. નૂતન બાલશિક્ષણનું પ્રત્યક્ષ કામ કરીને તાલીમાર્થીઓએ તૈયાર થવાનું હતું. 'અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓ આ વસ્તુ માત્ર ગિજુભાઈનાં વ્યાખ્યાનોમાંથી નહિ પણ તેમના પ્રત્યક્ષ જીવનમાંથી શીખતા. ગિજુભાઈનું સમગ્ર જીવન એક જાગૃત વૈજ્ઞાનિકની ઢબે સળંગસૂત્ર, એકધારું, પાણીના નિર્મળ વહેતા ઝરણાની પેઠે વહી રહ્યું હતું. તેમાંથી વિદ્યાર્થીઓને જોઈતી પ્રેરણા અને જરૂરી માર્ગદર્શન મળી રહેતાં.'

શરૂઆતમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી હતી. એ વખતે 'ગોદડા અધ્યાપનમંદિર' ચાલતું. દિવસે બાલમંદિરનું કામ ચાલતું. વહેલી સવારે શિયાળાની ઠંડીમાં ગિજુભાઈ ગોદડું ઓઢી વ્યાખ્યાનો આપતા. શ્રી વજુભાઈ દવે વગેરે વિદ્યાર્થીઓ ગોદડાં અને ધાબળા ઓઢી વ્યાખ્યાનો સાંભળતા. 'ગિજુભાઈની સામે ગોદડાં ઓઢીને બાલશિક્ષણની દીક્ષા લેનારા વિદ્યાર્થીઓ આજે ગુજરાતના સમર્થ બાલકેળવણીકારો બન્યા છે. તેમણે બાલમંદિરો ઊભાં કર્યાં છે અને બાલશિક્ષણના કાર્યને પોતાનું જીવન અર્પણ કર્યું છે.'

પછી તો તાલીમ લેવા આવનારાં ભાઈબહેનોની સંખ્યા વધી અને વહેલી સવારથી મોડીરાત સુધી બાલમંદિર અને અધ્યાપન મંદિરનાં કામોથી વાતાવરણ ગુંજવા લાગ્યું.

'ગિજુભાઈ આચાર્ય, તારાબહેન ઉપાચાર્ય અને ગૃહમાતા. વિદ્યાર્થીઓ દાખલ થવા આવે તેવાં જ ગિજુભાઈ તેનું પાણી માપી લે. વિદ્યાર્થીઓને દાખલ કરવાની રીત પણ કોઈ વાર વિદ્યાર્થીની ખાસિયત જોઈ અનોખી બનતી.'

'સવારમાં ચાપાણી પીને ગિજુભાઈ હજામત બનાવતા હતા. તે વખતે પાલનપુરથી એક વિદ્યાર્થી આવ્યો. તેમનું લાંબું અચકન, કચ્છો મારેલું ધોતિયું, ટેડી ટોપી અને ઊભા રહેવાની ઢબ બધું નવીન ઢબનું હતું. બારણામાં ઊભા રહી તેમણે ગિજુભાઈને સલામ કરી.

'ગિજુભાઈએ પગથી માથા સુધી નજર કરીને પૂછ્યું : 'ક્યાંથી આવો છે ?'

'પાલનપુરથી, ઉમિયાશંકર જોશી.'

'કેમ, હજામત આવડે છે ?'

'મારી પોતાની આવડે છે.'

'બહોત અચ્છા ! જાઓ. નાહીધોઈ પરવારી, તારાબહેનને મળી, ટેકરી પર આવો.'

'ભાઈ ઉમિયાશંકર નાહીધોઈ પરવારી ઉપર આવ્યા. ગિજુભાઈએ હુકમ છોડ્યો : "આ બાલમંદિરનાં બારણાં ઘસીઘસીને સાફ કરો, બાળકોના ચંપલબૂટ ગોઠવી નાખો. બાળકો શૌચ જાય તેની નોંધ રાખો. તેમની સાફસૂફીમાં મદદ કરો અને બાલમંદિર પૂરું થયે મારા ચંપલ સંધાવી લાવજો."

'શ્રી ઉમિયાશંકર જોશીનો અભ્યાસ શરૂ થયો.'

બાલમંદિરના ઓરડામાંથી ચરક સાફ કરવાની હોય કે બાળકોના જાજરૂ ઉપર માટી નાખવાની હોય, બીમાર બાળકની ઊલટી સાફ કરવાની હોય કે ઝાડે ગયેલા બાળકને ધોવાનું હોય – આવાં કોઈ કામો ગિજુભાઈની તાલીમમાં હલકાં ગણાતાં ન હતાં. બલકે એવાં કામો તરફ સૂગ હોય તો ગિજુભાઈ પ્રેમ અને વાત્સલ્યથી જરૂર પડે તો આગ્રહથી પણ એ સૂગ દૂર કરતા. ગિજુભાઈ કહેતા : 'આ કામમાંથી તમને બાલશિક્ષકની સાચી તાલીમ આપોઆપ મળશે એવી મારી શ્રદ્ધા છે. તમારે બાલશિક્ષકની માતા બનવું પડશે. બાપનો જ્ઞાનદીપ તમારી પાસે છે. માતાની શ્રદ્ધા નથી. તે આવાં કામમાંથી મળી જશે. બાકી પુસ્તકો, વ્યાખ્યાનો, પદાર્થપાઠો, બધુંય છે તે આપણે પ્રયત્ને મેળવી પારંગત થઈ શકીએ, પણ શ્રદ્ધા વિના સર્વ ધૂળ છે.'

શ્રમજીવી લોકોના જીવનનો વાસ્તવિક પરિચય થાય અને એમના જીવનમાં રહેલા ગુણદોષોનો સુસ્પષ્ટ પરિચય થાય એ માટે ગિજુભાઈ અવારનવાર સફાઈના કાર્યક્રમો પણ ગોઠવતા. 'ભગલાનો

ગીગલો' અને 'શીદિયાની તારકી'ની ઢબે પુરાયેલી હાજરીનો પ્રસંગ તો ખૂબ જાણીતો છે.

તાલીમાર્થીઓને હૃદયની તાલીમ મળે એ માટે પણ ગિજુભાઈ એટલા જ જાગૃત રહેતા. ટેકરી પરની નિઃશબ્દ શાંતિમાં એક પ્રાતઃપ્રવચન કરતાં તેમણે પોતાના તાલીમાર્થી ભાઈબહેનોને કહ્યું હતું : 'તમે સૌ બાલશિક્ષણની તાલીમ લેવા આવ્યાં છો. તેમાં સૌથી અગત્યની હૃદયની તાલીમ છે. આજના જગતમાં આપણો બાપુ પરમ આસ્તિક પુરુષ છે, ડૉ. મૉન્ટીસોરી પણ મહાન આસ્તિક છે. એણે નિર્દોષ બાળકમાં ઈશ્વરનાં દર્શન કર્યાં. આપણે પણ એ બાલદેવ પ્રત્યે નમ્ર ભક્તિભાવ દાખવવાનો છે. આપણે બાળકોને પ્રભુ માની તેમની સેવામાં ધન્યતા અનુભવવાની છે. હમણાં આપણે ભજન સાંભળ્યું. મારી બાજુમાં બેઠેલા શ્રી હરિહરભાઈએ તાજું જ બનાવેલું છે. તેઓ આપણે ત્યાં ગણિતના પ્રયોગો કરવા આવ્યા છે. તેમની પાસેથી આપણે ગણિતશાસ્ત્ર તો શીખીશું જ; પણ જીવનશાસ્ત્ર વિના બીજાં શાસ્ત્રો નકામાં છે. તેમણે ગાયેલાં ભજનની 'એક જ ચિનગારી' આપણને લાગી જાય તો તેમનું કાવ્ય, મારું પ્રવચન અને તમારું આગમન સફળ બને.'[૧]

દરેક તાલીમાર્થીના અંગત જીવનની પણ ગિજુભાઈ ખબર રાખતા. અને જ્યારે, જ્યાં કંઈ માર્ગદર્શન કે મદદ કરવાની જરૂર લાગે ત્યાં તે કરતા. ભાવના અને ઉત્સાહથી ભરેલા એવા નામલેભાઈને ફીની ચિંતામાંથી મુક્ત કરવાનો પ્રસંગ તથા એક વિદ્યાર્થીને ગરુડ અને સમળીનાં પ્રેમલગ્નની વાર્તા દ્વારા સમજાવવાનો પ્રસંગ – બંને જાણીતા પ્રસંગો છે. માંદગી વગેરે પ્રસંગે તો વિદ્યાર્થીઓને માતાપિતા કરતાં પણ વિશેષ કાળજીથી દવાદારૂ અને ચાકરી કરતા. ભાઈ પ્રભુલાલ ધોળકિયાની માંદગીનો પ્રસંગ એમના પોતાના જ શબ્દોમાં નિહાળવા જેવો છે.

'ભાવનગરના પ્રખ્યાત મેલેરિયાએ મને સપડાવ્યો. બાલમંદિરમાં સંગીત શરૂ થયું ત્યારની ટાઢની ચમકારી શરીરમાં પ્રવેશેલી. કઠણ મન કરી ધ્રુજારીને દબાવીને બેઠો. પરિણામે કલાક પછી ધાણી ફૂટે એવું ટેમ્પરેચર ચડ્યું. સાડી છ ડિગ્રી. અચાનક ગિજુભાઈ મારી પાસે

૧. 'બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ' –રા. ના. પાઠક.

આવ્યા. મારો દેખાવ જોઈ ગયા. વાંસે હાથ ફેરવી કહે : 'ભલા કચ્છી માડુ ! આટલી હદે કચ્છી અજડાઈ હોય ? ચાલો, તમારા નિવાસગૃહમાં.' આમ કહી મને બાથમાં લઈ નિવાસગૃહમાં લઈ ગયા.

'સાંજે સાડા છએ જ્યારે મેં આંખ ઉઘાડી ત્યારે મારી પથારી પર, માથા ઉપર બરફ ઘસતા ગિજુભાઈ અને પગે માતાનો વહાલભર્યો હાથ ફેરવતાં સામે બેઠેલાં તારાબહેનને જોયાં. બંનેએ મમતાથી પૂછ્યું : 'હવે કેમ લાગે છે ?'

'મને મારો તાવ ચાલ્યો ગયો લાગ્યો.'[૧]

પ્રસંગો તો અનેક છે. કયા સ્મરીએ ને કયા વીસરીએ ? મહાન આત્માની જીવનની દરેક પળો મહાન હોય છે.

આથી જ શ્રી વજુભાઈ દવે તથા શ્રી ચંદુભાઈ ભટ્ટ વગેરે નોંધે છે કે 'સૌની સાથેના અંતરના આ સંબંધને લીધે ગિજુભાઈ સૌના અંતસ્તલ સુધી પહોંચી જતા અને એ અંતસ્તલમાં બાલભક્તિનો આતમદીપ પ્રગટાવી દેતા.' ગિજુભાઈના અનેક શિષ્યો આજે બાળકલ્યાણનાં કામોને જીવનકાર્ય બનાવીને બેઠાં છે. તેનું રહસ્ય આ છે.

**સભા-સરઘસો :**

ગિજુભાઈ આ તાલીમાર્થીઓ પાસે શેરીઓમાં સભા-સરઘસો કરાવીને પણ બાળશિક્ષણનો પ્રચાર કરાવતા. આ સરઘસોમાં 'બાળકોને મારશો નહિ', 'બાળકોને બિવરાવશો નહિ', 'બાળક આપણું કિંમતી ધન છે', 'બાલસેવા એ પ્રભુસેવા છે' – વગેરે સૂત્રોનો ઉપયોગ થતો. આ સભા-સરઘસોમાં તાલીમાર્થીઓને હૂબહૂ તાગ મળતો કે કયા સમાજમાં જઈને આપણે આપણું કામ કરવાનું છે, અને એ માટે કેવી અને કેટલી મંજીલ કાપવાની છે.

**નૂતન બાલશિક્ષણ સંઘ :**

ગિજુભાઈના શિષ્યો ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન, મધ્યપ્રદેશ, સિંધ વગેરે સ્થળોએ જઈને પોતાનાં કાર્યક્ષેત્રો જમાવવા લાગ્યા. એમની આજુબાજુ ધીરેધીરે બાળકેળવણીના નવા વિચારો પ્રસરવા

૧. 'સ્મરણાંજલિ' –પ્રભુલાલ ધોળકિયા

લાગ્યા. ગિજુભાઈનો વિચાર હવે महतो महीयान् બન્યો. નૂતન બાલશિક્ષણની ભાવનાનાં આ સૌ વિધવિધ બળોને સુગ્રથિત કરીને બાલશિક્ષણ માટે વ્યવસ્થિત રીતે અને જોમપૂર્વક કામ કરતું એક વિરાટ પરિબળ ઊભું કરવાનો મનસૂબો થયો.

બાલશિક્ષણની નવી દૃષ્ટિના સૌ હિમાયતીઓને ભાવનગરમાં દક્ષિણામૂર્તિ બાલમંદિરને આંગણે બોલાવ્યા. અને પ્રથમ મૉન્ટીસોરી સંમેલન શ્રી સરલાદેવી સારાભાઈના પ્રમુખપદે ભરાયું. હાજર રહેલા સૌ બાલશિક્ષણ પ્રેમીઓએ વૈજ્ઞાનિક દૃષ્ટિથી આ નવા વિચારોની અને નવી પદ્ધતિની ચર્ચા-વિચારણા કરી. અંતે નૂતન બાલશિક્ષણ સંઘની સ્થાપના થઈ.

ગિજુભાઈ અને તારાબહેન આ સંઘનાં મંત્રી બન્યાં. સંઘના મુખપત્ર તરીકે ગિજુભાઈ અને તારાબહેનના તંત્રીપણા નીચે 'શિક્ષણપત્રિકા' માસિક કાઢવાનું નક્કી થયું. નવી દૃષ્ટિ પ્રમાણેનું બાલસાહિત્ય સર્જવાનું પણ સૌને એલાન થયું. મૉન્ટીસોરી પદ્ધતિનાં સાધનો પરદેશથી મગાવીને વાપરવામાં મોંઘાં પડતાં હતાં. શિક્ષણને વ્યાપક બનાવવામાં એ એક મુશ્કેલી હતી. એનો પણ કંઈક રસ્તો કાઢવા વિચારણાઓ ચાલવા લાગી.

આ સંમેલનમાંનું ગિજુભાઈનું પ્રવચન ખૂબ જ પ્રેરક અને હૃદયવેધક હતું : 'મૉન્ટીસોરી પદ્ધતિ કેવળ શિક્ષણ પદ્ધતિ નથી. નથી એ કેવળ કેળવણીમાં ક્રાંતિકારક પ્રખર વિચાર; એ નથી માત્ર વૈજ્ઞાનિક દુનિયામાં નવું સત્ય, નથી એ માત્ર આર્થિક મુશ્કેલીનો એકલો જવાબ કે નથી એ છેક આજના રાજકારણની મૂંઝવણની ગૂંચનો સફળ ઉકેલ. એ એક દૃષ્ટિ છે, એ એક નવીન પ્રકાશ છે. જીવન અખંડ અને અવિભાજ્ય છે; એનાં પાસાં અનેક છે. શિક્ષણ, સમાજ વગેરે એનાં અનેક પાસાં છે. આ નવો પ્રકાશ જીવન સમસ્તને પ્રકાશિત કરી તેનાં પાસામાં નવાં કિરણો ફેંકે છે.'

'શિક્ષણમાં એ નવી તરાહ સ્થાપે છે; કેળવણીમાં નવા આદર્શ આપે છે, શિક્ષકની પદવીમાં ક્રાંતિ કરે છે; સામાજિક ઘટનાની ભૂમિકા નવેસરથી રચે છે. માનસશાસ્ત્રમાં નવો દૃષ્ટિકોણ ઊભો કરે છે; વ્યક્તિ વ્યક્તિ, સમાજ સમાજ અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંબંધને નવી સાંકળથી જોડે છે. અને મનુષ્યની શક્તિની તેમ જ ચારિત્ર્યની

સફળતાની નવી કિંમત આંકે છે.

'આ પદ્ધતિ સાદી છે. એની માગણી નમ્ર છે. બાળકને સ્વાતંત્ર્ય આપી સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ કરવા દો. બાળકમાં વિશ્વાસ રાખો; તેને પ્રેમથી ટાળો; અને બીજાને ઘડવાનો ઈશ્વર સિવાય બીજા કોઈનો અધિકાર નથી એટલું સમજો. પણ આમાં મનુષ્ય ઉદ્ધારનાં બધાં તત્ત્વો આવી ગયાં છે. આ તત્ત્વો સિદ્ધ થતાં યુગો જાય પણ એની પાછળ ગયે જ છૂટકો. આજે આ તત્ત્વ ક્ષીણ-પ્રવાહ ભાગીરથી છે. હિમાલયમાંથી હજી હમણાં જ નીકળે છે. પરંતુ કાળના વહન સાથે એ સ્રોતનું વહન પણ વિપુલ, વિસ્તૃત અને મનુષ્યપાવની બનશે. આપણે નાનાં છીએ; આપણા પ્રયત્નો વહેંતિયા છે; પણ આપણી આશાઓ મહાન છે. આપણે મનુષ્ય ઉદ્ધારના યજ્ઞની પહેલી આહૂતિ આપી જીવન સાર્થક કરીએ. જીવન ઉદ્ધારના કાર્યમાં જીવન ઉદ્ધાર જ છે.'[૧]

છે ને જાણે કોઈ ઋષિની આર્ષવાણી અને યોદ્ધાની હાકલ !

સંઘનું બીજું અધિવેશન ભરાયું હતું ગુજરાતના પાટનગર અમદાવાદમાં. પ્રમુખસ્થાને હતા ગિજુભાઈ. શારદામંદિરને આંગણે સૌ બાલશિક્ષણ પ્રેમીઓ એકઠાં થયાં હતાં. અને ગિજુભાઈએ હૈયું ખોલીને એ સૌ આગંતુકોની પાસે વાતો કરી. બાળકોની એમાં વકીલાત હતી અને બાલદુનિયાની નવી ઉષાનું તેમાં દિગ્દર્શન હતું. છેવટે સૌને હાકલ કરી : 'બાળકને યોગ્ય સ્થાન આપવા-અપાવવા ચાલો આપણે કમર કસીએ. હથિયારો હાથ ધરીએ અને લડતો લડીએ. બાળક આડે આવતું બધું આપણે હઠાવી દઈએ, વિકાસ-વિરોધક વસ્તુને નિર્મૂળ કરી બાળી નાખીએ. બાળક માટે એટલે આપણે જ માટે. ચાલો આપણે આજની દુનિયાને અસ્થિર કરીએ, બંડ કરીએ, અશાંત કરીએ.'

'શિક્ષકો અને માબાપોએ કરેલી અને બાળકોના હક્ક માટે થયેલી લડત ભલે ઈતિહાસમાં ન થઈ હોય પણ આપણે તો કરીએ. આ લડતમાં આપણે નાતજાત ભૂલી જઈએ, ચામડીના ભેદ ભૂલી જઈએ અને એક બાળક માટે, સમગ્ર મનુષ્યજીવનની ઉમેદ માટે, સમગ્ર મનુષ્યજીવનની મનુષ્યતાના ફળને માટે વિજયી યુદ્ધ કરીએ. આ યુદ્ધ આપણે આપણી સંકુચિતતા સામે, આપણા મતાગ્રહ સામે,

૧. 'બાલશિક્ષણ મને સમજાયું તેમ' –ગિજુભાઈ

આપણા અજ્ઞાન સામે, આપણી પોતાની ગુલામી સામે, આપણા ભેદભાવ સામે અને આપણી નાસ્તિકતા સામે કરીએ.'

'ચાલો આપણે એક થઈએ અને આ આપણું કાર્ય સફળ થાય માટે જે તેજોમય છે તે આપણને તેજ આપે, જે ચેતનમય છે તે આપણને ચેતન આપે, જે અનંત વિજય છે તે આપણને વિજય આપે એમ પ્રાર્થીએ.'

આ સંમેલનોએ ગુજરાતનાં વિચારવંત લોકોને બાલશિક્ષણ તરફ અભિમુખ કરવામાં નાનોસૂનો ફાળો આપ્યો નથી. ગાંધીજીના આગમન પછી કોંગ્રેસના અધિવેશનો લોકજાગૃતિ માટે કેવાં સબળ હથિયાર રૂપ બની ગયાં હતાં ? સૌ વિચારવંત લોકોને બાળકો પ્રત્યેની અભિમુખતા માટે આ નૂતન બાલશિક્ષણ સંઘનાં અધિવેશનોએ પણ એવો જ ફાળો આપ્યો અને હજુ ફાળો અપાઈ રહ્યો છે.

**બાલસંમેલનો :**

ગિજુભાઈએ પોતાના બાલમંદિરમાં એક નવી જાતનાં સંમેલનો ભરવાનું પણ શરૂ કર્યું હતું. એ સંમેલનો હતાં બાલસંમેલનો. બાલમંદિરમાં ભણી ગયેલાં એ ભૂલકાંઓ ફરીથી માતૃસંસ્થાને ખોળે એકઠાં મળતાં અને ગિજુભાઈ તેમની સૌની વચ્ચે નાચતા કૂદતા.

આ સંમેલનના મંત્રીઓ પણ બાળકો જ હોય. પ્રમુખ પણ તેઓ જ નક્કી કરે અને કાર્યક્રમ પણ તેમને પોતાને ગમે તેવી જાતનો જ ગોઠવે. ક્યાંય ભાષણોનું તો નામ નિશાન ન હોય. દીપદર્શન, પ્રદર્શન, રંગોળીઓ, નાટકો, સમૂહભોજન, દાંડિયારાસ, બાળકો સાથેની ગિજુભાઈની વાતચીતો વગેરે કાર્યક્રમો તેમાં મુખ્ય રહેતા. બાળકોના આવાં સંમેલનોનું સૂત્રધારપણું સફળ રીતે કરીને ગિજુભાઈએ કમાલ કરી હતી. એવા એક સંમેલનમાંની ગિજુભાઈની બાળકો સાથેની તેમની વાતચીતની નોંધ શ્રી નાનાભાઈના શબ્દોમાં જોઈએ :

બાળકો સાથેની તેમની વાતચીત અદ્‌ભુત હતી. જેમ કોઈ કુશળ આદમી કાગડાને બોલાવે અને કાગડાઓ એકઠા થાય, મોરના ટહુકા કરે અને મોર જવાબ આપે, પોપટનું અનુકરણ કરે અને પોપટ બધા હાજર થઈ જાય, તેમ ગિજુભાઈએ પોપટલાલની ભાષા કાઢી. "અમારી ડોશી છે...ને...છે ને...!" એટલે બડકમદાર પોપટલાલ ટટ્ટાર

થઈ ગયા. ભગવાનલાલને બોલાવ્યા તો ભગવાનલાલ હાજર. તારાબહેનનાં ચિત્રો યાદ કર્યાં એટલે બાર વર્ષનાં આજના તારાબહેન શરમાતાં શરમાતાં ઊભાં થયાં. ત્રિકમલાલનાં પરાક્રમો સંભાર્યાં ત્યાં તો જાડા ધફડા જેવા ત્રિકમલાલ માંડમાંડ ઊભા થયા ને સલામ ભરી. રાત્રીના દૂધપૌવામાં ગિજુભાઈ કહે : "તમે બધાં મોટાં થશો પછી અહીં કોણ કોણ આવશો ? આંગળી ઊંચી." બધી આંગળીઓ ઊંચી. "તમારે ઘેર છોકરાં થશે તે છોકરાંઓને તેડીને કોણ કોણ આવશો ? આંગળી ઊંચી." બધી આંગળીઓ ઊંચી. "તમારાં છોકરાને ઘેર છોકરાં થશે ને તમે મોટા શેઠિયા થશો પછી કોણ કોણ આવશો ? આંગળી ઊંચી." બધી આંગળીઓ ઊંચી.'

ભાવિ નાગરિકોના દિલમાં પોતાની શિક્ષણસંસ્થા માતૃસંસ્થા સાથે હૃદયનો સંબંધ બાંધવામાં આવાં સંમેલનો કેટલો બધો અમૂલ્ય લાભ આપે ? અને એ હૃદયનો સંબંધ શિક્ષણના વિકાસમાં કેટલો મદદરૂપ થાય !

**વિદ્યાવિસ્તારની પ્રવૃત્તિઓ : (Extension Services)**

ગિજુભાઈએ એક વિશેષ પ્રવૃત્તિ ઉપાડી હતી તે વિદ્યા-વિસ્તારનાં કાર્યોની. આજે આવી પ્રવૃત્તિઓને આપણે Extension Services-ના નામે ઓળખીએ છીએ. આજથી ૩૦-૩૫ વર્ષ પહેલાંના કાળમાં આ પ્રવૃત્તિઓનું ચિંતન કરવું અને સફળતાથી એ બધી પ્રવૃત્તિઓ ચલાવવી એ ગિજુભાઈના વિચારોની મૌલિકતા અને ક્રાંતિકારક દૃષ્ટિનું પરિણામ હતું. એમના પછી આટલાં વર્ષે પણ આજે આપણે ત્યાં આ Extension Servicesની પ્રવૃત્તિઓ શરૂ થઈ છે તો તે પણ અમેરિકાના અનુકરણથી. અને એ બધી પ્રવૃત્તિઓમાં આપણને સૌને પૂર્ણ આત્મસંતોષનાં ક્યાં દર્શન થાય છે ? ઘણું ઘણું અને જરૂરી કરવાનું જાણે બાકી રહી જતું હોય તેવું દેખાય છે.

નવાં નવાં બાલમંદિરો શરૂ થાય એ માટે ગિજુભાઈએ પ્રયત્ન કર્યા. જેને પરિણામે રાજકોટ, પોરબંદર, જામનગર, સુરેન્દ્રનગર, નડિયાદ, પાટણ, દાદર, અમદાવાદ, ઈન્દોર વગેરે અનેક સ્થળે બાલમંદિરો ઊઘડવા લાગ્યાં. આ નવાં બાલમંદિરો વ્યવસ્થિત ચાલે એ માટે વર્ષમાં એકાદ વખત ત્યાંની મુલાકાત પણ લઈ આવતા. એ

બાલમંદિરના સંચાલકોને પત્રો દ્વારા પણ નાનીમોટી મૂંઝવણોમાં કે નાનામોટા પ્રશ્નોમાં માર્ગદર્શન આપતા. ઈન્દોરનું એ વખતનું બાલમંદિર ચલાવતા શ્રી ચંદુભાઈ ભટ્ટે કલાકો સુધી બેસીને એ સંસ્મરણો ભાવથી અને અંતરના ઉમળકાથી વર્ણવ્યા હતા. અભ્યાસક્રમો ઘડવામાં અને જરૂર પડે તો ઓછા ખર્ચે પણ મૉન્ટીસોરી પદ્ધતિનો પ્રાણ બરાબર સાચવીને કેમ બાલમંદિર ચલાવવું તેમાં પણ ગિજુભાઈ માર્ગદર્શન આપતા. કોઈ કોઈ ખાનગી સંસ્થાઓ પોતાની શાળાઓમાં આ નવી દૃષ્ટિ પ્રમાણેનું શિક્ષણ ગોઠવાય તે માટે ગિજુભાઈને રૂબરૂ બોલાવતા. ગિજુભાઈ એ બધી સંસ્થાઓમાં જતા અને નવા વિચારો અને નવી દૃષ્ટિ પ્રમાણે કેમ કામ કરવું તે ગોઠવી આપતા. લીમડીની કન્યાકેળવણીની અને વઢવાણની બાલકેળવણીની સંસ્થાને આ રીતે ગિજુભાઈ અને તારાબહેને આપેલું માર્ગદર્શન આજે પણ 'દક્ષિણામૂર્તિ'ના જૂના અંકોની ફાઈલોમાં નજરે પડે છે.

શ્રી કચ્છ લોહાણા કેળવણી ખાતાએ પોતાની પચાસેક શાખાઓ માટે ગિજુભાઈનાં માર્ગદર્શનની માગણી કરી તે ગિજુભાઈએ ઠેઠ કચ્છ જઈ એ બધી શાળાનું નિરીક્ષણ કર્યું અને બધું કામ નવેસરથી ગોઠવી આપ્યું. રાતોના ઉજાગરા કરીને ભાઈ પ્રભુલાલ ધોળકિયાને એ માટે અભ્યાસક્રમ પણ ગોઠવી આપ્યો. બીજે વર્ષે આજ મંડળના શિક્ષકોનો એક અભ્યાસ વર્ગ પણ ચલાવ્યો. કચ્છની હજાર માઈલની મુસાફરીનું વર્ણન કરતાં શ્રી સુરજીભાઈ લખે છે : 'એ મુસાફરી ઉજાગરા, ટાઢ કે તડકો, સગવડ વા અગવડ, કશાયની પરવા કર્યા વગર તેમણે કરી હતી. મોટર, રેલવે, ટાંગા, ઊંટ અને બળદગાડી – સઘળાં વાહનોનો તેમને આ પ્રવાસમાં અનુભવ મળ્યો હતો. નદીનાળાં કે એવે સ્થળે મોટર ખૂંચતી ત્યારે ધક્કા મારવામાં, પૈડાં નીચે ઘાસ કાપીને નાખવામાં અને એવાં સઘળાં કામમાં પણ બીજાઓની સાથે પોતાના પુત્ર ચિ. નરેન્દ્રને લઈને આગળ આવતા. તેઓ બારબાર કલાક સુધી યંત્રવત્ કામ કરતા અને થાક લાગે તોય સાંજ પડ્યે એ જ નિખાલસ સ્મિત તેમનાં વદન પર વિલસી રહેતું.' વસોમાં એક માસના એક વર્ગ શ્રી મોતીભાઈ અમીનના આમંત્રણથી ચલાવીને પોતાનું ગુરુઋણ કાંઈક ચૂકવ્યું. એક એવો વર્ગ પાછળથી કચ્છના વાંકી મુકામે પણ ચલાવ્યો હતો.

પાટણ અને કરાંચીના બાળમેળામાં પ્રમુખ તરીકે જઈને સુંદર માર્ગદર્શન આપ્યું હતું. કરાંચી ગયા ત્યારે સિંધનો કેળવણી પ્રવાસ કર્યો અને અનેક બાલશિક્ષકોને નૂતન બાલશિક્ષણનો સંદેશ સંભળાવ્યો. ગર્દભપ્રિય ગિજુભાઈએ સિંધના આ પ્રવાસ દરમ્યાન ગર્દભસવારીનો પડાવેલો ફોટો આજે પણ આનંદ અને લાગણીથી આપણી આંખના ખૂણા ભીના કરી જાય છે.

ભાવનગરની આજુબાજુનાં ગામોની થોડી શાળાઓ રાજ્યે દક્ષિણામૂર્તિ સંસ્થાના સીધા માર્ગદર્શન નીચે મૂકી હતી. ગિજુભાઈ, નાનાભાઈ અને તારાબહેન આ બધી શાળાઓને પણ ગામડાના શિક્ષણમાં કઈ રીતે નવી દષ્ટિ અને નવા વિચારોનો અમલ કરવો તે બાબતમાં માર્ગદર્શન આપતા. દૂરદૂર પંજાબના મોગામાં આવેલી પ્રગતિશીલ સંસ્થાને અને કલકત્તાની એક પ્રગતિશીલ સંસ્થાને પણ આ દક્ષિણામૂર્તિ સંસ્થાના ગિજુભાઈ અને હરભાઈ માર્ગદર્શન આપતા હતા.

ગિજુભાઈનું વ્યક્તિત્વ કેટલું બધું વ્યાપક દેખાય છે ? નવપ્રકાશદાતા સૂર્યનો ઉદય થાય છે ત્યારે એ સર્વત્ર હજારો કિરણો ફેલાવે છે ને ! ઈશ્વરે ગિજુભાઈને પણ નવપ્રકાશપ્રવર્તનમાં નિમિત્ત બનાવ્યા હતા !

**મૉન્ટીસોરી પદ્ધતિનાં સાધનોનું ઉત્પાદન :**

નવી પદ્ધતિથી ચાલતા બાલમંદિરોની સંખ્યા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ એ બાલમંદિરો ચલાવવા માટે મૉન્ટીસોરી પદ્ધતિનાં સાધનોની જરૂર પણ ખૂબ ને ખૂબ ઊભી થઈ. પરદેશથી એ સાધનો મંગાવીને કામ કરવામાં ખર્ચ ઘણો થતો અને સાધનો તત્કાળ મળી પણ શકતાં ન હતાં. ગિજુભાઈને નૂતન બાલશિક્ષણ સંઘનો પેલો આદેશ યાદ આવ્યો અને શ્રી ચમનભાઈ વૈષ્ણવ સાથે એ સાધનો અહીં આપણે ત્યાં જ બનાવવા અંગે ચર્ચા કરી. અને છેવટે શ્રી ચમનભાઈની દેખરેખ નીચે વઢવાણમાં મૉન્ટીસોરી સાધનો તૈયાર થાય એવી યોજના કરી. 'એ જમાનામાં એ એક મોટી સિદ્ધિ હતી. બાલવિકાસને રૂંધનારાં તમામ પરિબળોની સામે અવિરત યુદ્ધ ખેડનારા યોદ્ધા તેઓ હતા.'[1]

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા : ગિજુભાઈ' —રા. ના. પાઠક

**આર્ષદષ્ટિ :**

ગિજુભાઈ આટલા બધા કામને અને આટલી બધી વિધવિધ પ્રવૃત્તિઓને પહોંચી વળતા હતા. એની પાછળ હતી એમની આર્ષદષ્ટિ. આ દષ્ટિ ભાવિના ગર્ભમાં દૂરદૂર સુધી પહોંચી શકતી અને ત્વરિત રીતે નિર્ણય કરવામાં ગિજુભાઈને મદદ કરતી. આ આર્ષદષ્ટિ અને સૂક્ષ્મ વિવેક એ ગિજુભાઈનાં આગવાં બળ હતાં.

એમના જમાનામાં (૧૯૨૦ થી ૧૯૪૦) બ્રિટીશ સરકાર સામે આપણી લડત ચાલુ હતી. સ્વાધીનતા માટે આપણે મરણિયા સંગ્રામ ખેલી રહ્યા હતા. પરદેશી બ્રિટીશ હકુમત સામે દેશમાં એક પ્રચંડ વાવંટોળ ઊભો થયો હતો. એ સમયે દેશી અને પરદેશી – એ વિષેની લાગણીઓ ભારતીય પ્રજાનાં દિલમાં ખૂબ જ નાજુક હતી. અને આથી મૉન્ટીસોરીની નવી દષ્ટિ તરફ પણ કેટલાક લોકોએ 'એ પરદેશી પદ્ધતિ છે.' 'એનાં સાધનો પરદેશથી મગાવવાં પડે છે.' 'એ તો પાશ્ચાત્ય સંસ્કૃતિની કેળવણી છે.' 'એ ભારતીય સંસ્કૃતિને માફક નથી' એવો વિરોધ શરૂ કરેલો.

'એ વખતે ગિજુભાઈએ બેધડકપણે કેટલીક સાફસાફ વાતો એ વિરોધીઓને સંભળાવી હતી, અને સાથોસાથ આપણા દેશને અનુકૂળ એવી મૉન્ટીસોરી શાળાનું ચિત્ર પણ દોરી બતાવ્યું.'[૧]

'આપણી મૉન્ટીસોરીને હિન્દુસ્તાનમાં અપનાવતાં તેને હિંદી પ્રાણથી અલંકૃત કરવાની છે. એટલે જ મૉન્ટીસોરી શાળા પ્રયોગભૂમિ રહે છતાં તે હિન્દુસ્તાનના છાપરા નીચે, હિન્દુસ્તાનની ભોંય ઉપર, હિન્દુસ્તાનના આસન ઉપર બેસશે, આપણે મૉન્ટીસોરીના ટેબલ-ખુરશીની જગ્યાએ બાજોઠ ઉપર બાળકોને સ્વયંસ્ફુરિત ચિત્રો કાઢવા મૂકીશું. હિન્દુસ્તાનના મૉન્ટીસોરી બાળકો નાસ્તો લેશે પણ તે ટેબલ-ખુરશી ઉપર અને જોડા પહેરીને નહિ. મૉન્ટીસોરી ગૃહમાં બાળકોને કલાનું વાતાવરણ આપણે આપીશું પણ આપણો ફૂલશણગાર માટીના લોટકામાં, આવળ-બાવળનાં ને લીમડાનાં પાંદડાંથી પણ થઈ શકશે.'

'હિન્દની મૉન્ટીસોરી શાળાનાં બાળકોના હાથમાં એકતારો ને મંજીરાં હોય, પ્લાસ્ટીસીનને બદલે સાદી કુંભારની માટીથી બાળકોના

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ' –રા. ના. પાઠક

હાથ જાતજાતનાં રમકડાં બનાવતા હોય, આપણે શાળાના આંગણામાં બાળકો રાઈ, મેથી, તુલસી, મરવો, કરેણ, બારમાસી વગેરે વચ્ચે ફરતાં હોય, અહીંના બાગમાં આવળ પણ હોય. છતાં આ "દેશી" શાળામાં હાથ લૂછવા માટે ટૂવાલ હોય જ હોય; પગ લૂછવા માટે પગલૂછણાં વિના ચાલે જ નહિ; હાથ ધોઈને જ ખાવાનું હોય; મળમૂત્રનો ત્યાગ કરવાનાં સ્થળો ચોક્કસ જ હોય.'

'આપણે મૉન્ટીસોરી પ્રયોગશાળા ઊભી કરવી પડશે; અને તે આપણી આબોહવામાં જ. આપણાં જ બાળકોને આપણે શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકી તેના આંકડાઓ ઉપર આપણા દેશના બાલમાનસના અભ્યાસને આપણે ચલાવવો જોઈએ. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિનું વાતાવરણ (પ્રયોગભૂમિનો સ્વાભાવિક પાયો) આપણે ત્યાં પણ હોય. શાસ્ત્રીય શોધ માટે સત્યનિષ્ઠા, તાટસ્થ્ય, મતાગ્રહનો અભાવ, તેમ જ સમાજ, રૂઢિ, ધર્મચૂસ્તપણું વગેરેમાં મુક્તિ જોઈએ. અને છતાં બાલવિકાસને માપનારાં અને સાથે સાથે વિકાસને સાધનરૂપ એવાં સર્વ સાધનોનું અનિવાર્યસ્થાન આ પ્રયોગશાળા માગશે.'

'આ પ્રયોગશાળા ધર્મનો, જાતિનો કે દેશનો તફાવત સ્વીકારી શકશે નહિ. હિન્દુસ્તાનનાં બાળકો આજની ઘડીએ શરીર અને મનથી ક્યાં છે, અને આગળ એક પગલું સામાં છે, તેની ખોજ આ પ્રયોગશાળા હિન્દુસ્તાનને માટે જ કરશે, અને સ્પેન પોતાને માટે, સ્વીટ્ઝર્લૅન્ડ પોતાને માટે અને આયર્લૅન્ડ પોતાને માટે મૉન્ટીસોરી પદ્ધતિનો અર્થ કરે છે તેમ હિન્દુસ્તાન પણ કરશે.'

'કેળવણી રાષ્ટ્રીય હોવી જોઈએ કે શાસ્ત્રીય' એ મુદ્દા પર પણ એ દિવસોમાં ચર્ચાઓ ખૂબ થતી. અને વાતાવરણ પણ ખૂબ ખૂબ ગરમ રહેતું. બંને પક્ષો કદીક કદીક વિવેક પણ ચૂકી જતા. સૌને સમજાવતાં ગિજુભાઈએ કહેલું કે 'અશાસ્ત્રીય શિક્ષણ કદી રાષ્ટ્રીય શિક્ષણ બની શકે નહિ અને શાસ્ત્રીયતાને નામે આપણે દેશ અને સમાજની પ્રવર્તમાન પરિસ્થિતિને ભૂલી જ જઈએ તો તે પણ યોગ્ય નથી જ.

બીજો એક ભ્રમ ભરેલો ચર્ચાનો મુદ્દો એ ઊભો થયો હતો કે 'મૉન્ટીસોરી પદ્ધતિ શહેરોનાં શ્રીમંત બાળકો માટે જ છે. ભારતનાં લાખો ગામડાંઓ માટે તો તે પદ્ધતિ નકામી જ છે.' ગિજુભાઈએ આ

પ્રશ્નમાં વાતોથી ઉકેલ લાવવાને બદલે પ્રત્યક્ષ કાર્યોથી ઉકેલ આણ્યો હતો. શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરની સામેની વાડીઓમાં ખેડૂતોનાં અને મજૂરોનાં બાળકો માટે એક બાલશાળા શરૂ કરેલી. હરિજનવાસમાં પણ બાલમંદિર શરૂ કર્યું હતું. શ્રી તારાબહેન મોડક એ બાલમંદિર ચલાવતાં. એ દિવસોમાં ગિજુભાઈએ લખેલો શ્રી રામભાઈ પાઠક પરનો એક પત્ર આપણે જોઈએ. 'જાણીને ખુશી થશો કે હમણાં વાડીઓના ખેતમજૂરોનું નાનું એવું કામ ખોલ્યું છે. શ્રી તારાબહેન એને દિનપ્રતિદિન સુધારી રહ્યાં છે. અમારે ત્યાં તમારા જેવાની જરૂર છે, તમારા જેવાથી ગરીબોમાં મૉન્ટીસોરી જશે. કેમ, કેડ કસવી છે ને ?'

અને આજે આપણે જોઈ શકીએ છીએ કે શ્રી તારાબહેને કોસબાડ (જિ. થાણા)માં અને શ્રી જુગતરામભાઈએ વેડછી-મઢીના આદિવાસી બાળકોમાં અનેક પ્રયોગો કરીને ગામડાનાં ગરીબ બાળકો માટેની બાલવાડીઓ ઊભી કરી છે. ગાંધીજીએ પણ આ પ્રયોગને ઠીકઠીક પ્રેરણા અને માર્ગદર્શન આપ્યાં હતાં. આ બાલવાડીઓની મુલાકાત અત્યંત આનંદદાયી અને પ્રેરણાત્મક હોય છે. (એનો કંઈક સાક્ષી હું પણ છું.) આદિવાસીઓના પ્રદેશમાં પછાત બાળકોની વચ્ચે ચાલતી એ નૂતન શિક્ષણની દષ્ટિવાળી બાલવાડીઓ જોતાં આત્મા પ્રસન્ન થઈ ઊઠે છે. ગિજુભાઈનો આત્મા પણ આ જોઈ કેવો પ્રસન્ન થતો હશે ?

'પણ ગિજુભાઈ ! અમારે તમારી પાસેથી વર્ધા યોજના વિષે અભિપ્રાય જાણવો છે.' એક ભાઈએ પ્રશ્ન કર્યો.

'લો, વર્ધા યોજના હિન્દુસ્તાન માટે આશીર્વાદરૂપ છે.' ગિજુભાઈએ જવાબ વાળ્યો. પણ એટલાથી પ્રશ્ન પૂછનારને સંતોષ થયો નહિ. તેઓ જાણતા હતા કે ગિજુભાઈ કેળવણીની બાબતમાં ગાંધીજીથી જુદા વિચારો ધરાવે છે. ગાંધીજીએ યરવડા જેલમાં એક બાળપોથી લખેલી. ગિજુભાઈને તે જોવા મોકલી હતી. ગિજુભાઈએ અને જુગતરામભાઈએ તે 'નાપાસ' કરેલી, એટલે વર્ધા યોજના વિષે પણ કંઈક એવું જ કહેશે તેમ એમણે ધારેલું. ટૂંકા જવાબથી તેમને સંતોષ ન થયો એટલે છૂટથી ચર્ચા કરવા ગિજુભાઈને કહ્યું. પછી તો ચર્ચા ચાલી.

'ગિજુભાઈએ પોતાનો અભિપ્રાય વિસ્તારથી સમજાવતાં કહ્યું,

'ભાઈ, ગાંધીજી તો જીવનદષ્ટા છે. શ્રદ્ધાપૂર્વક દેશના જીવનને પારખે છે ને અનિવાર્ય એવા જીવનઘડતર તરફ દોરે છે. તેના ફલસ્વરૂપ આ વર્ધા યોજના છે એમ હું માનું છું. બાપુએ આ દષ્ટિ આપી તે દેશ ઉપર મોટો આશીર્વાદ છે. હવે શિક્ષકો ને કેળવણીકારોનો ધર્મ બીજો છે. બાપુની દષ્ટિ પચાવી તે પ્રમાણે પ્રયોગ કરવા.'

'...જલદી ગામેગામ આવી શાળાઓ નહિ સ્થાપી શકાય. બાકી, આપણા બાપુએ કેળવણીનું જે દષ્ટિબિંદુ ફેરવી નાખ્યું છે તેમાંથી કાળે કરીને હિન્દુસ્તાનને નવજીવન મળવાનું છે.'

ગિજુભાઈ આ ચર્ચામાં એવા તલ્લીન બન્યા કે રાતના ત્રણના ટકોરા પડ્યા.

આપણે જોઈ શકીશું કે આજથી પા સદી પહેલાં ઉચ્ચારાયેલા ગિજુભાઈના આ શબ્દો કેટલા બધા સત્યથી ભરેલા હતા ! આપણે શિક્ષકો અને કેળવણીકારોનો બીજો ધર્મ બાપુ ગયા પછી નેવે મૂક્યો, બાપુની દષ્ટિને પચાવીને પ્રયોગો કરવાને બદલે એ દષ્ટિ સાવ વીસરી ગયા. અને પરિણામે આપણા ઉપરાષ્ટ્રપતિ ઝાકીર હુસેન સાહેબ જેઓ બુનિયાદી તાલીમના આદ્ય પુરસ્કર્તા છે તેમણે કકળતી આંતરડીએ કહ્યું કે જો બુનિયાદી તાલીમ આવી બનાવી દેવાની હોય તો બહેતર છે કે તેનો અમલ દેશમાં ન થાય.'

આ રીતે ગિજુભાઈએ બાલકેળવણીનું એક મોટું મોજું ઊભું થઈ જાય એ માટે અથાક પ્રયાસો કર્યા. પ્રયાસોમાં અનેકવિધતા પણ કેવી છે ? સહકાર્યકરો, શિક્ષકો, મા-બાપ, બાળકો, સમાજ સૌને જાગૃત કરવા અને નવી કેળવણી તરફ તથા બાળક તરફ સૌને અભિમુખ કરવા ગિજુભાઈએ પ્રયત્નો કર્યા. આ પ્રયત્નો પાછળ ભાવિના ગર્ભમાં દૂર દૂર સુધી જોઈ શકે એવી દીર્ઘદષ્ટિ અને આર્ષદષ્ટિનું એમને પીઠબળ હતું.

શ્રી રામાનારાયણ વિશ્વનાથ પાઠકે નોંધ્યું છે કે 'તેમણે બાળકેળવણી હાથમાં લીધી હતી ત્યાં સુધી એ પ્રશ્ન ઉપર થોડા કેળવણીકારો સિવાય કોઈ વિચાર કરતું ન હતું. અને તેમણે એ વિષયમાં પ્રવેશ કર્યા પછી ગુજરાતનો લગભગ દરેક વિચાર કરી શકે તેવો માણસ તેને વિષે વિચાર કરતો થઈ ગયો છે એ સફળતાની પાછળ ગિજુભાઈની અથાગ અને અથાક મહેનત રહેલી છે.'

આથી જ શ્રી કાકાસાહેબે એમને અંજલી આપી હતી : 'એ જમાનામાં ગિજુભાઈએ અને તારાબહેને જે કામ કર્યું તે કોઈપણ સમાજને મગરૂર બનાવે તેવું હતું. બાળકોના ઉદ્ધારકર્તા ગિજુભાઈએ અસંખ્ય મા-બાપોને બાલસ્વાતંત્ર્યની, બાળભક્તિની અને બાળપૂજાની દીક્ષા આપી. ગુજરાતને બાલભક્તિનું ગાંડપણ લગાડનાર આ બંને મિશનરીઓએ મધ્યમ વર્ગનું આખું સ્વરૂપ ફેરવી નાંખ્યું છે; અને ગુજરાતભરમાં અસંખ્ય બાલમંદિરો વાવી ઉગાડ્યાં છે.'[૧]

**અધૂરાં સ્વપ્નાંઓ :**

હવે ગિજુભાઈના દિલમાં અધૂરાં રહી ગયેલાં બે સ્વપ્નાંઓની વાત કરીને આપણે આ પ્રકરણ પૂરું કરીએ.

'સાંજ ઢળી ગઈ હતી. સંધ્યાનાં રંગો ક્ષિતિજ પર ફૂટવા લાગ્યા હતા. બાલમંદિરની ઓસરીમાં ગિજુભાઈ આંટા મારતા હતા. એમના સહકાર્યકર શ્રી શંકરભાઈ શાહ પોતાનું કામ પતાવીને ગિજુભાઈની સાથે ફરવા લાગ્યા.' 'જુઓ, શંકરભાઈ !' બાલમંદિરની જમણી બાજુની ખાલી જગ્યા તરફ આંગળી ચીંધીને ગિજુભાઈએ કહ્યું : 'આપણે અહીં બાળકોની વિદ્યાપીઠ (Children's University) કરવી છે.'

'શંકરભાઈ ઘડીભર આ સાંભળીને આભા બની ગયા. બાળકોની વિદ્યાપીઠ ! ગુજરાત વિદ્યાપીઠ, મુંબઈ વિદ્યાપીઠ, એવું એવું બધું સાંભળ્યું હતું; મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટેની વિદ્યાપીઠોની વાતો સાંભળી હતી. પરંતુ બાળકોની વિદ્યાપીઠની તો સ્વપ્નેય કલ્પના કરી ન હતી. ગિજુભાઈએ આગળ ચલાવ્યું : 'જુઓ, અહીં આપણે જુદી જુદી જાતનાં બાળકોનો અભ્યાસ કરવાનું રાખશું. બાલમાનસના અભ્યાસ માટે જે અનેકવિધ અખતરાઓ કરવાના છે તે આપણી આ વિદ્યાપીઠ મારફત કરશું. આંધળાં, લૂલાં, અપંગ એવાં એવાં બાળકોને રાખશું; અને એમના માનસ ઉપર એમની શારીરિક ઊણપોની શી અસર થાય છે તે તપાસીશું, એવી જ રીતે માનસિક ઊણપોનો પણ આપણે અભ્યાસ કરશું. જુદા જુદા વર્ગોમાંથી આવતાં બાળકોની જુદી

---

૧. 'સ્મરણાંજલિ' –કાકાસાહેબ કાલેલકર

જુદી ખાસિયતો અને ટેવોનો પણ અભ્યાસ થઈ શકે.'

'લગભગ અર્ધા-પોણા કલાક સુધી ગિજુભાઈએ પોતાની આખી યોજના શંકરભાઈ સમક્ષ વિસ્તારથી રજૂ કરી. શંકરભાઈ તો આશ્ચર્યથી ચકિત બની સાંભળી જ રહેલા. ખરેખર, વિદ્યાપીઠની એ કલ્પના અદ્ભુત હતી.'

'એવું જ ગિજુભાઈનું બીજું સ્વપ્ન હતું બાલજ્ઞાનકોષ (Children's Encyclopedia) માટેનું. એને માટે ગિજુભાઈએ થોડી પૂર્વ તૈયારી પણ કરેલી. તેનાં પગરણ મંડાયાં હતાં. એક નાનું એવું કાર્યાલય પણ શરૂ થયેલું, પણ એ સ્વપ્નેય અધૂરું રહ્યું.' મૃત્યુએ તેમને ખેંચી લીધા.

આપણે સૌ એમના આ અધૂરાં સ્વપ્નાંઓ પૂરાં કરવા કટિબદ્ધ થઈશું ?



## ૭

# ગિજુભાઈનું પ્રદાન-૪ 'સાહિત્યકાર તરીકે'

"ગિજુભાઈ કહેતા : 'મારા ઉપર સરસ્વતીની કૃપા છે.' તેમના વર્ષોના અનુભવે કહું છું કે એ વાત સાચી છે. બાળકો માટે વાચન અર્થે કે તેમના શિક્ષણના પ્રશ્નો પરત્વે લખવાનો પ્રસંગ એ એમને મન લહાવો હતો. હાથમાં કલમ લઈને બેસે ત્યારે અથવા કોઈને લખાવે ત્યારે કહેતા : 'લખો' અને પછી અસ્ખલિત વિચારપ્રવાહ વહ્યા કરતો. ભાષામાં કે વિચારમાં ક્યાંયે સુધારવા કે અટકવા તેમને રોકાવું પડ્યાનો મને અનુભવ નથી. અને થોડાં વર્ષોમાં બીજા અનેક વ્યવસાયો અને આખા દિવસના સતત કામને અંતે જે ક્ષણો મળતી તેમાં તેમણે ઢગલાબંધ સાહિત્ય આપ્યું છે."

**–શ્રી ગોપાળરાવ વિદ્વાંસ**

'બાળકો તો એવા આત્માઓ છે જેમાં રાષ્ટ્રની ઉજ્જ્વળતા અને મહત્તા છુપાઈ રહેલી છે. બાળકોના સર્વદેશીય વિકાસ માટે જેટલું થાય તેટલું ઓછું ગણાય.'

**–શ્રી અસફઅલી**

(દિલ્હી બાલસંમેલનના પ્રમુખસ્થાનેથી ૧૯૩૭)

**ત્રિપથગા સાહિત્યધારા :**

પતિત પાવની – ભાગીરથી જ્યારે મહાર્ણવને મળવા જાય છે ત્યારે અનેકમુખી બની જાય છે. શતશત ધારાઓથી તે જલધિ તરફ

ધસમસે છે.

ગિજુભાઈના જીવનમાં પણ આવું જ માલૂમ પડે છે. ગિજુભાઈનું બાલહિતરત વ્યક્તિત્વ શતશત પ્રયત્નોથી બાલકલ્યાણને પ્રાપ્ત કરવા મથી રહ્યું હતું.

તેઓ આદર્શ પિતા બન્યા અને ઉત્તમ બાલશિક્ષક બન્યા. પોતાના સહકાર્યકરોને કેળવ્યા અને સમગ્ર શિક્ષણસમાજને નવી દષ્ટિ અર્પવા કટિબદ્ધ થયા. અનેક નવાંનવાં બાલમંદિરો ઊઘડાવ્યાં અને અવિશ્રાંત માર્ગદર્શન આપી એ બાલમંદિરો સફળપણે ચાલતાં કર્યાં. અધ્યાપન મંદિર ચલાવી નવદષ્ટિયુક્ત શિક્ષકો ઊભા કર્યા. અને બાલશિક્ષકો માટે અનેક નાનામોટા વર્ગો પણ ચલાવ્યા. મા-બાપ અને સમાજને જાગૃત કરી બાળકો તરફની તેમની દષ્ટિ ફેરવી નાખી. અનેક બાલસંમેલનો ભર્યાં અને અનેક શિક્ષણ વિષયક પ્રવાસો કર્યા. અનેક સંસ્થાઓને માર્ગદર્શન આપ્યું અને અનેક રજવાડાંઓને પોતાનાં કેળવણી ખાતાંઓ નવી દષ્ટિથી ચલાવવા રાહ બતાવ્યો. નૂતન બાલશિક્ષણ સંઘ સ્થાપી અખિલ ભારતીય ધોરણે કામ ઉપાડ્યું. બાલહિતરત વ્યક્તિત્વની આવી તો અનેક પ્રયત્નધારાઓ હતી.

એ પ્રયત્ન ધારાઓમાં એક અત્યંત તેજોમય ધારા હતી. એ ધારાના પવિત્ર શીકરસ્પર્શથી અનેક વિદ્વાનોની દષ્ટિ બદલાઈ ગઈ હતી અને અનેક રાષ્ટ્રીય નેતાઓને નવદષ્ટિ પ્રાપ્ત થઈ હતી. અનેક પ્રોફેસરો એ શીકરસ્પર્શથી નવી રીતે વિચારતા થયા હતા. અને અનેક અસ્પષ્ટ દષ્ટિવાળા કેળવણી કાર્યકરોને સ્પષ્ટ જીવનદષ્ટિ લાધી હતી. જે ધારાએ આ હજારો સગરપુત્રોનો ઉદ્ધાર કર્યો એ ધારા હતી ગિજુભાઈની સાહિત્યધારા.

જહ્નુપુત્રી ત્રિપથગા કહેવાય છે. ગિજુભાઈની આ સાહિત્યધારા પણ ત્રિપથગા હતી. બાળકો માટેનું સાહિત્ય, શિક્ષકોને નવી દષ્ટિ અર્પતું અને નવો રાહ ચીંધતું સાહિત્ય અને મા-બાપ તથા સમાજને સ્વમતાગ્રહમાંથી મુક્ત થઈ બાલવ્યક્તિત્વ સમજતાં કરતું સાહિત્ય. આ પ્રકરણમાં આપણે ગિજુભાઈના આ ત્રિવિધ સાહિત્ય પ્રદાનને નિહાળીશું.

સાહિત્યકાર તરીકેની તેમની શક્તિનાં દર્શન આમ તો તેમના જીવનમાં નાનપણથી જ જણાય છે. આફ્રિકા ગયા પહેલાં તેઓ

'વિનાયક'ના ઉપનામથી કવિતાઓ લખતા અને માસિકોમાં છપાવા મોકલતા. 'સુંદરી સુબોધ' અને 'ગુજરાત શાળાપત્ર''માં સ્ત્રીઉદ્ધાર વગેરે વિષયો ઉપર પણ લેખો લખીને મોકલતા.

પરંતુ બાલપ્રેમની સાંગડીથી જ્યારે ગિજુભાઈનું અંતસ્તલ – આંતર્‌હૃદ્ તૂટ્યું ત્યારે જે સાહિત્યગંગા પ્રકટી તે તો ખરેખર અદ્‌ભુત હતી. 'ગિજુભાઈ રાત્રિદિવસ જોયા વિના ધોધમાર લેખનપ્રવાહ વહેવડાવવા લાગ્યા અને એ ગંગાને શ્રી ગોપાળરાવ વિદ્વાંસ નાની-મોટી પુસ્તકનહેરો વાટે ગામેગામ પહોંચાડવા માંડ્યા.'[૧]

**ગિજુભાઈનું બાલસાહિત્ય :**

ગિજુભાઈના સાહિત્યમાં અત્યંત નોંધનીય સાહિત્ય છે તેમનું બાલસાહિત્ય. આ બાલસાહિત્યે ગિજુભાઈને બાળકોમાં અત્યંત પ્રિય બનાવ્યા અને વિદ્વાનોમાં તેમને માનભર્યું સ્થાન અપાવ્યું.

એ સમય સંભારવા જેવો છે. ૧૯૨૦-૨૫નો એ કાળ. બાળકોને વાંચવા માટે સારી બાળપોથી પણ અપ્રાપ્ય હતી. કાલી ભાષામાં લખાયેલા લખાણને બાલસાહિત્ય કહેવામાં આવતું. વાર્તા સિવાયના વિષયો પણ બાલસાહિત્યમાં હોઈ શકે એ વિચાર હજુ ભાવિના ગર્ભમાં સમાયેલો હતો. બાળમનને ઓળખીને અને બાલદુનિયાને સમજીને લખનારા તો કોણ હતા ? કોઈ નહિ. ગુજરાતી ભાષામાં તો ઠીક પરંતુ બીજી ભારતીય ભાષાઓમાં પણ આ જ સ્થિતિ હતી.

આ પરિસ્થિતિમાં ગિજુભાઈનું બાલસાહિત્ય પ્રગટ્યું. અને એથી જ કાકાસાહેબે તેમને 'બાલસાહિત્યના બ્રહ્મા'નું બિરુદ આપ્યું. કોઈએ તેને 'બાલસાહિત્યના પિતા' કહ્યા, અને ગુજરાતે તો ગિજુભાઈની આ બાલસાહિત્યસેવાની કદર કરીને તેમને 'બાલસમ્રાટ' તરીકે રણજિતરામ સુવર્ણચંદ્રક આપ્યો.

સૌ પ્રથમ ૧૯૨૦-૨૧માં ગિજુભાઈએ 'ચાલણગાડી' તૈયાર કરી. શ્રી જુગતરામભાઈ તેમાં સાથીદાર. 'ગિજુભાઈને મળવા શ્રી જુગતરામભાઈ આવતા; તે વખતે તેની રચના થઈ. નવજીવન પ્રેસમાં તેની પ્રથમ આવૃત્તિ છપાઈને બહાર પડી. એક એક પાઠના એક એક

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ' –રા. ના. પાઠક.

શબ્દને તેમણે બાલમનના ત્રાજવે તોળ્યો. પછી તો ગુજરાતના સમર્થ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે તેને પોતાની કલાથી શણગારી. અને એ ગાડી ઘેર ઘેર દોડવા લાગી. બાળકો હોંશે હોંશે 'ચાલણગાડી'એ ચાલવા લાગ્યાં એટલે ગિજુભાઈ અને જુગતરામભાઈએ આપી 'મોટીબહેન.' મોટીબહેનની આંગળીએ વળગી બાળકો દોડતાં થયાં એટલે આવ્યા 'સુંદર પાઠો.' અને પછી આવ્યો 'ભેરુ.' છોકરાં પણ આ નવીન બાલસાહિત્ય વાંચીને ખુશ થયાં. એટલે તૈયાર થયું 'આંબાવાડિયું.' ગુજરાતનાં બાળકોના આ બંને ભેરુઓ પછી તો રંગે ચડ્યા. ફળ, ફૂલ, પશુ, પક્ષી, નદી, પર્વત – બસ બધુંય એમાં જોઈ વળો.'[1]

આમ બાલસાહિત્યનું સર્જન થવા માંડ્યું.

બાલમંદિરની કઈ પરિસ્થિતિએ ગિજુભાઈને આ બાલસાહિત્ય સર્જન તરફ ધક્કો માર્યો હતો ? ગિજુભાઈની એક નોંધ ઉપર દૃષ્ટિ કરીએ : 'બાળકોને વાંચન પૂરું પાડવાની શરૂઆત કરી હતી. માત્ર શરૂઆત. પરંતુ છાપેલી ચોપડીઓના અક્ષર ઝીણા હતા. બાળકોને તે ગમ્યા નહિ. વાંચવાની મરજી ખરી પણ આંખને ગોઠે નહિ. ચોપડીઓનું વસ્તુ રુચ્યું નહિ. તેમાં લખેલા પાઠોનો તેમને અનુભવ થોડો. તે સર્વસામાન્ય બાળકો માટે લખેલા એટલે જીવંત ઓછા લાગ્યા. લખાવટ અથવા શૈલી પણ સરસ ન લાગી. ટૂંકમાં અક્ષરો, વસ્તુ અને શૈલી ત્રણે વાનાં બાળકના વાચનની આડે આવવા લાગ્યાં.'

'મને હસ્તલિખિત પાઠો આપવાનું સૂઝ્યું. મેં આજુબાજુના વાતાવરણમાંથી વસ્તુ લીધું. અને તેમની શક્તિ ધ્યાનમાં રાખી પાઠો બનાવ્યા. પાઠોને વાર્તા જેવું સ્વરૂપ આપ્યું અને "નાની નાની વાર્તાઓ" એવું તેમને નામ આપ્યું. અને કામ આગળ લીધું.'[2]

આ નાનાં ઝરણાંએ આગળ જતાં બાલસાહિત્યની વિશાળ ગંગાનું સ્વરૂપ ધારણ કર્યું.

પછી તો પ્રગટ થયાં બાલસાહિત્યમાળા, બાલસાહિત્ય ગુચ્છ, અને બાલસાહિત્ય વાટિકા; બાલવાર્તાઓ, કિશોરકથાઓ અને "ઈસપનાં પાત્રો", "ગિજુભાઈના પાઠો" અને "હજીય મને સાંભરે છે"

---

૧. 'બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ' –રા. ના. પાઠક

૨. 'દક્ષિણામૂર્તિ' – ત્રૈમાસિક – ૧૯૨૬

– આમ થોકબંધ સાહિત્ય બહાર પડવા લાગ્યું.

ભાષાના તો ગિજુભાઈ જાણે કે સમ્રાટ હતા. આપણે મોટી ઉંમરના લોકો પણ આ પુસ્તકો જોવા લઈએ તો એક-બે લીટી વાંચતાં વાંચતાં તેમાં એવા તો લપસી પડીએ છીએ કે ચોપડી પૂરી થાય પછી જ ચોપડીના પંજામાંથી છૂટીએ.

એકબે નમૂના જોઈએ.

'હિમાલય નામનો પર્વત છે. ઊંચાં એનાં શિખર છે; નીચી એની ખીણો છે. માથે મોટી નદીઓ છે; પગે મોટાં વન છે. દેવોનું એ ધામ છે; ગિરિવર એનું નામ છે. ધરણીનો એ ધણી છે; પર્વતોમાં એ મણિ છે. પર્વતોનો એ રાજ છે ને ભારતનો એ તાજ છે. કૈલાસ એનું શિખર છે. કૈલાસ શિખરે શિવજી વસે; ઉમાદેવી સાથે રહે. એક દેવ અને એક દેવી.'

'છૈયું નહિ, છોકરું નહિ; આડોશી નહિ, પાડોશી નહિ; અવર નહિ, જવર નહિ; એક ઉમા ને બીજા શિવજી; બે જણની બેલડી. રમે જમે, ખાય પીએ ને મજા કરે.'

'એમ કરતાં દિન ગયા; માસ ગયા; જુગો ગયા.'

'શિવજી બેઠા વિચાર કરે છે; "ચાલને હવે તપ કરું ! વન જાઉં ને ધ્યાન ધરું ! ને કાયાનું કલ્યાણ કરું !"

'શિવજીને કંઈ છે ? આ ઊઠ્યા ને લીધી લંગોટી ! નહિ ધરાળ કે નહિ ઉલાળ ! ઘરબારેય શું ને વનવગડોય શું ? મહેલેય શું ને મસાણેય શું ? ગોરીયે શું ને ગુફાયે શું ?'

'ભૂત-પ્રેત ? તો કે ઘરનાં. સાપ-સાપણ ? તો કે ગળે વીંટ્યાં. શિવજીને કોની બીક ?'

'ટાઢ પડે તોય ઠીક ને તડકો પડે તોય ઠીક. વરસાદ વરસે તો કે ભલેને વરસ્યા કરે ! આ ધ્યાન ધરીને બેઠા.'

શિવજી કહે : 'પાર્વતીજી, પાર્વતીજી ! આ અમે વન ચાલ્યા. ધણીનું ધ્યાન ધરવા ને કાયાનું કલ્યાણ કરવા.'

વળતું પાર્વતીજી બોલ્યાં : 'તે એવો તે ધણી કોણ ? ધણીનોય ધણી ? શિવજીને વળી ધ્યાન કેવાં ? ધ્યાનીને વળી ધ્યાન ? તપસ્વીને વળી તપ ?'[૧]

---

૧. 'ગણપતિ બાપા' –ગિજુભાઈ

એક બીજું ઉદાહરણ એ જ પુસ્તિકાનું જોઈએ :

'કેટલાંય વર્ષો વહી ગયાં.'

'નારદજી સ્વર્ગમાં રહે. એક હાથમાં તંબૂરો ને એક હાથમાં કરતાળ. નારાયણનું નામ લે અને દુનિયા આખી ફરી વળે.'

'ફરતા ફરતા શિવજી પાસે આવ્યા.'

નારદજીની પૂજા કરી, અર્ચા કરી; નમન કરી, નમણ લઈ શંકરબાપા બોલ્યા : "પધારો દેવ ! આપનાં પગલાં ક્યાંથી ?"

નારદજીએ જવાબ દીધો : "એ તો ખબર આપવા આવ્યો છું. પાર્વતીજી અને છોકરાંછૈયાં મજામાં છે. કૈલાસ પરથી આવું છું.'

મહાદેવજી તો આગલી વાત ભૂલી ગયેલા. વિસ્મય પામી બોલી ઊઠ્યા : 'નારદજી ! ઘર ભૂલ્યા લાગો છો ! આ તો હું શિવજી. મારે ત્યાં છોકરાંછૈયાં કેવાં ! કાંતો જોઈ કોઈ બીજી પાર્વતી ને કાંતો જોયાં કોઈ બીજાનાં છોકરાં ! પાછા જાઓ ને ખાતરી કરો.'

નારદ કહે : 'ના, ભોળા ! ભૂલ્યો તો કાંઈ નથી. સાચું માનવું હોય તો માનો, નહિ તો હું મારે આ ચાલ્યો.'

'નારદજી તો ચાલ્યા ગયા.'

મહાદેવજીને થયું : "આપણે ઘેર છોકરાં કોનાં હશે ? લાવને જોઈ આવું ?"

'મહાદેવજી ચાલ્યા કૈલાસ ભણી.'[૧]

એક વધુ ઉદાહરણ 'કબાટ' પુસ્તિકામાંથી જોઈએ. જંગલના ઝાડ પોતાની વાત કહે છે :

'પછી તો ઉનાળો આવતો ને લૂ વાતી. તડકા તપતા ને અમે ચીમળાતાં, પણ ઉનાળો એ પાનખર નહિ, જરા દિવસે તપાવે પણ રાતે પાછો આ...ને મીઠો વા કાઢે. ને માની જેમ હેતથી અમારાં તપેલાં ડાળપાન ઉપર હાથ ફેરવે. રાત બધી શીતળ પવન લઈએ ને સવારે પાછાં તપવા માટે તૈયાર થઈએ.'

'એમ કરતાં ઉનાળો જાય ને ચોમાસું આવે. ઘટાટોપ વાદળાં ને વન આખામાં ધોળે દિવસે અંધારું ઘોર. એકદમ ઘામ થવા માંડે ને થોડીવારમાં તો વરસાદ તૂટી પડે. અમે તો નહાવા ને પાણી પીવા જ માંડીએ. થડથી તે ઠેઠ ઉપરનાં પાંદડાં સુધી તરબોળ થયા કરીએ.

૧. 'ગણપતિ બાપા' –ગિજુભાઈ

તડકાની ગરમી ક્યાંય ચાલી જાય.'

'આવી રીતની કેટલીય ઋતુઓ અમારા પર આવી ગયેલી. ઋતુએ ઋતુએ નવા અનુભવો થતા અને દરેક અનુભવ આખરે તો એક મજા જ થતી.'

'એમ અમે રહેતાં હતાં. બાળબચ્ચાં સાથે રાખીને પડ્યાં હતાં. એક જંગી કુટુંબ થઈને બેઠાં હતાં. કજિયો ન હતો. કંકાસ ન હતો. સંપ હતો, જંપ હતો. સુખ અને શાંતિ હતાં.'

'પણ પછી ભાઈ ! શું થયું એ કીધું જાય એમ નથી !'[1]

ગિજુભાઈની આ ભાષા ખરેખર અદ્ભુત છે. નાનાંનાનાં ટૂંકાં વાક્યો. શબ્દોના સાથિયા પુરાતા જાય અને અર્થના રંગો ઉપસતા જાય. શાંત, નિર્મળ ઝરણું જાણે કલકલ કરતું ચાલ્યું જાય છે. ફૂલ જેવી કોમળ અને હળવી શૈલી બાળકોના હૃદય સોંસરવી આબાદ રીતે નીકળી જતી. બુદ્ધિને ખીલવે. લાગણીઓને વિકસાવે અને દૃષ્ટિને વિશાળ બનાવે.

ગિજુભાઈના આ બાલસાહિત્ય પાછળ એમની બાલશિક્ષક તરીકેની એક ચોક્કસ વૈજ્ઞાનિક દૃષ્ટિ કામ કરતી હતી. દરેક પુસ્તક, તેમાંના દરેક પાઠ, દરેક ફકરા અને દરેક શબ્દો આ દૃષ્ટિથી ચકાસાયા પછી જ પુસ્તક પ્રકાશિત થતું. અત્યંત સમજપૂર્વક બાળકના મનની ભૂમિકાને ખ્યાલમાં રાખીને આ પુસ્તકો લખાતાં હતાં. 'સંપાદકોનું કથન' પુસ્તકમાં ગિજુભાઈની આ દૃષ્ટિ વિગતપૂર્ણ આલેખાઈ છે. એક ફકરો જોઈશું ?

'સ્વદેશ પ્રેમીઓને કદાચ આ પુસ્તકોમાં ક્યાંય રાષ્ટ્રીયતા જણાશે નહિ. પણ રાષ્ટ્રીયતાની અમારી કલ્પના જુદી છે, 'મારો દેશ' 'મારો દેશ' કરીને સાચો દેશપ્રેમ કેળવાતો નથી. કારણ 'દેશ' એ 'માત્ર Abstract વસ્તુ બને છે. એને બદલે દેશ એટલે શું તે જ કહી દઈએ તો તેના પરિચયની સાથે પ્રેમ કેળવાય છે.'

'મારો દેશ એટલે મારા દેશનાં મારાં ખેતરો, મારા દેશની મારી ગાયો-ભેંશો, મારા દેશના ખેડૂતો, મારા દેશના કુંભાર-લુહાર, મારા દેશનાં નદી-ડુંગરા, મારા દેશનાં પશુપક્ષીઓ, એ ભાવના જાગૃત થવી જોઈએ. મારે કોના ઉપર પ્રેમ કરવાનો છે તેની ખબર ન હોય, મારો

---

૧. 'કબાટ' —ગિજુભાઈ

દેશ એટલે શું એની કલ્પના ન હોય, ત્યાં દેશ ઉપરનો દેશપ્રેમ ઊંડો અને હૃદયમાંથી જાગેલો હોય જ નહિ. આ પુસ્તકો પાછળ આ પ્રકારની દૃષ્ટિ રહેલી છે. બેશક તાત્કાલિક મહત્ત્વના અથવા આજના ચાલુ પ્રશ્નને સ્થાન નથી, ને બાલદુનિયામાં તેની જરૂર પણ નથી. રાષ્ટ્રીય ભાવનાનાં ચિરંજીવ અને બાલમાનસ પર ઊંડી છાપ પાડનાર તત્ત્વો આ પુસ્તકોમાં અવશ્ય છે.'[1]

કેવો આત્મવિશ્વાસ અને બાળમનને સમજતી આમૂલાગ્ર દૃષ્ટિ!

બાલસાહિત્યનાં આ પુસ્તકોમાં વિષય-વૈવિધ્ય પણ જબરું છે. પૌરાણિક વાર્તાઓ (ગણપતિ બાપા, હરિશ્ચંદ્ર, ચેલૈયો, ગોપીચંદ વગેરે), વિજ્ઞાન અને કુદરત પરિચય, મનુષ્યજીવન પરિચય, ભાષા શિક્ષણ, વાર્તાઓ અને સાદા પાઠો, ભૂગોળ, વિનોદચાતુર્ય, બાલપ્રવાસો, ઐતિહાસિક વાતો, નાટકો, પત્રસાહિત્ય, લોકવાર્તાઓ, સંક્ષિપ્ત સાહિત્ય, અનુવાદો, જોડકણાં, રમત જોડકણાં, કહેવતો અને કહેવતોનાં મૂળ, કાવ્યો અને દૂહા-સોરઠા આવી અનેક પ્રકારની વિવિધતા આ બાલસાહિત્યમાં જોવા મળે છે. બાળકના સર્વતોમુખી વિકાસમાં આ વસ્તુને ગિજુભાઈ જરૂરી ગણતા હતા.

વળી તેઓ કહેતા : 'બાલવાચનમાં મોટાઓના સાહિત્યના બધા ગુણો હોઈ શકે છે ને હોવા જોઈએ; માત્ર કક્ષા ફેર હોય, વસ્તુ ફેર હોય, ભાષા ફેર હોય, પણ તે સાહિત્ય તો હોય જ. તેમાં શૈલીની મનોરમ્યતા હોય, ભાષાની ઝમક હોય, સમૃદ્ધિ હોય, કલાવિધાન હોય; બાલસાહિત્યમાં ભાષાની કોમળતા હોય ને ગૌરવ પણ હોય; ભાષાનું રમઝમતું સંગીત હોય ને વિચારની સૂક્ષ્મ ઝીણવટ પણ હોય; હૃદયને ડોલાવે તેવું ડોલન હોય અને તેની સાથે સુંદર તોલન પણ હોય.'[2] ગિજુભાઈએ આ બધામાં ફક્ત વાતોનાં વડાં કર્યાં ન હતાં, પરંતુ એવા પ્રકારનાં સાહિત્યનું નિર્માણ કરી બતાવ્યું હતું.

રસવૈવિધ્ય પણ એ પુસ્તકોમાં કેવું ? 'જરા હસો' અને 'વિનોદ ટૂચકા'માં હાસ્યરસ હોય તો 'મંગેશનો પોપટ' કરુણરસ જમાવે. 'મકનો ને રાક્ષસ'માં અદ્ભુત રસ દેખાય તો 'ગણપતિ બાપા'માં ધીરગંભીર શાંતરસ નજરે તરે. ક્યાંક ક્યાંક કલ્પનાની પાંખે ઊડવાનું હોય તો

૧. 'સંપાદકોનું કથન' –ગિજુભાઈ : તારાબહેન. પાનું ૧૭.
૨. 'સંપાદકોનું કથન' –ગિજુભાઈ : તારાબહેન.

'તીરંદાજ' અને 'છેલ્લો પાઠ' દેશપ્રેમના નક્કર પાઠ ભણાવે. 'મામાની જાળ્ય' અંધશ્રદ્ધાને દૂર કરી વૈજ્ઞાનિકતાના પાઠ ભણાવે તો 'છેટાં રે'જો માબાપ' આપણા સમાજમાંના સામાજિક દૂષણ તરફ અંગુલિનિર્દેષ કરે.

ગિજુભાઈના સાહિત્યના આવા આવા ગુણોથી જ દીવાન બહાદુર કૃષ્ણાલાલ મોહનલાલ ઝવેરીએ કહ્યું હતું : 'ગિજુભાઈને હાથે લખાયેલાં બાલસાહિત્યનાં પુસ્તકો અજોડ છે. છોકરાંઓ તે વાંચતાં થાકતાં નથી. વાંચે છે, તેમાંથી શિક્ષણ ગ્રહણ કરે છે, સાથે સાથે હસે છે ને ગમત કરે છે.'

'આવા બીજા ગિજુભાઈ ગુજરાત અને કાઠિયાવાડને મળતાં દાયકાના દાયકાઓ વહી જશે.'[૧]

સાહિત્યકાર તો સાહિત્યને બરાબર પિછાની જ શકે ને ?

**ગિજુભાઈની વિશેષતા – સાહિત્યકારો ઊભા કર્યા –**

ગિજુભાઈની એક ખાસ વિશેષતા પણ આપણે નોંધવી પડશે. ગિજુભાઈએ પોતે તો બાલસાહિત્ય લખ્યું પરંતુ સાથે સાથે અનેકોને બાલસાહિત્ય લખતા કર્યા. તારાબહેન, મોંઘીબહેન અને કમળાબહેન; શંકરભાઈ, હેમુભાઈ અને વિષ્ણુભાઈ; ગિરીશભાઈ વાર્તાઓ લાવ્યા ને બુચભાઈ લાવ્યા 'ઉદયપુર-મેવાડ'ની હસતી રમતી પ્રવાસ વાર્તા. સોમાભાઈ બાલકાવ્યો લઈ આવ્યા તો નરેન્દ્રભાઈ લાવ્યા પક્ષીઓનાં સુંદર વર્ણનો. અરે, બાલમંદિરનાં નાનાં નાનાં બાળકો પણ પોતાના લેખો લઈને આવી પહોંચ્યાં. ગિજુભાઈના સ્વભાવનું વર્ણન કરતાં તારાબહેને નોંધ્યું છે કે, 'ગિજુભાઈ તો આગના ગોળા જેવા હતા. જે કોઈ પાસે આવે તેને સળગાવતા.' જ્યોતથી જ્યોત પ્રગટે જ ને !

બાલસાહિત્યમાં ગિજુભાઈનું અત્યુત્તમ પ્રદાન છે બાળવાર્તાઓના ભાગ. ગિજુભાઈ અને એમના સાથીદારોએ આ બધી વાર્તાઓ લોકજીવનમાંથી એકઠી કરી, ક્રમબદ્ધ કરી અને જુદા જુદા ભાગમાં પ્રકાશિત કરી. એ વાર્તાઓમાં કોઈ વાર્તા (કૂકડી પડી રંગમાં) પંજાબથી આવી હતી ને કોઈ મહારાષ્ટ્રથી (નકો નકો રાજા), કોઈ બંગાળથી અને કોઈ (ગોળ કેરી ભીંતરડી) કર્ણાટકથી. પરંતુ ગિજુભાઈએ એ બધી વાર્તાઓને ગુજરાતી રૂપ આપી દીધું હતું.

૧. 'સ્મરણાંજલિ' –કૃષ્ણાલાલ ઝવેરી

સમાજ વર્ષોથી આ વાર્તાઓ પોતાનાં બાળકો માટે વાપરતો હતો. ગિજુભાઈએ એ વાર્તાઓની શક્તિને પિછાની અને એટલે જ એ વાર્તાઓને બાળકો સમક્ષ તેઓ લઈ આવ્યા. પ્રસ્તાવનામાં શિક્ષકોને કડક સૂચના પણ આપી કે 'મોટા પંડિત બની વાર્તા કહેશો નહિ. જ્ઞાન આપવા બેસશો નહિ. તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નહાજો અને બાળકોને નવરાવજો.'

'બાળકો હોંશે હોંશે વારંવાર તે સાંભળશે, પરંતુ આ વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ. તેમની પાસેથી કઢાવશો નહિ. પરીક્ષા માટે તો ભણાવશો જ નહિ.'[૧]

**ગિજુભાઈનું કિશોર સાહિત્ય :**

'બાળકો નાનાં મટીને કિશોર બન્યાં તો ગિજુભાઈએ એમને માટે કિશોર અવસ્થાને યોગ્ય એવું પણ સાહિત્ય તૈયાર કર્યું. બાલસાહિત્ય ગુચ્છ, બાલસાહિત્ય વાટિકા, કિશોર કથાઓ, રખડુ ટોળી; વગેરે આ પ્રકારનું સાહિત્ય છે. આ પ્રકારના સાહિત્યનાં સર્જનમાં નાનાભાઈ, માધવજીભાઈ, મૂળશંકરભાઈ ભટ્ટ પણ મદદમાં આવ્યા હતા. અંગ્રેજ કેળવણીકાર નીલની મનોવૈજ્ઞાનિક રીતે વાર્તા કહેવાની રીતથી ગિજુભાઈ ખૂબ આકર્ષિત થયેલા અને એથી બાળકોને પ્રાપ્ત થયું 'રખડુ ટોળી.' આ પ્રકારની વાર્તાઓનો ઉપયોગ ગિજુભાઈએ પોતાના બાલમંદિરમાં પણ કરેલો છે, જે વિષેની ઘણી નોંધ 'હાલતાં ચાલતાં' પુસ્તકમાં મળે છે. 'ગધેડાનાં પરાક્રમો' મૂળ રશિયન પુસ્તક, પણ તેનું અંગ્રેજી ભાષાંતર ગિજુભાઈએ વાંચ્યું અને તરત ઉતાર્યું ગુજરાતીમાં. ઈસપની કથાઓને પણ ઉતારી. નાનાભાઈએ અર્પ્યાં "રામાયણ અને મહાભારતનાં પાત્રો" અને "હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ.' માધવજીભાઈ લાવ્યા ભીમ-ઘટોત્કચની રસળતી કથાઓ અને શેરલોક હોમ્સની ડિટેક્ટિવ વાતો. મૂળશંકરભાઈ લાવ્યા જુલે વર્ન વગેરે યુરોપિયન વાર્તાકારોનાં પુસ્તકોનાં ભાષાન્તરો. આપણે બરાબર સભાનપૂર્વક નોંધવું પડશે કે આ કિશોરસાહિત્યનું આકર્ષણ આજે આટલાં વર્ષો પછી પણ જરાય ઓછું થયું નથી અને ગુજરાતી ભાષામાં આ પ્રકારના સાહિત્યમાં હજુ તે અવ્વલ નંબરે જ છે.

૧. 'બાલવાર્તાઓ ભાગ-૧' પ્રસ્તાવનામાંથી –ગિજુભાઈ

**ગિજુભાઈનું શૈક્ષણિક સાહિત્ય :**

બાળકો માટે સાહિત્ય સર્જાવા લાગ્યું તેની સાથોસાથ શિક્ષકો માટેનું શિક્ષણસાહિત્ય પણ લખાવા લાગ્યું.

એમના એક પુસ્તકની પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે : 'વાતાવરણમાં નજર નાખતાં જણાય છે કે ચારે બાજુ નવી કેળવણીનાં પગરણ મંડાઈ ગયાં છે. જૂની કેળવણીના સાડા અગિયાર વાગી ચૂક્યા છે; ધીમેધીમે બાર પણ વાગશે. નવી કેળવણીનું મકાન પાયાથી માંડીને ચણવાની જરૂર જણાય છે. આ મકાનના ચણતરમાં થોડી એક નવી દિશા સૂચવનારાં પુસ્તકો જોઈશે.'

વર્તમાન પરિસ્થિતિ અને ભાવિની એંધાણીનાં કેવાં સ્પષ્ટ દર્શન તેમને થયેલાં હતાં ? અને આથી જ આ હેતુ ખ્યાલમાં રાખીને નવી દિશા સૂચવનારાં પુસ્તકો તૈયાર કરવા તેમણે કમર કસી.

આ ભગીરથ કાર્યમાં તેમણે સૌ શિક્ષક ભાઈ-બહેનોનો સહકાર પણ નમ્ર બનીને માગ્યો અને 'મારું વાક્ય એટલે બ્રહ્મવાક્ય' એવો જડ આગ્રહ કદી સેવ્યો નહિ. 'શિક્ષકો આને આવકાર આપશે એમ આશા રાખું છું. તેઓ આ વિચારોને અંગત અનુભવે ચડાવે અને જો ખાતરી થાય કે તેમને મદદરૂપ છે તો તેને ફેલાવે.'

'સુધારાને ઘણો અવકાશ છે. વાચકોના અને પ્રયોગ કરનારાઓના અનુભવોને આદરથી સ્વીકારીને હું મારા કામમાં આગળ વધવા ઈચ્છા રાખું છું.'

'મારા આ કામમાં પ્રાથમિક શાળાનાં સૌ શિક્ષક ભાઈ-બહેનોની મદદ યાચું છું.'[૧]

'મૉન્ટીસોરી પદ્ધતિ' એ શિક્ષણશાસ્ત્રનો ગ્રંથ છે. 'મેડમ મૉન્ટીસોરી'ની શિક્ષણપદ્ધતિનું ગુજરાતી ભાષામાં રૂપાંતર કરવાનું કામ કઠિન હતું. મેડમના ભાવને વફાદાર રહીને એ ભારે કામ ગિજુભાઈએ ખૂબ જહેમત ઉઠાવીને પૂર્ણ કર્યું. એ કાર્યમાં ગિજુભાઈની વૈજ્ઞાનિક અને તલસ્પર્શી વેધક દૃષ્ટિનો ગુજરાતને પરિચય થયો.'[૨]

એમના માર્ગદર્શનથી તારાબહેને Montessorri's own

---

૧. 'પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ' –ગિજુભાઈ (પ્રસ્તાવનામાંથી)
૨. 'બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ' –રા. ના. પાઠક

hand-bookનું 'મૉન્ટીસોરી પ્રવેશિકા'ને નામે ભાષાન્તર કર્યું. ગુજરાતના અંગ્રેજી નહિ જાણતા અને મૉન્ટીસોરી પદ્ધતિએ કામ કરવા ઈચ્છતા શિક્ષકોને આ બંને પુસ્તકો ખૂબખૂબ ઉપયોગી નીવડ્યાં.

'બાલશિક્ષણ મને સમજાયું તેમ' એ પુસ્તિકા કોઈપણ માણસને 'બાલશિક્ષણાભિમુખ કરવાની શક્તિ ધરાવતું' પુસ્તક છે. મૉન્ટીસોરી પદ્ધતિનું અધ્યયન-અધ્યાપન કરતાં કરતાં મૉન્ટીસોરી પદ્ધતિનું જે તાત્ત્વિક દર્શન એમને થયું તે એ પુસ્તિકામાં રજૂ કર્યું છે. સમગ્ર પુસ્તકમાં ઠેરઠેર ગિજુભાઈની કાવ્યમય ભાષાનાં દર્શન થાય છે.

'વાર્તાનું શાસ્ત્ર-ભાગ ૧-૨' તથા 'કલા-કારીગરીનું શિક્ષણ ભાગ ૧-૨' એમનાં સંશોધન ગ્રંથો છે અને શિક્ષણના ક્ષેત્રમાં નવી ભાત પાડનારાં છે. 'વાર્તાનું શાસ્ત્ર' પુસ્તક બહાર પડ્યું ત્યારે 'સાહિત્ય'ના તંત્રી શ્રી મટુભાઈએ કહ્યું હતું કે 'દસ પંદર વરસે માંડ આવું એક અભ્યાસ, ચિંતન અને શાસ્ત્રીયતા રજૂ કરતું પુસ્તક અવલોકવા માટે આવે છે.' આ પુસ્તકમાંના વિચારો હજુ આજે પણ એવા ને એવા જ તાજા અને ઉપયોગી છે. ૧૯૬૩-૬૪ની સાલમાં યુરોપિયન બાલકેળવણીકારો દિલ્હીમાં વાર્તાકથન વિષે વ્યાખ્યાનો આપે છે તો તેમાં આ પુસ્તક કરતાં એક પણ નવો મુદ્દો આપતા નથી. ઊલટાનું કહે છે કે You are the pioneers in this field. We have nothing to teach you.

આ પુસ્તકની બીજી વિશેષતા એ છે કે તેમાં એકલી સૈદ્ધાંતિક ચર્ચાઓ કરવાને બદલે ગિજુભાઈએ વ્યવહારુ ઉદાહરણો ખૂબ આપ્યાં છે. વાર્તા આ રીતે ન કહેવાય અને આ રીતે કહેવાય. તો તેનાં સ્પષ્ટ ઉદાહરણો ગિજુભાઈએ આપ્યાં હોય. નાનાં બાળકો પાસે રામાયણની વાર્તા કહેવી હોય તો આ રીતે કહેવાય અને તરત તેનું ઉદાહરણ તૈયાર હોય જ. અનુભવ, અધ્યયન અને મૌલિક ચિંતનને લીધે આ પુસ્તક ખરેખર ગુજરાતી સાહિત્યમાં અણમૂલ બની ગયું છે. આથી જ કાકાસાહેબે એની પ્રસ્તાવનામાં કહ્યું છે કે : 'હું નિઃશંકપણે કહી શકું છું કે "વાર્તાનું શાસ્ત્ર" રચવામાં ગિજુભાઈ સફળ નીવડ્યા છે. અને શિક્ષણશાસ્ત્રના સાહિત્યમાં તેમણે કિંમતી ઉમેરો કર્યો છે. માણસ શિક્ષક થયો એટલે કેટલી દષ્ટિથી તેમણે વિચાર કરવો જોઈએ એનો ખ્યાલ પણ આ ચોપડીમાંથી અધ્યાપકોને સરસ મળશે.' આપણે

કાકાસાહેબની વાત માની લઈશું કે કોઈ યુરોપિયન વિદ્વાનના અભિપ્રાય સુધી રાહ જોયા કરીશું ?

'કલા-કારીગરીનું શિક્ષણ' એ પુસ્તકમાં ચિત્ર, સંગીત, સીવણ-ભરત-ગૂંથણ, માટીકામ, કાગળકામ, કાતરકામ, રંગોળી અને પ્રદર્શનો, સંગ્રહાલયો, શાળાનો શણગાર, શાંતિની રમત વગેરે વિષયોને લગતું શિક્ષણ પ્રાથમિક શાળામાં કેવું હોય એની ચર્ચા કરી છે. પોતાનાં દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં આ બાબતમાં પોતે કરેલા અનુભવો અને એ અનુભવોના નિચોડ આ પુસ્તકમાં આપ્યા છે. અને એને આધારે તેમણે સૂચવ્યું કે આ વિષયોનું શિક્ષણ આવી આવી રીતે અપાય તે ઈચ્છનીય છે.

'પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ', 'પ્રાથમિક શાળામાં શિક્ષણ પદ્ધતિઓ' અને 'ચિઠ્ઠીવાચન' એ ગિજુભાઈના અનુભવનો નિચોડ આપતા વ્યવહારુ ગ્રંથો છે. પોતાના રોજિંદા કાર્યમાં શિક્ષકને માર્ગદર્શક થાય તેવા આ ગ્રંથો છે. નવી દૃષ્ટિથી શિક્ષણકાર્ય કેમ કરાય તેવી વિગતભરી વાતો તેમાં છે.

'પ્રાથમિક શાળામાં શિક્ષક' પુસ્તકમાં ગિજુભાઈએ આપણી પ્રાથમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોની પરિસ્થિતિનું આબેહૂબ વર્ણન કર્યું છે. છેવટે તેમાં કહે છે : 'હું તમારામાંનો એક છું. અને આપણા ધંધા માટે, આપણા ચારિત્ર્ય અને ઉન્નતિ માટે જુદે જુદે વખતે જે વિચારો મેં કરેલા છે તે વિચારો હું તમારી સેવામાં રજૂ કરું છું.'

'આપણે આજના દલિતોમાંના એક છીએ. દલિતોના ઉદયની ઉષા ઊગી ચૂકી છે. જે જોસથી દુનિયાના દલિતો કૂચ કરી રહ્યા છે તે જોરથી આપણે પણ ઊપડીએ.'

'આપણામાં વિશ્વાસ અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખી આપણે આપણાં કદમ ઉપાડીએ, આગળ વિજય છે.'

'શિક્ષક હો તો' પુસ્તક વળી અનોખી ઢબનું છે. શિક્ષક તરીકે કામ કરતાં કરતાં પોતાને થયેલા અનુભવો અને તેમાંથી પ્રાપ્ત થયેલું બાળક વિષેનું જ્ઞાન ગિજુભાઈએ એ પુસ્તકમાં થોડુંએક મૂક્યું છે. સરળ અને હળવી ભાષા તથા અનોખી શૈલીથી આ પુસ્તક સુંદર અને શિક્ષકોને ખૂબ ઉપયોગી બની ગયું છે.'

'સ્વતંત્ર બાલશિક્ષણ', 'બાલવાર્તાઓનો વિનોદ', 'શહેરમાં

મૉન્ટિસોરી પદ્ધતિ' વગેરે પુસ્તકો પણ શિક્ષકો માટે લખાયેલાં પુસ્તકો છે.

અને 'દિવાસ્વપ્ન' ? જીવન અનુભવોની ભૂમિકા પર કેવું ભવ્ય સ્વપ્ન ગિજુભાઈએ રજૂ કર્યું છે ? એ સ્વપ્નના રંગે કેટલાયે બાલશિક્ષકો રંગાઈ ગયા છે અને હજી એનો રંગ એ પુસ્તક લગાડી રહ્યું છે.' અમદાવાદની એક એજ્યુકેશન કૉલેજના પ્રિન્સીપાલ કહેતા હતા : 'ગિજુભાઈ કશું ન કરત અને એક આ "દિવાસ્વપ્ન" પુસ્તક જ લખી ગયા હોત તોપણ તેઓ અમર થઈ જાત.'[૧] યંત્રવત સ્તબ્ધ બનીને ફાટી આંખે આ 'દિવાસ્વપ્ન' પુસ્તક સાંભળતા કેટલાયે શિક્ષકો તો આજે પણ મેં જોયા છે.

શ્રી હરભાઈ ત્રિવેદીએ આ પુસ્તક ઉપર નોંધ કરતાં લખ્યું છે : 'આખું પુસ્તક ગઈ કાલની પ્રાથમિક કેળવણીની નાનકડી સમાલોચના જેવું, તેમજ આવતી કાલની નવીન પ્રાથમિક શાળાના મનોહર અને સ્પષ્ટ દર્શન જેવું છે. વાર્તાની શૈલીમાં લખવામાં આવ્યું છે એ તેની વિશિષ્ટતા છે. ગિજુભાઈ મારા બહુ જ નજીકના મિત્ર છે. તેમનાં લખાણો ઉપર હું હમેશાં શકરા જેવી દૃષ્ટિ રાખવાવાળો છું, અને એમનાં લખાણોથી સોએ સો ટકા મુગ્ધ થાઉં તેવું ભાગ્યે જ બન્યું છે. આમ છતાં ગિજુભાઈના આ પુસ્તકે તો મને ખરેખર મુગ્ધ બનાવ્યો છે.'[૨]

ગિજુભાઈનું આ શિક્ષણ વિષયક સાહિત્ય સારું એવું વિપુલ છે અને અનેક મૌલિક વિચારોથી ભરપૂર છે. એમાં ગિજુભાઈની આર્ષદૃષ્ટિનાં દર્શન થાય છે અને વ્યવહારભરી શાસ્ત્રીયતા પણ તેમાં છે. ભાષાની મધુરતા અને મંજુલતા તેમાં છે અને આત્માનું પ્રખર જોમ પણ તેમાં છે.

ગિજુભાઈના આ સાહિત્યને ગુજરાતની શિક્ષક જનતાએ હૃદયના ઉમળકાથી વધાવ્યું હતું. સન્માનપૂર્વક પોતાના જીવનમાં તેનો ઉપયોગ પણ કર્યો છે. ગુજરાતના જિલ્લાઓના દૂર દૂરના ગામડાંઓમાં બેઠેલા પ્રાથમિક શાળાના અનેક શિક્ષકોએ આ પુસ્તકો

---

૧. ગુજરાત વિદ્યાપીઠના શિક્ષણ મહાવિદ્યાલયના પ્રિન્સિપાલ શ્રી પુરુષોત્તમભાઈ પટેલ સાથેના વાર્તાલાપના આધારે.

૨. 'દિવાસ્વપ્ન' –ગિજુભાઈની પ્રસ્તાવના

મંગાવ્યાં અને વાંચ્યાં. એ વાચનથી એમના શિક્ષણકાર્યમાં નવું જોમ અને નવી દૃષ્ટિ પણ પ્રાપ્ત થતાં હતાં, એવા એક શિક્ષકનો પુત્ર હોવાથી એ વાતનો હું પ્રત્યક્ષ સાક્ષી પણ છું. અને દૂર દૂર જબલપુર અને ગોંદિયાની શાળાના શિક્ષકોના હાથમાં પણ મેં ગિજુભાઈનાં પુસ્તકો નજરે નિહાળ્યાં છે. આજેય જુવાન શિક્ષકો આ પુસ્તકો રસથી વાંચતા માલૂમ પડે છે.

**માબાપો માટેનું સાહિત્ય :**

ગિજુભાઈએ માબાપો અને સમાજને માટે પણ સાહિત્ય લખ્યું છે. તેઓ માનતા હતા કે નૂતનશિક્ષણ તો જ સફળ થશે જો માબાપોની પોતાનાં બાળકો પ્રત્યેની દૃષ્ટિ બદલાય અને આપણાં કાર્યમાં તેઓ મદદરૂપ થાય. ગિજુભાઈએ પોતાનાં કેટલાંક પુસ્તકો આ વાતને નજર સમક્ષ રાખીને લખ્યાં છે. 'મા-બાપ થવું આકરું છે', 'આ તે શી માથાફોડ', 'માબાપોને', 'હાલતાં-ચાલતાં' વગેરે આ પ્રકારનાં પુસ્તકો છે.

'મા-બાપ થવું આકરું છે' અને 'આ તે શી માથાફોડ' એ મા-બાપોની બાળકો પ્રત્યેની ફરજનું ભાન કરાવનારાં અને માબાપોને ચોક્કસ માર્ગદર્શન આપતાં પુસ્તકો છે.' સાદી અને સરળ ભાષા તથા નાના નાના પ્રસંગો કે ઉદાહરણ દ્વારા વાત કરવાની ગિજુભાઈની શૈલીથી માબાપો હોંશે હોંશે આ પુસ્તકો વાંચતાં અને ગિજુભાઈની વાત તેમનાં હૃદય સોંસરવી ઊતરી જતી. 'મારી સાથે કેમ નહિ', 'બાપાની સાથે ક્યારે મળવું ?', 'શામજીભાઈને ઘેર', 'બચુને ત્યાં', વગેરે પ્રસંગો તો ખરેખર અદ્‌ભુત છે. આ પુસ્તકોનું મહત્ત્વ કે ઉપયોગીતા આજે પણ જરાય કમ નથી થયાં. બાળકોના ઉછેરમાં પ્રેમભર્યું કુટુંબજીવન પણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે એ વાત આ પુસ્તકોમાં સરસ રીતે તેમણે નિરૂપી છે.

'ઉમેદ છે કે ગુજરાતના તમામ જાતના વાચકોને આ પુસ્તક ઉપયોગી થશે.'

અને ખરેખર ચિંતનશીલ સ્વભાવના સૌ કોઈ વાચકોને એ ઉપયોગી થાય છે.

'મા-બાપોને', 'મા-બાપોના પ્રશ્નો', 'વાર્તા કહેનારને', 'ઘરમાં

બાળકે શું કરવું ?' એ પુસ્તકો પણ માતા-પિતાઓને તેમનાં કાર્યમાં સહાયરૂપ થાય તે પ્રકારનાં છે.

**ગિજુભાઈએ ચલાવેલાં સામયિકો :**

'શિક્ષણપત્રિકા' અને 'દક્ષિણામૂર્તિ' એ બંને સામયિકોને પણ આપણે ગિજુભાઈના સાહિત્યમાં નોંધીશું.

નૂતન બાલશિક્ષણ સંઘનું દર માસે પ્રગટ થતું મુખપત્ર તે આ 'શિક્ષણપત્રિકા.' બાલશિક્ષણના અનેક પ્રશ્નોની ચર્ચા આ પત્રિકામાં થતી. ગિજુભાઈ અને તારાબહેન પોતાના નૂતન પ્રયોગોની વાતો સાવ સાદી છતાં શાસ્ત્રીય ઢબે તેમાં ચર્ચતા. ગુજરાતની સેંકડો શાળાઓ, પુસ્તકાલયો અને મા-બાપો પાસે આ પત્રિકા પહોંચતી. બાળકો તરફની મા-બાપોની અને સમાજની દૃષ્ટિ બદલાવવામાં આ પત્રિકાનો ફાળો નાનોસૂનો નથી.

આ પત્રિકાને રાષ્ટ્રવ્યાપી બનાવવા માટે પણ ગિજુભાઈએ પ્રયત્ન કર્યા હતા. દાદર (મુંબઈ)માંથી મરાઠી 'શિક્ષણપત્રિકા' શરૂ કર્યું હતું અને ઈંદોરમાંથી હિંદી 'શિક્ષણપત્રિકા' શરૂ કરવામાં આવ્યું હતું. આ રીતે રાજસ્થાન, મધ્યપ્રદેશ તથા મહારાષ્ટ્રની જનતાને તે પોતાના નવીન વિચારોથી રંગવા લાગ્યા હતા, પરંતુ વધુ બીજી ભાષાઓમાં આ કામ વ્યાપ્ત બને તે પહેલાં ઈશ્વરે તેમને આપણી વચ્ચેથી ઉપાડી લીધા.

'વસંત બાલશિક્ષણ પ્રચારમાળા' અને 'મૉન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા'માં ગિજુભાઈ અને તારાબહેને બાળકોની અને નૂતન શિક્ષણની વાતો સમજાવતી અનેક નાનીનાની પુસ્તિકાઓ લખી હતી. 'બાલચારિત્ર્ય'. 'મૉન્ટીસોરી શિક્ષકની દૃષ્ટિ', 'બાલજીવનમાં ડોકિયું', 'બાલમંદિરમાં', 'બાળકોનો પહેરવેશ' વગેરે પુસ્તિકાઓ ખૂબ સરસ છે અને કોઈપણ વાચકોને મુગ્ધ બનાવે છે. ગિજુભાઈ અને તારાબહેને લખેલી આ નાનકડી પુસ્તિકાઓ ઘેરઘેર જઈને અનેક મા-બાપો પાસે અને શિક્ષકો પાસે બાળકોની વકીલાત કરવા લાગી હતી.

'હાલતાં ચાલતાં' વળી કંઈક નવી ઢબે લખાયેલું પુસ્તક છે. મહાદેવભાઈના આ મિત્રનું આ પુસ્તક વાંચતાં આપણને મહાદેવભાઈની ડાયરીઓનું સ્મરણ થાય છે. આ પુસ્તક પણ ગુજરાતી

સાહિત્યમાં અનોખી ભાત પાડે છે અને ઊંચું સ્થાન પ્રાપ્ત કરે છે.

એ પુસ્તકની પ્રસ્તાવનામાં ગિજુભાઈ નોંધે છે : 'સવારથી સાંજ સુધી મારી આજુબાજુ કેટલાયે બનાવો બને છે. દરેકે દરેક બનાવ કંઈ ને કંઈ વિચારને જગાડે છે. આ વિચારજાગૃતિની જુદે જુદે સમયે કરેલી નોંધ આ "હાલતાં ચાલતાં"માં છે.'

' "હાલતાં ચાલતાં"ની ઘટનાઓ સત્ય છે. અભ્યાસ અને અનુભવ વડે ખેંચેલાં અનુમાનો મારાં છે.'

'કેળવણીની દુનિયામાં હું અમુક એક જ વ્યક્તિ કે સિદ્ધાંતનો કેવળ ઉપાસક નથી, પરંતુ પ્રમુખ વ્યક્તિ અને સિદ્ધાંતની ઉપાસના સાથે સત્યના મુખનું દર્શન કરવા સ્વાનુભવથી પુરુષાર્થ કરી રહ્યો છું.'

'એટલે "હાલતાં ચાલતાં" કોઈ મતપંથને રજૂ કરતું નથી પણ કેવળ મારી પોતાની વિચારદૃષ્ટિ રજૂ કરે છે.'

'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક દક્ષિણામૂર્તિ સંસ્થાના મુખપત્ર તરીકે નીકળતું હતું. નાનાભાઈ, હરભાઈ, ગિજુભાઈ, તારાબહેન સૌ કાર્યકરો તેમાં લખતાં હતાં. પરંતુ ગિજુભાઈનું પ્રદાન આ અંકોમાં પણ પ્રમાણમાં વિશેષ રહેતું. આજથી ચાલીસ વર્ષ પહેલાં ચાલતું આ સામયિક આજના કોઈપણ શિક્ષણવિષયક સામયિકને ટક્કર મારે તેવું હતું. વિષયોની વિવિધતા, અપાર વિચારસમૃદ્ધિ, વિશ્વવ્યાપી દૃષ્ટિ અને ચિંતન. મનનની ઉત્કૃષ્ટ ભૂમિકાને લીધે આ સામયિક ખરેખર આજે પણ આપણને ચકિત કરે છે. એમાંના અનેક લેખો અને લેખમાળાઓ કાળના ગર્તમાં નષ્ટ થાય તે પહેલાં ગ્રંથરૂપે પ્રગટ થાય તો ઠીક ઠીક એવી ઉચ્ચ પ્રકારની શિક્ષણવિષયક વાચનસામગ્રી આપણને પ્રાપ્ત થાય તેવું છે.

**ગિજુભાઈનું ચિંતન સાહિત્ય :**

'શાંતપળોમાં' અને 'પ્રાસંગિક મનન' એ બંને પુસ્તકો ચિંતનગ્રંથો છે. ગિજુભાઈ બહારથી પ્રવૃત્તિપ્રધાન માનવ ભાસતા હતા, પરંતુ હૃદયના ઊંડાણમાં તેઓ અત્યંત શાંતિપ્રિય વ્યક્તિ હતા. એમનું વ્યક્તિત્વ કંઈક અંશે Mysticism તરફ ઢળેલું હતું. જો કે તેમની ધર્મભાવના જડ અને અંધશ્રદ્ધામય ન હતી છતાંય તેમના મિત્રોએ તેમને વર્ષો સુધી માળા ફેરવતા જોયા છે. એમના આ અધ્યાત્મનિષ્ઠ

હૃદયમાં નિર્ઝરિત ચિંતનસૃષ્ટિ આ ગ્રંથોમાં દૃષ્ટિગોચર થાય છે.

શ્રી નાનાભાઈએ કહ્યું છે : 'જીવનના ખારામીઠા પ્રસંગોમાંથી થાકીને આદમી જ્યારે પોતાના અંતરમાં પાછો વળે છે ત્યારે આવી "શાંત પળો" જ તેના થાકને ઉતારી શકે છે. ટૂંકમાં એવા જીવતરમાં થોડીએક આવી પળો પણ માણવી એ જીવનનો લહાવો છે.'

આપણે આ પુસ્તકમાંની એકબે ચિંતનકણિકાઓ જોઈને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

[૧]

'આપણા શિક્ષક ભાઈઓને તથા બહેનોને હું અત્યારે તો એટલું જ કહીશ કે દુનિયાની ચડતી અને પડતીનો આધાર દુનિયા શરૂ થઈ ત્યારથી તે અત્યાર સુધીમાં માત્ર શિક્ષકો ઉપર જ રહેલો છે. જ્યારે જ્યારે શિક્ષકો પોતાના પવિત્ર કાર્યને વફાદાર રહ્યા છે ત્યારે ત્યારે દુનિયા આગળ વધી છે. અને જ્યારે જ્યારે તેઓ તેને બેવફા નીવડ્યા છે ત્યારે ત્યારે દુનિયા પાછળ હઠી છે. શિક્ષકો જ્યારે સત્તા અને મૂડી તળે દબાઈને પોતાનું વ્યક્તિત્વ નબળું પડવા દે છે ત્યારે પ્રગતિનાં પગલાં પાછાં હઠે છે, અને જ્યારે તેઓ એ બે શક્તિઓની સામે ઊભા રહીને તેને ઠોકરે મારે છે ત્યારે પ્રગતિનો પયગામ આગળ વધે છે.'

[૨]

'જ્યારે અફાટ આકાશમાં એકેય તારાનો ઝાંખો એવોયે પ્રકાશ નથી રહ્યો;

'જ્યારે દૂર કે નજીકના કિનારાઓ ઉપર એકેય દીવાદાંડીનો પ્રકાશ નથી દેખાતો;

'જ્યારે દરિયાનાં મોજાં સુધ્ધાં કાળરાત્રિમાં કાળાં ડિબ્બાણ જેવાં થઈ રહ્યાં છે;

'અને એ વેળાએ જ્યારે દિશાભૂલ્યું મારું વહાણ સાગરતરંગો ઉપર આમતેમ ડોલી રહ્યું છે –

'ત્યારે ઓ, મારા પ્રભુ ! આ એક નાનો એવો દીપક મારા વિકટ માર્ગને અજવાળી રહ્યો છે, અને એ પ્રકાશે હું મારું નાવ

નચિંતપણે હંકારી રહ્યો છું.

'એ મારો નાનો દીપક, ભગવન ! તારા ઉપરની મારી અખંડ અને નિઃસીમ શ્રદ્ધા છે.'

લાગે છે ને કોઈ ગુજરાતી રવીન્દ્રનાથની ગીતાંજલિ !

ગિજુભાઈનાં પુસ્તકોની સેંકડો, હજારો અને લાખો નકલો ગુજરાતમાં ખપી છે એથી વિશેષ બીજો કયો પુરાવો ગિજુભાઈનાં સાહિત્યની લોકપ્રિયતા માટે હોઈ શકે ? ગુજરાતનાં બાળકોએ, ગુજરાતના શિક્ષકોએ, અને ગુજરાતી માતા-પિતાઓએ – સૌએ એમનાં પુસ્તકો રસથી અને પ્રેમથી વાંચ્યાં છે અને પોતાનાં હૃદયમાં ગિજુભાઈને અમર બનાવ્યા છે.



# ૮

## ગિજુભાઈનું પ્રદાન-૫ 'રાષ્ટ્રિય શિક્ષક તરીકે'

'ઘણાઓ એમ માને છે કે કૃષ્ણ-સુદામા જેવા આજે આદર્શ વિદ્યાર્થીઓ ક્યાં છે ? ગુરુનાં લાકડાં લેવા જવાની હોંશ આજે ક્યાં છે ?'

'પણ આજે હવે એ સુદામા અને કૃષ્ણના આદર્શોની આશા રાખે કામ નહિ આવે. આજે તો લેનીનની જેમ વિદ્યાર્થીઓ સાથે જારના રોટલાનો ટુકડો ખાઈને ગુરુઓ ફરશે અને બાળકોને શિક્ષણ આપશે તો જ આજે દુનિયામાં ટકાશે, નહિ તો તેમનો વહેલો નાશ થશે.'

–ગિજુભાઈ

**સ્વાતંત્ર્યસંગ્રામનો કાળ :**

૧૯૨૦ની સાલથી ભારતના પ્રજાજીવનમાં એક ભારે ખળભળાટ મચી ગયો હતો. ગાંધીજી ભારતના રાજકીય તખ્તા પર પ્રવેશ્યા અને તેની કંઈક જાદુઈ અસર સમગ્ર દેશ ઉપર થઈ હતી. પંજાબના જલિયનવાલા પ્રકરણમાં અને બિહારના નીલવરોના પ્રશ્નમાં ગાંધીજીને નવીન રીતે કામ કરતા જોઈ લોકોમાં કોઈ અજબ ચેતન ઊભરાવા લાગ્યું હતું. -સમગ્ર દેશ જાણે કે આળસ મરડી બેઠો થવા લાગ્યો હતો અને મા-ભોમના મુક્તિયજ્ઞમાં કંઈ ને કંઈ ફાળો આપવા દેશનાં સૌ નરનારીઓ પ્રયત્નશીલ બન્યાં હતાં.

સ્વાધીનતા માટેની સળગતી આગ સાથે લોકજાગૃતિનો જુવાળ ધીરે ધીરે શહેરે શહેરે, ગામડે ગામડે અને ઘરે ઘરે ફેલાવા લાગ્યો હતો. એક પછી એક વર્ષો વીતતાં હતાં અને ભારતીય લોકપ્રાણ અજ્ઞાન અને જડતા ખંખેરી, જ્ઞાન અને શક્તિનું પોતામાં સિંચન કરી કટિબદ્ધ થતો હતો.

એમ કરતાં ૧૯૩૦ની સાલ આવી અને સ્વાતંત્ર્યના સંગ્રામની રણભેરી બજી. બાપુએ દાંડીકૂચ શરૂ કરી અને આ વખતની લડતને આખરી યુદ્ધ જાહેર કર્યું. 'કાગડા કૂતરાને મોઢે મરીશ પરંતુ સ્વાધીનતા પ્રાપ્ત કર્યા વિના હું આશ્રમમાં પાછો નહિ ફરું.' આખો દેશ એક છેડેથી બીજે છેડે સળગી ઊઠ્યો. આબાલ વૃદ્ધ સૌ કોઈ લડતમાં જવા તત્પર બન્યા. વિદ્યાર્થીઓ ને શિક્ષકો, વેપારીઓ ને કારકુનો, ખેડૂતો ને કારીગરો સૌ કોઈ રણમેદાનમાં જઈ પહોંચ્યા.

**ગિજુભાઈની આગવી વિચારપદ્ધતિ :**

ટેકરી પરના બાલમંદિરમાં બેઠા બેઠા ગિજુભાઈ વિચાર કરે છે, સત્ય અને ન્યાય માટેનો આ સંગ્રામ છે. આપણો બાપુ કહે છે કે 'આ અહિંસક સંગ્રામમાં સ્ત્રીઓ કે પુરુષો, યુવાનો કે વૃદ્ધો, અરે નાનાં બાળકો પણ ભાગ લઈ શકે.' હું એક શિક્ષક છું. બાલશિક્ષક છું. મારા વતનના મુક્તિયજ્ઞમાં કઈ રીતે ફાળો આપી શકું ?

આવે પ્રસંગે ગિજુભાઈ હંમેશા પોતાની આગવી રીતે જ વિચાર કરતા. અને ગિજુભાઈના રાષ્ટ્રીય આત્માના એ આગવા વિચારમંથનમાંથી આપણને પ્રાપ્ત થયાં 'અક્ષરજ્ઞાન યોજના' અને 'બાલક્રીડાંગણની યોજના', 'વાનરસેનાનાં કામો' અને 'બાલવાડી-આંગણવાડીની પ્રવૃત્તિઓ.' આ પ્રકરણમાં ગિજુભાઈના રાષ્ટ્રીય આત્માના આ પ્રદાનને આપણે નિહાળીશું.

**અક્ષરજ્ઞાન યોજના :**

૧૯૩૦ના સ્વાતંત્ર્યસંગ્રામની શરૂઆત થઈ અને શિક્ષક ગિજુભાઈનો રાષ્ટ્રીય આત્મા વિચાર કરે છે; સ્વાધીનતાના યજ્ઞમાં મારો શો ફાળો હોઈ શકે ? હું શિક્ષક છું, તો ચાલો લોકોને અક્ષરજ્ઞાન આપી લોકશિક્ષણનું કામ કરું. સ્વાતંત્ર્યની સાચી અને ઊંડી ભાવના

જગાડવામાં અને લોકોને સ્વાધીનતા માટે કટિબદ્ધ કરવામાં આ વાત ઓછી મહત્ત્વની તો નહોતી જ.

આમ અક્ષરજ્ઞાન યોજનાનો જન્મ થયો.

યોજનાઓ કરવી તો સહેલી હોય છે, પરંતુ નક્કર કાર્યો દ્વારા એ યોજનાને પરિપૂર્ણ કરવી એ કામ ઘણું અઘરું હોય છે.

વીજળીના પંખા નીચે આરામખુરસીમાં પડ્યા પડ્યા ગિજુભાઈએ આ યોજના કરી નહોતી. એ તો કર્મયોગી ગિજુભાઈની યોજના હતી. લીધી વાતને સાંગોપાંગ પૂરી ન કરે તો તે ગિજુભાઈ નહિ.

અને ઝપટમાં આવ્યો બાલમંદિરનો પગી બીજલ. બીજલને પાસે બેસાડ્યો અને પાટીપેન આપ્યાં અને એક મહિનામાં વાંચતો કર્યો. એને વાંચતો કરવાના પ્રયોગમાંથી ગિજુભાઈએ 'ચાલો વાંચીએ' પુસ્તિકા તૈયાર કરી.

પુસ્તિકા તૈયાર થઈ એટલે ગિજુભાઈએ ગુજરાતના નવયુવાનોને હાકલ કરી : 'આ "અક્ષરજ્ઞાન યોજના"નો ઉદ્દેશ હરેક હિન્દી જણને અને આજે આપણી ભાષા ગુજરાતી દ્વારા હરેક અભણ ગુજરાતીને વાંચતો કરવાની છે.'

'આ યોજના ઉપાડવાનું આપણે સાક્ષરોને એટલે જેને જેને વાંચતા આવડે છે તેને માથે આવી પડે છે. આપણે એટલે આપણા જુવાનો – જુવાન વિદ્યાર્થીઓ રાત્રિશાળાઓ કાઢે, ગામડે ગામડે ફરે અને અક્ષરજ્ઞાન શાળાઓ ચલાવે, શેરીએ શેરીએ અને લતે લતે. રાત્રે કે દિવસે બહેનો તથા ભાઈઓ માટે અક્ષરજ્ઞાન શાળાઓ ચલાવે. ચીનના જુવાનોએ એક જ વર્ષમાં ચીનને અક્ષરજ્ઞાનવાળો કરી મૂક્યો! યુવાનો ધારે તો ગુજરાતની નિરક્ષરતા કેટલા દિવસ નભે ?

'આપણે સૌ – જુવાન કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ જે કોઈ ભણેલ છે અને ભણાવી જાણે છે તે સૌ આમાં મેદાને પડો અને કેટલાયે વખતથી આપણને સીધી અને આડકતરી રીતે પીડી રહેલા અજ્ઞાનને દૂર કરવા ઝૂકી જાઓ.'

'ઈશ્વર આપણો પ્રયત્ન પાર પાડશે.'[1]

---

૧. 'કેમ શીખવવું' –ગિજુભાઈ 'અક્ષરજ્ઞાન યોજનાની ટૂંકી રૂપરેખા.'

યોજના શરૂ થઈ અને અક્ષરજ્ઞાન શાળાઓ ગામડે ગામડે કામ કરવા લાગી. ભાવનગર રાજ્યે પૂર્ણ રીતે માગી મદદ આપી અને ગિજુભાઈ, તારાબહેન અને સૌ સાથીદારો તળાજા અને મહુવા સુધી ઘૂમવા લાગ્યાં.

અધ્યાપક ગિજુભાઈ પોતાની યોજનાની દરેક ઝીણી ઝીણી બાબતોનો સંપૂર્ણ રીતે વિચાર કરે છે અને સૌ શીખવનાર ભાઈબહેનોને સૂચનાઓ આપ્યા કરે છે. પાઠ્યપુસ્તક કઈ રીતે શીખવવું અને પ્રૌઢો સાથે કઈ રીતે વર્તવું, શું કરવાથી ભણનારાઓનો રસ કાયમ જળવાઈ રહે અને શીખવનારા થાકે નહિ – બધી વાતોની ઝીણી ઝીણી સૂચના લખીને ગિજુભાઈએ શીખવનારાઓ માટે પુસ્તિકા તૈયાર કરી. 'કેમ શીખવવું.' માનવપ્રેમી અને માનવશાસ્ત્રી ગિજુભાઈ ત્યાં બરાબર નજરે પડે છે :

'હંમેશાં ભણાવતાં પહેલાં (૧) હાજરીપત્રકમાં હાજરી પૂરવી. (૨) ભણવા આવનારના ખબરઅંતર પૂછવા (૩) તેમને કાં તો એકાદ નાની વાર્તા કહી સંભળાવવી. તેમની પાસે કવિતા ગાવી અને ઝિલાવવી અથવા કંઈક સારું વાંચન વાંચી સંભળાવવું. વાચન-ગાયનનું સાહિત્ય સાંભળનારને ધ્યાનમાં રાખી વાપરવું.'

'ભણાવી રહ્યા પછી સામસામે વરતો, ઉખાણાં નાખવા. કવિતા, ગીતો કે જોડકણાંની અંતકડી રમવી. છેવટે રામધૂન બોલાવી છૂટા પડવું.'

'ભણાવતી વખતે મનમાં ખૂબ શાંતિ રાખવી. જ્યારે કોઈને ન આવડે ત્યારે મૂંઝાવું નહિ. પણ કેમ ન આવડ્યું તેનો વિચાર કરવો. ન આવડે તેને ઠપકો ન દેવો કે તેની હાંસી ન કરવી; બીજા કોઈ તેની હાંસી કરે તો તેનો અણગમો બતાવવો. ન આવડે તેને ઉત્સાહ આપવો. જરા જરા આવડે તોપણ તેને પ્રેમથી વધાવવો. વાહ, ઠીક છે, સરસ, એવા ઉત્સાહપ્રેરક શબ્દો કોઈ કોઈ વાર કહેવા "ડોબો", "ડોઘો", "જડસો", "હવે આવડ્યા" એમ મશ્કરીમાં પણ ન કહેવું.'

'ચોપડીમાં જે ક્રમ આપ્યો છે તે બનતાં સુધી સાચવવો.'

'ઉતાવળા ન થવું, પણ દૃઢતાથી ચાલવું. બરાબર આવડ્યું છે તેની જુદી જુદી રીતે પૂછપરછ કરી આગળ વધવું. આગલા કામનું પુનરાવર્તન કર્યા પછી જ આગળ જવું. શીખવવાની હોંશમાં

પુનરાવર્તન ન ચૂકવું.'

'કેવળ ગંભીર મોઢું રાખી ભારેખમ થઈ શીખવ્યા ન કરવું પણ વચ્ચે વચ્ચે યોગ્ય વિનોદ કરતા જવું. ભણનારાને આનંદથી આરામ આપતા જવું ને શીખવવું.

'કેટલાએકને એકલી આંખે ભણવું નહિ ફાવે. તેમની પાસે પાટિયા પરનો કે પાટી પરનો અક્ષર જોઈ જોઈને રેતી કે ધૂળમાં કાઢવા કહેવું. અથવા પાટિયા પર કે પાટી પર આંગળી દૂર રાખી થોડો વખત ઘૂંટાવવું. પણ આ તો કોઈ ખાસ એવો માણસ હોય કે જેને નજરે જોઈ યાદ રહેતું જ ન હોય ત્યારે જ.'

'જેઓ અભ્યાસમાં પાછળ રહે તેમને વર્ગ છૂટ્યા પછી જરા વધારે વખત અને જરા વધારે મહેનત લઈ શીખવવું. બધાને સાથે રાખવા આકરા છે છતાં સાથે કરતા જવું ને ચાલતા જવું, કેમકે તો જ ભણાવવું ઠીક પડે.'

'અક્ષરો સારા મરોડદાર કાઢવા. શરૂઆતમાં એક જ કદના કાઢવા એથી આંખને ગોટાળો ન થાય. દરેક પાઠ એક એક દિવસે પૂરો થવો જ જોઈએ એમ ન સમજવું. શીખનારની શક્તિ પ્રમાણે ચાલવું. કોઈ એકથી વધારે પાઠો લઈ શકે તો જરૂર આગળ દોડવું.'[1]

કેવી છે ઝીણી ઝીણી સૂચનાઓ ? સાસરે જતી દીકરીને માતા પણ આટલી સ્પષ્ટ અને સૂક્ષ્મ વિગતથી માર્ગદર્શન આપતી હશે કે કેમ ?

પાઠ્યપુસ્તક તૈયાર કરવામાં પણ ગિજુભાઈની દૃષ્ટિ કેવી સભાન ને ચોક્કસ છે ?

'અભણ વર્ગ ગામડામાં ખૂબ ખૂબ વધારે છે, તેથી કંઈક પ્રમાણમાં ખેડૂતજીવનના પાઠો વધારે દેખાશે. છતાં તે પાઠો એવા છે કે બીજાઓ પણ તેમાં સમજી શકે ને રસ લઈ શકે. અર્થાત્ ખેડૂતના સર્વ સાધારણ જીવનના પાઠો છે.'

'આ ચોપડીના પાઠોમાં ઘરગથ્થુ જીવનના શબ્દો અને સંબંધ સૂચક શબ્દો વધારે લીધા છે, કેમ કે તે નજીકના હોઈ તે વાંચવામાં રસ પડે અને ઝટ યાદ રહે.'

'આખો કક્કો અને બારાખડી શીખી જાય ત્યાં સુધી વાચનથી તેમને દૂર રાખ્યા નથી. ઊલટું પહેલે જ પાઠે "આજે કંઈક શીખ્યા",

---

૧. 'કેમ શીખવવું' –ગિજુભાઈ

"આપણે તો વાંચ્યું" એવો આનંદ અને ખાતરી લઈને ઘેર જાય તેવી રચના કરી છે.'

'ચોપડીનું વાચન રસદાયક અને આડકતરી રીતે ઉપયોગી થાય એમ કર્યું છે. પરંતુ ઉપદેશાત્મક વસ્તુ ખાસ મૂકવાનો આગ્રહ નથી રાખ્યો. લોકગીતો અને કવિતાઓ વાંચનારને વાચનમાં મદદ કરશે.'[૧]

પ્રયોગકાર ગિજુભાઈ પણ નજરે તરે છે :

'ભણાવતાં ભણાવતાં જે મુશ્કેલીઓ આવે તે ભણાવનાર નોંધે અને લખી જણાવે. (૧) ભણનારની ગ્રહણ શક્તિની (૨) ઉચ્ચાર કરવાની શક્તિની (૩) ચોપડીના ક્રમ સંબંધેની (૪) ચોપડીની રચના સંબંધેની (૫) ચોપડીના વસ્તુ સંબંધેની.'

'આ ચોપડી કેટલા દિવસમાં દરરોજ કેટલું કામ કરતાં પૂરી થાય છે તે ખાસ મહત્ત્વનું છે. એક વ્યક્તિને શીખવતાં અને સમૂહને શીખવતાં કેટકેટલો વખત જાય છે તે નક્કી કરવાનું છે.'

'હાજરીપત્રકમાં હાજરી અવશ્ય પૂરવી જ. હાજરીપત્રક ઉપરથી કેટલીએક બાબતોનો અભ્યાસ થઈ શકશે. જેમકે કયા વર્ગના, કઈ જાતના, કઈ ઉંમરના અને કઈ સ્થિતિના લોકોએ ભણવામાં ભાગ લીધો છે, તેમજ કયા વર્ગના લોકોએ આ કામમાં ભણાવીને પોતાની મદદ આપેલી છે વગેરે જાણવાનું આ પત્રકમાંથી મળશે.'[૨]

શિક્ષણશાસ્ત્રી ગિજુભાઈને નિહાળીશું ?

'આ ચોપડીના શિક્ષણમાં શિક્ષણની કઈ પદ્ધતિ અગર પદ્ધતિઓનો સ્વીકાર કરવામાં આવેલો છે તે જાણવું જરૂરનું છે.'

'અક્ષર શિક્ષણને માટે આમાં sight and sound – બતાવવું અને ઉચ્ચાર કરવો' એ પદ્ધતિ લીધેલ છે. અક્ષરોની જોડી પ્રથમ બતાવવી, પછી નામ આપી ઓળખાવવા અને પછી નામ પૂછવું. એ રીતમાં સેગુઈનનાં ત્રણ પદો છે. બારાખડી શીખવવામાં બાલમંદિરમાં અત્યારે ચાલતી બારાખડી શીખવવાની રીતનો ઉપયોગ કર્યો છે. જોડાક્ષરોને માટે બીડન પદ્ધતિમાં શબ્દો શીખવવાની રીત છે તે રીત લીધી છે. અર્થાત્ 'શબ્દદર્શન'એ પદ્ધતિનો અંગીકાર કર્યો છે.'[૩]

---

૧. 'કેમ શીખવવું' –ગિજુભાઈ.
૨. 'કેમ શીખવવું' –ગિજુભાઈ.
૩. 'કેમ શીખવવું' –ગિજુભાઈ.

આવી આ અક્ષરજ્ઞાન યોજના શરૂ થઈ અને ગુજરાત-સૌરાષ્ટ્રનાં ગામડાંઓ અક્ષરજ્ઞાન શાળાઓથી ગુંજવા લાગ્યાં. 'મજૂર અને ખેડૂત, રબારી-ભરવાડ અને કારીગર, સ્ત્રી અને પુરુષ, વૃદ્ધ અને આધેડ સૌ કોઈ ભણવા લાગ્યાં.'

'ચાલો વાંચીએ' પુસ્તક પૂરું થયું એટલે ગિજુભાઈએ તૈયાર કર્યું 'આગળ વાંચો-૧.' એ પૂરું થયું એટલે તારાબહેને તૈયાર કર્યું 'આગળ વાંચો-૨.' અને એ પૂરું થયું એટલે ગિજુભાઈએ આપ્યું 'આગળ વાંચો-૩.' અને પછી તો ગિજુભાઈનું બાલસાહિત્ય અને કિશોર-સાહિત્ય મદદમાં હતું જ.

યોજનાના કાર્યમાં સાથીદારોની જરૂર પડી અને ગિજુભાઈએ શરૂ કર્યું 'ગ્રામ અધ્યાપન મંદિર.' ઈશ્વરભાઈ, ચંદ્રશંકર યાજ્ઞિક અને ત્રિભુવન વ્યાસ વગેરે અનેક સાથીદારોને તાલીમ આપી અને અક્ષરજ્ઞાન યોજનાનું એકેક થાણું તેમને સોંપી દીધું.

ગિજુભાઈની આ અક્ષરજ્ઞાન યોજનાની ક્રાંતિકારકતા શ્રી બાળાસાહેબ ખેરની નજરમાં વસી ગઈ. સને ૧૯૩૭-૩૮માં મુંબઈ રાજ્યમાં પ્રાંતિક સ્વરાજ્ય સ્થપાયું. શ્રી બાળાસાહેબ ખેર મુખ્ય પ્રધાન ચૂંટાયા. ત્યારે તેમણે ગિજુભાઈને મુંબઈ રાજ્યનું પ્રૌઢ શિક્ષણનું ખાતું સંભાળી લેવા કહેણ મોકલ્યું. 'છ વર્ષ ઉપરનાં દરેક સ્ત્રીપુરુષને વાંચતા લખતાં કરી દો.'

પરંતુ બાલશિક્ષક ગિજુભાઈ બાળકોના કાર્યક્રમને કેમ મૂકી શકે? એ વસ્તુ એમના સ્વભાવ બહારની હતી. ગિજુભાઈએ વિનયપૂર્વક ના લખી.

### હિજરતી માંડવાઓમાં નિવાસ : વાનરસેના : માંજરસેના

અક્ષરજ્ઞાન યોજના ચાલતી હતી એવામાં વચ્ચે ૧૯૩૦-૩૧માં દેશનું રાજકીય વાતાવરણ અત્યંત તંગ થઈ ગયું. દાંડી પહોંચતાં બાપુ પકડાયા, ધરાસણા, વડાલા અને સમગ્ર દેશમાં સરકારી દમનદોર છૂટા મુકાયા. ધરપકડો અને જુલમોની પરંપરા ચાલી, નાનાભાઈ અને સંસ્થાના અનેક કાર્યકરો અને વિદ્યાર્થીઓ જેલના સળિયા પાછળ પુરાણા.

ગિજુભાઈથી રહેવાયું નહિ. 'હું એક બાલશિક્ષક છું. આ સમયે

શું કરી શકું ?' તારાબહેન અને મોંઘીબહેનને લઈને નીકળી પડ્યા.

શ્રી જુગતરામભાઈને પણ સાથે લીધા.

બારડોલી તાલુકાના હિજરતી ખેડૂતો નવસારી તાલુકામાં આવીને જંગલમાં માંડવા બાંધી રહેતા હતા. ગિજુભાઈએ એમની પરિસ્થિતિ જોઈ અને મુસિબતો નિહાળી. એ હિજરતી ખેડૂતોની વચ્ચે જ રહેવાનો નિરધાર કર્યો. માંડવો બાંધી તેમની વચ્ચે રહ્યા.

'બાલશિક્ષક ગિજુભાઈએ બીજા દિવસથી એ માંડવાઓમાં પોતાનું શિક્ષણકાર્ય શરૂ કર્યું. વહેલા ઊઠી નાનાં છોકરાંને એકઠાં કરવાં, તેમને નવડાવી ધોવડાવી સાફ કરવાં, રમાડવાં, ગીત ગવડાવવાં, વાર્તાઓ કહેવી, લખતા વાંચતા શીખવવું. મોટેરાંઓને ભજન સંભળાવવા અને કથાવાર્તાઓ કરવી. ગિજુભાઈના આગમનથી માંડવાના હિજરતીઓને હૂંફ મળી. તેમનામાં હિંમત આવી. રોજ સાંજ પડે ને શ્રી મોંઘીબહેન પોતાની મીઠી હલક અને સુરીલા કંઠથી ભજન સંભળાવે.

*'હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે.*
*જેની સૂરતા શામળિયા સાથ, વદે વેદ વાણી રે...'*

સ્ત્રી-પુરુષ-બાળકો સૌ વીંટળાઈને બેઠાં હોય. પૂર્ણાને તીરે, ગામથી સહેજ દૂર, ખેતરના માંડવામાં મોડી રાત સુધી બારડોલીના હિજરતી ખેડૂતો ભજન સાંભળે ને પોતાનાં સુખદુઃખ વીસરી જાય.'

'ગિજુભાઈ અને સાથીદારો માંડવે માંડવે ફરવા નીકળે. માંડવાઓમાં રસોઈ થઈ રહી હોય, રોટલા ઘડાતા હોય, ચૂલે દાળ ચડતી હોય, ક્યાંક ભેંસો દોવાતી હોય, ફાનસનો આછો પ્રકાશ માંડવાને અજવાળતો હોય. જંગલી જાનવરો અને ઝેરી જંતુઓવાળી એ સીમમાં રહેતાં હિજરતીઓને માંડવે માંડવે સૌ ફરે અને કુશળ સમાચાર પૂછે. ગાંધીજી અને સરદારના સમાચાર આપે અને ધન્યવાદના શબ્દો કહી અંતરના પ્રણામ કરી આગળ ચાલે. હિજરતનાં દુઃખો સહન કરવાનું પ્રોત્સાહન આપે.'

'આજ વખતે ગિજુભાઈએ ધીરે ધીરે ગામેગામ અને શહેરે શહેર બાળકોની વાનરસેના અને સાવ નાનાં બાળકોની માંજારસેનાની પ્રવૃત્તિઓ ઉપાડી. ગુજરાતના એક છેડાથી બીજા છેડા સુધી

વાનરસેનાની હૂકાહૂકથી વાતાવરણ ગાજી ઊઠ્યું. માંજારસેના અને વાનરસેના વહેલી સવારે પ્રભાતફેરી કાઢે. સભાની જાહેરાતો કરે, સરઘસમાં મોખરે ચાલે. દારૂનાં પીઠાં અને પરદેશી કાપડની દુકાનોએ પિકેટિંગ કરે. દુકાનદારો અને પોલીસો તોબા પોકારે.'

સ્વાધીનતા એટલે શું ? આપણે શા માટે અંગ્રેજોને ઈંગ્લાંડ ચાલ્યા જવાનું કહીએ છીએ ? દારૂ અને પરદેશી કાપડ કેમ ન વાપરવાં ? આવી આવી વાતો ગિજુભાઈ સૌ વાનરોને સમજાવે. સૂરત મુકામે ગુજરાતભરના વાનરોની એક વાનર પરિષદ કરી અને વડા વાનરપતિ તરીકે ગિજુભાઈએ તેનું સુંદર સંચાલન કર્યું. 'સત્યાગ્રહની લડતમાં બાળકો પણ ભાગ લઈ શકે.' એવું વિધાન ગાંધીજીએ સત્યાગ્રહશાસ્ત્રના આચાર્ય તરીકે કર્યું હતું. પરંતુ ગિજુભાઈએ તો તેને વ્યવહારમાં ઉતારી બતાવ્યું. કામાચારુ અને થિયાસાંની[૧] પેઠે આજે પણ એ વાનરો ને માંજારો પોતાના વડાવાનર ગિજુભાઈને પ્રેમપૂર્વક યાદ કરે છે.

એક દિવસ સૂરતની વાનર મહાપરિષદમાં ગિજુભાઈ વાનરપતિ સુગ્રીવ સમા મહાકાય લાગે અને બીજે દિવસે નાનકડા ગામમાં નાનાં માંજારોની વચ્ચે બેસીને વાર્તા કહેતા બાલશિક્ષકના વામન સ્વરૂપે દેખાય. સરકાર એમની શક્તિનો ક્યાસ જ કાઢી શકતી નહિ. ગિજુભાઈને કેદ કરવાનો વિચાર કરે અને પાછું મુલતવી રાખે. એમ કરતાં ગાંધી-ઈરવીન કરાર થયા અને ગિજુભાઈ પોતાની મંડળી સાથે દક્ષિણામૂર્તિમાં આવી પોતાના કામમાં લાગી ગયા.

**બાલવાડી-આંગણવાડી :**

'...ગામડા માટે આપણને મૉન્ટીસોરી પદ્ધતિ ફેંકી દેવા જેવી

---

૧. કામચારુ – જાપાનનો એક ઈતિહાસ શિક્ષક. જાપાનમાં બાળકોને ઈતિહાસની સાથે સ્વાધીનતાના પાઠ પણ તે ભણાવતો. રશિયાએ જાપાન પર ચઢાઈ કરી ત્યારે પોતાના વિદ્યાર્થીઓને લઈને રશિયા સામે લડ્યો હતો.

થિયાસાં – તિબેટનો એક ભૂગોળ શિક્ષક હતો. ભૂગોળ ભણાવતાં ભણાવતાં હજારો તિબેટી બાળકોને વતનપ્રેમનું શિક્ષણ આપ્યું હતું.

લાગત તો તે નિર્ભયતાની કેળવણી આપનારી ન હોત, સ્વાશ્રયી બનાવનારી ન હોત, નિર્મળ જ્ઞાનદાતા ન હોત અને ગુલામીમાંથી મુક્તિ આપનારી ન હોત.'

રોમના અકિંચન મજૂરોના લત્તાનાં બાળકો વચ્ચે તો મૉન્ટીસોરી પદ્ધતિનો જન્મ થયો હતો. એ પદ્ધતિ ધનવાનો માટે જ છે, એમ કેમ કહી શકાય ?

પરંતુ મૉન્ટીસોરી પદ્ધતિથી શાળા ચલાવવામાં ખર્ચ ઘણો થતો હતો. ગિજુભાઈ વિચાર કરે છે : ભારતનાં લાખો ગામડાં સુધી એને પહોંચાડવી હોય તો આ પદ્ધતિને કઈ રીતે લઈ જવી ? મૉન્ટીસોરીનો પ્રાણ પણ જ્યાં હોય અને ગરીબ ગામડું જેને પોતાને ત્યાં પોષી શકે એવું મૉન્ટીસોરી શાળાનું સ્વરૂપ કેવું હોઈ શકે ?

ગિજુભાઈ અને તારાબહેને પ્રયોગો શરૂ કર્યા. દક્ષિણામૂર્તિ બાલમંદિરની સામેની વાડીઓના ખેડૂતોનાં અને મજૂરોનાં બાળકો માટે તથા હરિજનવાસમાં બાલવાડીઓ શરૂ કરી. ગિજુભાઈ અને તારાબહેન તેમાં સુધારાવધારા કર્યા કરે છે. ગિજુભાઈના સાથીદાર પેલા જુગતરામભાઈ પણ કોઈ કોઈ વાર નજર નાખી જાય છે.

પછી તો તારાબહેન દક્ષિણામૂર્તિમાંથી છૂટાં થયાં અને થોડા વખત પછી ગિજુભાઈને પણ ઈશ્વરે આપણી વચ્ચેથી ઉપાડી લીધા.

પરંતુ જુગતરામભાઈએ પોતાને ત્યાં વેડછી-મઢીમાં આદિવાસી બાળકો વચ્ચે પ્રયોગો શરૂ કર્યા. અને ૧૯૪૫-૪૬માં તારાબહેને પણ મહાત્માજીની પ્રેરણાથી બોરડી (થાણા જિલ્લો)માં ગ્રામ બાલશિક્ષા કેન્દ્રની સ્થાપના કરી. વર્ષોની તપશ્ચર્યા પછી ગિજુભાઈના આ બંને સાથીદારોએ ગામડાનાં અકિંચન બાળકો માટે બાળવાડી-આંગણવાડી-ફળિયાવાડીઓ ઊભી કરી છે. ધીરે ધીરે તેને ગુજરાત વ્યાપી તો કરી અને હવે સમગ્ર રાષ્ટ્રમાં તેને વધુ ને વધુ વ્યાપક કરવા પ્રયત્નો કરી રહ્યાં છે.

આજથી ૩૫-૪૦ વર્ષો પહેલાં ગિજુભાઈએ આવા રાષ્ટ્રવ્યાપી પ્રયોગની કલ્પના સમગ્ર રાષ્ટ્રજીવનમાં ઘડતર માટે વિચારી હતી. આજે એ કલ્પનાને પોતાના સાથીદારોના હાથે પરિપૂર્ણ થતી નિહાળતાં એમનો આત્મા કેવી અપાર પ્રસન્નતા અનુભવતો હશે ?

**બાલક્રીડાંગણ યોજના :**

હવે ગિજુભાઈની નાનાં બાળકો માટેની એક યોજના નિહાળીને આ પ્રકરણ આપણે પૂરું કરીશું.

૧૯૨૭-૨૮ના એ દિવસો. ભારતની રાજકીય ક્ષિતિજો ઉપર સમાજવાદી પરિબળોના આછેરા રંગ ઊપસવા લાગ્યા હતા. ગાંધીજીએ ઉત્કલના દરિદ્રનારાયણનાં દર્શન કર્યાં પછી ગોઠણ સુધીની પોતડી સ્વીકારી લીધી હતી. દેશને માટે જે કંઈ વિચારણા થતી તે દેશનાં નાગાં-ભૂખ્યાં ૪૦ કરોડ આદમીઓને નજર સમક્ષ રાખીને થતી હતી.

ગિજુભાઈની વિચારધારામાં પણ આ વાતનું પ્રતિબિંબ પડવા માંડ્યું. ગિજુભાઈની નજર સમક્ષ દેશનાં નાનાં, ભૂખ્યાં, શેરીઓમાં હીજરાતાં લાખો બાળકો તરવરવાં લાગ્યાં. એમને માટે શું કરવું જોઈએ ?

'...મૉન્ટીસોરી પદ્ધતિને આપણે સ્થળે સ્થળે દાખલ કરવા મહેનત કરવી જોઈએ. મૉન્ટીસોરી શાળા એટલે એક શબ્દમાં 'સ્વતંત્ર' શાળા. સ્વતંત્રતા જોઈતી હોય તેવા દેશમાં એવી શાળા સ્થળે સ્થળે સ્થપાવી જ જોઈએ. તેની પાછળ ખર્ચનો પ્રશ્ન ન હોય. એક દિવસ એવો આવવો જોઈએ કે જ્યારે દરેક ગામડે ગામડે મૉન્ટીસોરી શાળા હોય.

ગિજુભાઈ અધીર બનીને વિચાર કરે છે : 'પણ આજે ?' ભારતના વિકાસની મંદ ગતિ જોતાં અધીર બનીને અકળાઈ ઊઠતા નેહરુજીને આપણે ક્યાં નથી જોતા ?

અધીર ગિજુભાઈ વિમાસે છે : 'આજે દેશમાં લાખો બાળકો ઘરમાં અને શેરીમાં સડે છે. તેમનો પ્રાણ હણાય છે. ઘણી બધી સારી શાળાઓ કરતાં તો વખત જાય. તેવી શાળાઓ કર્યે જ છૂટકો છે ને કરવા મંડવાનું છે એ તો કબૂલ જ છે. પરંતુ અત્યારે ? અત્યારે શું લાખો બાળકોને ઘરમાં માર ખાવા દઈશું ? અત્યારે એ બાળકોને ઘરમાં ક્રિયા વિના હીજરાવા દઈશું ?'

'ત્રણ વર્ષ અને તેથી વધારે ઉંમરનાં હજારો બાળકોને ક્યાં નાખવાં ? તેમનો દિવસ કેમ પસાર કરાવવો ? તેઓ આજની પ્રાથમિક

શાળામાં જાય ત્યાં સુધી તેમનાં શરીર અને મન કેવી રીતે ખીલવવાં?'

'આપણી સામે લાખો બાળકોનો પ્રશ્ન છે. અને તે મોટા પાયા પર ઉકેલવો જોઈએ. આ બેકાર બાળકોની સંખ્યાને આપણે તેમની આજની સ્થિતિમાંથી ઉગારશું એટલે તેઓ કાલે આપણા મહાતેજસ્વી યુવાનો ને પરમ દહાડે પ્રાણવાન શહેરીઓ થશે જ.'

'આ પ્રશ્ન કોઈ એક વ્યક્તિનો નથી. આખી પ્રજાનો છે અને તે આ રીતે ઉકલી શકે.' ગિજુભાઈએ વિગતભરી યોજના આપી.

'આપણે સ્થળે સ્થળે "બાલક્રીડાંગણો" સ્થાપવા જોઈએ. આ બાલક્રીડાંગણો બાળકોના વિકાસને પોષક અને વિકાસક એવી ક્રીડાઓ આપે.'

'બાલક્રીડાંગણો દરેકે દરેક ગામમાં જોઈશે. મોટું શહેર હોય ત્યાં દરેકે દરેક લત્તામાં જોઈશે.'

ગિજુભાઈ આ ક્રીડાંગણોનો ઉદ્દેશ સ્પષ્ટ કરે છે :

'ત્રણથી સાત વર્ષનાં એટલે કે પ્રાથમિક શાળામાં જવા યોગ્ય થાય ત્યાં સુધીની ઉંમરનાં બાળકોને શેરીની વિવિધ બદીમાંથી બચાવી લેવાનો; તેમજ મા-બાપના અતિ લાડમાંથી અથવા બેદરકારીમાંથી અથવા જોહુકમીમાંથી અથવા ઘરના અયોગ્ય વાતાવરણમાંથી છોડાવવાનો; તેમજ બાળકની ખીલતી જતી ઇન્દ્રિયો અને મનને પોષક એવું કેળવણીની દૃષ્ટિએ રચેલું સુખી અને તંદુરસ્ત વાતાવરણ અને ક્રિયાઓ આપવાનો.'

આવાં ક્રીડાંગણો દરેક ગામની ભાગોળે સ્થાપવાં જોઈએ. ગામનાં બાળકો ત્યાં ભેગાં થાય અને શિક્ષક તેમને જુદી જુદી પ્રવૃત્તિઓ આપે. 'ક્રીડાંગણો' એટલે માત્ર રમતગમતનાં સ્થળો નહિ. ક્રીડાંગણની સામાન્ય પ્રવૃત્તિઓ આવી રાખવી જોઈએ.

[અ] અંગ રક્ષણ અને સ્વચ્છતા પ્રેરક પ્રવૃત્તિઓ જેવી કે હાથ-મોં ધોતાં શીખવવું, કપડાં પહેરતાં શીખવવું, ગંદાં તથા ફાટેલાં કપડાં સારાં નથી તે તરફ ધ્યાન ખેંચી અરુચિ કેળવવી, વાળ, આંખ, નાક, કાન વગેરે સ્વચ્છ રાખતાં શીખવવું, દાંત સ્વચ્છ રાખતાં શીખવવું.

નાનાં બાળકોને આ બધું પ્રેમપૂર્વક અને કાળજીપૂર્વક શીખવવું જોઈએ. દરેક ક્રીડાંગણ સવારે સંખ્યાબંધ છોકરાંઓને સ્વચ્છ કરી શરીર અને મનની સ્વસ્થતાનો આનંદ આપશે ત્યારે દેશના

વાતાવરણમાં એક મોટું જબ્બર એવું ભેદી મોજું ફેલાશે. એટલાં બધાં બાળકો સ્વચ્છ ને તેથી પ્રફુલ્લ ! આપણા ગંદા દેશ માટે આ કંઈ નાનીસૂની વાત નથી; જેવું તેવું ભણતર નથી; જેવી તેવી પ્રતિષ્ઠાનો માર્ગ નથી.

[બ] ક્રીડાંગણની બીજી પ્રવૃત્તિ અંગબળ અને સ્ફૂર્તિ તથા આનંદ માટેની કસરતો અને રમતો છે. જેવી કે રેતીનો અખાડો જેમાં બાળકો દોડે, કૂદે, આળોટે ને પડ્યાં રહે; દોડવા-કૂદવા માટેનાં સાધનો; ચડવા-ઊતરવા માટેની નીસરણીઓ; કવાયત; શેરીની લોકરમતો.

નાની વયમાં બાળકના શરીરને ઘડવા માટે જેટલી કાળજી લઈએ તેટલી ઓછી છે. બાળકો પ્રાથમિક શાળામાં જઈ ભણતાં થાય તે પહેલાં તેમનાં શરીરો બળવાન થઈ જવાં જોઈએ. ગિજુભાઈએ દરેક મુદ્દાની ઝીણી ઝીણી વિગતો પણ આપી છે. મનોવૈજ્ઞાનિક દૃષ્ટિવાળા બાલહિતચિંતક ગિજુભાઈ ત્યાં બરાબર નજરે ચડે છે.

[ક] બાળકોને સામાજિક જીવન માટે લાયક કરવાની કેટલી-એક આવી તાલીમ આપીએ. કેમ સફાઈથી ચાલવું, કેમ બેસવું, કેવી રીતે બીજા સાથે અદબથી વાત કરવી, કેવી રીતે બીજા પાસે વસ્તુ માગવી, કચરો વગેરે ક્યાં નખાય, એક બીજાને કેમ બોલાવાય. એક બીજાની ચીજોને કેમ માન અપાય.

શિક્ષક પોતે આ બાબતમાં બાળકોને કેમ કરવું તે જાતે કરી બતાવે ને પછી બાળકો રમત રૂપે બધું વારાફરતી કરીને તે પ્રમાણે વર્તે તેવો પ્રબંધ રચે. બાળકોને આ બધું ગમશે. નાનપણથી તેઓમાં જવાબદારીનું ભાન આવશે. પરંતુ આ બાબતમાં કૃત્રિમતા જરા પણ પેસવા દેવી નહિ. (સજાગ ગિજુભાઈ ધ્યાનં દોર્યા વિના કેમ રહે ?)

[ડ] બાળકોના બુદ્ધિવિકાસ માટે બાળમનને રુચિકર એવી પ્રવૃત્તિઓ ગોઠવવી, જેવી કે વાર્તાઓનું કથન-શ્રવણ, ગીતો અને કવિતાઓનું કથન-શ્રવણ, કુદરતનો પરિચય, ચિત્રોનું દર્શન.

વાર્તા, કવિતા અને ગીતોથી બાળકની ભાષા ઘડાય છે અને સમૃદ્ધ થાય છે. કુદરતનો પરિચય – આકાશ, બાગ, વન, ડુંગરા, નદી, વગેરે તેમ જ પશુઓ, પંખીઓ, પતંગિયાં, જીવડાં વગેરે જોવાથી બાળકની અવલોકન શક્તિ ખીલે છે, ઈન્દ્રિયોનો વિકાસ થાય છે ને સાથે સાથે બુદ્ધિ પણ કેળવાય છે.

[ઈ] ક્રીડાંગણ એટલે સંસ્કારભૂમિ. બાલમન ઉપર ઘરમાં નહિ પડેલા અગર કાચા પડેલા સંસ્કારોને મૂકવાના છે ને તેને દૃઢ પણ કરવાના છે. આ માટે ક્રીડાંગણોમાં વ્યવસ્થા જોઈશે. ક્રીડાંગણ એટલે સ્વચ્છતાનો નમૂનો. ક્રીડાંગણ એટલે બાળકોને પરસ્પર હળવા-મળવાનું અને મૈત્રી કેળવવાનું સ્થાન. ક્રીડાંગણ એટલે શિક્ષકો અને બાળકોના પ્રેમનો સુસંગમ. ક્રીડાંગણ એટલે સ્વાભાવિક ધર્મ અને સુનીતિનું વાતાવરણ.

'બાળકો રમી કરી, વાર્તાઓ સાંભળી, પ્રાર્થના કરી શિક્ષકોને અને એક બીજાને નમી ઘેર જશે. આવા ક્રીડાંગણો એટલે ઘર અને શાળા વચ્ચેના પુલો.'

આવા ક્રીડાંગણમાં શી શી સામગ્રી હોય તેની યાદી પણ ગિજુભાઈએ તૈયાર કરેલી છે.

'આ ક્રીડાંગણ એટલે નવા પ્રકારની શાળા. તેનો શિક્ષક હરકોઈ ન થઈ શકે. તેનામાં મૉન્ટીસોરી શિક્ષકની આવડત ન હોય તોય ચાલે; તે સિનિયર કે એવો ટ્રેઈન્ડ શિક્ષક જ જોઈએ એમ પણ નહિ પરંતુ તે છતાં તે ગમે તે રસ્તે ચાલ્યો જતો માણસ તો નહિ જ પાલવે.'

'ક્રીડાંગણ એટલે માત્ર ઢોરોને પૂરવાના ડબ્બા જેવી બાળકોને એકઠાં કરી અમુક વખત પૂરી રાખવાની જગા નહિ. તેમ તેમને આમ કરો, તેમ કરો એમ વગર સમજ્યે કહેવા અને કરાવવાનું સ્થાન પણ નહિ. જેમ બાગવાન કૂંડામાં ઊછરતાં છોડોને કાળજીથી, સંભાળથી, યોગ્ય ખાતર-પાણી આપી ઉછેરે છે તેમ અહીં શિક્ષકે આ નાની વયનાં કુમળાં બાળકો માટે કરવું પડશે.'

'આ કામ માટે શિક્ષકો તૈયાર કરવા જોઈએ. દરેક રાજ્ય શિક્ષકો તૈયાર કરવા માટે અધ્યાપન મંદિર કાઢે. તેમાં દરેક ગામમાંથી એક અથવા બે માણસોને – સ્ત્રી યા પુરુષો – ચૂંટી કાઢી તેમને તે તાલીમ અપાવે. આ સ્ત્રી યા પુરુષની યોગ્યતામાં ખાસ કરી શીલ, બાળકો પ્રત્યેની મમતા, બીજી પ્રાપંચિક વ્યાવહારિક પ્રવૃત્તિમાંથી મુક્તિ – એટલાં વાનાં જોઈએ. તે કેટલું ભણેલ છે તે ઉપર યોગ્યતા ન અંકાય; તેનો ઉત્સાહ કેટલો છે, તેના સ્વભાવમાં ધીરજ કેટલી છે, બાળપ્રેમ કેટલો છે, સરળતા કેટલી છે એ ઉપર તેનો તોલ થાય.'

'આવાં સ્ત્રીપુરુષોને ત્રણ માસ એકઠાં કરી રાજ્યોના શિક્ષણશાસ્ત્રી જે જે વિષયો ક્રીડાંગણોમાં મૂકવામાં આવ્યા છે તેને કેમ લેવા તે સમજાવે. પુસ્તકો ન ભણાવે પણ મોઢેથી કહી ગળે ઉતારે ને કેમ થાય તે કરી બતાવી કરતાં કરે. જેઓ લાયક માલૂમ પડે તેમને ગામડે ગામડે મોકલી આપે.'

'આખા રાજ્યના આવા બધા શિક્ષકો ઉપર રાજ્યના કેળવણી ખાતાની દેખરેખ રહે. તેનાં પ્રતિનિધિઓ ક્રીડાંગણો વારંવાર તપાસે ને તેનો ઉદ્દેશ પાર પડે છે કે નહિ તે જુએ.'

'દર વર્ષને અંતે મુખ્ય અધિકારી બધા શિક્ષકોનું સંમેલન કરે ને તેમને ભવિષ્યમાં કેમ કરવું તેની સલાહ આપે.'

'આવાં ક્રીડાંગણો સ્થળે સ્થળે જેમ સુધરાઈખાતા તરફથી બત્તીઓ મૂકવાની જરૂર છે, તેમ ઠેકાણે ઠેકાણે સ્થાપવાની જરૂર છે.'

રાજ્ય અને પ્રજાનું આ કામ છે, જેમને પોતાની ભાવિ પેઢી અને પ્રજા સુધારવી હોય તેમનું આ કામ છે."*

આમ દેશનાં લાખો બાળકો માટેની Preschooling activitiesની ગિજુભાઈએ સાંગોપાંગ યોજના કરી અને લોકો સમક્ષ મૂકી.

ફક્ત યોજના કરીને જ બેસી જાય તો એ ગિજુભાઈ શાના ? એમણે તો તરત કામ પણ શરૂ કર્યું. ભાવનગર રાજ્યે મદદ આપી અને ગામડાંઓમાં માંડ્યા 'બાળક્રીડાંગણો' શરૂ કરવા. તેને માટે અધ્યાપન મંદિરમાં શિક્ષકો પણ તૈયાર કર્યા. શ્રી સ્વામીરાવ (સરદાર પૃથ્વીસિંહ), બહાઉદ્દીનભાઈ વગેરે આ પ્રવૃત્તિમાંના મુખ્ય સાથીદારો.

આ પ્રવૃત્તિની મહત્તા અને તેની પાછળની ગિજુભાઈની ક્રાંતિકારક આર્ષદૃષ્ટિ તો ત્યારે માલૂમ પડે કે આજે ૧૯૬૩-૬૪ની સાલમાં પણ હજુ આપણે આપણાં બાળકો માટે Preschooling activitiesની કોઈ સગવડો ક્યાંય વ્યવસ્થિત રીતે ઊભી કરી શક્યા નથી. દિલ્હી ગવર્નમેન્ટનું બાળકલ્યાણ ખાતું હજુ આજે (૧૯૬૩માં) આ બાબતમાં કંઈ કરવા વિચાર કરે છે, તો પોતાના અમલદારોને અખિલ ભારતમાં બધે તપાસ કરીને જાણવા મોકલવા પડે છે કે ભાઈ

---

* 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક–૧૯૨૭-૨૮ 'બાલક્રીડાંગણો' –ગિજુભાઈ

નાનાં બાળકોને માટે Preschooling activities કેવી કેવી ઊભી કરી શકાય ?'[૧] Preschooling activities અમલમાં તો આવે ત્યારે ખરી.

ત્યારે ગિજુભાઈએ આજથી ૩૫-૪૦ વર્ષ પહેલાં આવી આવી પ્રવૃત્તિઓનું આયોજન કર્યું અને જે કંઈ ટાંચાં સાધનો હતાં તેની મદદથી અને પોતે જ સાથીઓ અને કાર્યકરો ઊભાં કરીને તેનો અમલ કરવામાં ઝૂકી ગયા.

કેટલાક પુરુષોની દૃષ્ટિ કાળને વીંધીને તેની પેલી પાર દૂર દૂર સુધી જોઈ શકતી હોય છે. ગિજુભાઈ આવા પુરુષોમાંના એક હતા. આપણી અત્યંત નજીક હતા. બાહ્યાડંબરથી મુક્ત હતા. અને એથી આપણે સામાન્ય માનવીઓ તેમને પૂરા ઓળખી શક્યા નહિ. સમયસર તો નહિ જ.

એમ તો વિવેકાનંદ અને રવીન્દ્રનાથને ઓળખવામાં પણ આપણે Via Europe ચાલ્યા હતાને ? સ્વાધીન ભારતમાં આપણા એ રાષ્ટ્રીય આત્માને પૂરી રીતે પિછાનવામાં એ Via Europeનો રાહ છોડીને ચાલીશું ?

અને એમની અધૂરી યોજનાઓ પૂરી કરવા વેળાસર કામમાં લાગી જઈશું ?



---

૧. દિલ્હી સરકારના બાળકલ્યાણ વિભાગના ઑફિસર શ્રી ચૌધરી સાથેની વાતચીતને આધારે.

૯

## ગિજુભાઈનું પ્રદાન-૬ 'જીવંત વ્યક્તિઓ રૂપે'

'...ગિજુભાઈ આગના ગોળા જેવા હતા, તેથી જ તેઓ જે કોઈ પાસે આવે તેમને પણ સળગાવતા. તેથી જ આટલા થોડા વખતમાં તેઓ આટલું બધું કરી શક્યા. તેઓ જબરા પ્રચારક હતા. તેનું રહસ્ય પણ તેમની અંદર પ્રગટેલા આ મહાઅગ્નિમાં જ છે, મહાજ્યોતિમાં છે. જ્યોતિથી જ્યોત પ્રગટે તેમ તેઓ જ્યાં જતાં ત્યાં પાંચપચીસને પોતાના વિચારોનો ચેપ લગાડી જ આવતા.'

**-તારાબહેન મોડક**

*'તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;*
*તારા સંગનો રંગ ન લાગે, ત્હાં લગી તું કાચો.'*

**-દયારામ**

**યુગપુરુષપણાનો એક અંશ :**

કોઈપણ દેશના નવોત્થાનનો જ્યારે કાળ આવે છે ત્યારે એ દેશમાં એક વિશેષ વાત જોવા મળતી હોય છે, એ કાળના જે યુગપુરુષ હોય છે તે એવી શક્તિવાળા હોય છે કે તેમના થકી અનેક લોકોનું ઘડતર થાય છે અને એ ઘડાયેલા લોકો સમાજને તૈયાર કરવામાં લાગી જાય છે અને એ રીતે દેશ આખો તૈયાર થાય છે.

વીસમી સદીના પૂર્વાર્ધમાં આપણે ત્યાં આ જ હકીકત સરસ રીતે જોવા મળતી હતી. જે કોઈ લોકો તિલક કે ગોખલેના સંપર્કમાં

આવતા તે સૌ ધીરે ધીરે તેમના રંગે રંગાતા અને પછી તેમના જ કાર્યને આગળ ધપાવવામાં લાગી જતા. ૧૯૨૦માં ગાંધીજી આવ્યા તો તેમનું વ્યક્તિત્વ પણ એવું જ રહ્યું. સાબરમતી આશ્રમમાં ઘઉં સાફ કરતાં કરતાં વલ્લભભાઈ પણ તેમની પાસે દીક્ષા પામે અને પાયખાનાં સાફ કરતાં કરતાં વિનોબાજી પણ અહિંસાની સૂક્ષ્મ છણાવટ કરતા જાય અને પ્રથમ સત્યાગ્રહી બનાવવાની લાયકાત કેળવતા જાય. નેહરુનું અત્યંત તેજસ્વી અને અધીર વ્યક્તિત્વ ગાંધી સાથે લડતું ઝગડતું પણ પોતાનો આકાર ધારણ કરતું હતું. અંગ્રેજો સામે હિંસક ક્રાંતિ જ કરવાનું વાજબી માનતા આપણા સાહિત્યકાર કિશનસિંહ ચાવડા પણ ગાંધીના પગ-માથું દાબતાં દાબતાં અહિંસાની દીક્ષા ગ્રહણ કરતા હતા. અત્યંત કામ કરીને થાકીને ઊંઘી ગયેલા મહાદેવભાઈને બાપુ પ્રેમથી ચા કરીને પાય ત્યાં પણ મહાદેવભાઈને પ્રેમ, કરુણા, સહાનુભૂતિ અને માનવસન્માનના પાઠ મળતા. ભલાઈ કરીને વકીલ રાજેન્દ્રબાબુ ચંપારણમાં ગાંધીને મદદ કરવા ગયા ત્યાં તો વકીલાત પણ ગઈ અને પોતે અઠંગ ગાંધીવાદી બની ગયા. ગાંધીના ગ્રામઉદ્યોગના અર્થશાસ્ત્રની કડક ટીકા કરવા આવેલા, યુરોપથી તાજા જ ભણી આવેલા, કોટપાટલુન સજ્જ એવા અર્થશાસ્ત્રી જોસેફ કુમારપ્પા કઈ ઘડીએ ગ્રામોદ્યોગના ઝંડાધારી બની ગયા એની ખબર પણ રહી નહિ. એ તો જરા પણ કોઈ ઝપટે ચડ્યો કે ખલાસ...

મહાકવિ તુલસીદાસે લખ્યું છે કે –

'अेक घडी, आधी घडी, आधीमें पुनि आध,
तुलसी संगत साधकी... ... ... ... ......'

રશિયામાં લેનીનનું વ્યક્તિત્વ કે ગેટિસબર્ગમાં પ્રવચન કરતા અમેરિકન પ્રમુખ લિંકનનું વ્યક્તિત્વ પણ આવું જ હતું.

યુગપુરુષોનાં જીવનમાં આ શક્તિ આવે છે તેનું કારણ એ હોય છે કે તેમના હૃદયમાં ચેતનનો એક હૂતાશન સળગતો હોય છે. એ હૂતાશન પાસે આવતાં સૌ કોઈ, નાનકડી દીવી પણ સળગી ઊઠતી હોય છે. ગાંધીના દિલમાં પણ સમગ્ર માનવજાત માટે આવો એક અગ્નિ સળગતો હતો અને એથી જેલના જંગલી કાળા વૉર્ડરો પણ ગાંધી સંગે માનવતાથી મહેકતા થવા માંડતા.

આ હૂતાશન એકલા યુગપુરુષના દિલમાં જ હોય છે તેવું પણ

નથી. એ યુગમાં કામ કરતા દરેક નાના મોટા કાર્યકરોના દિલમાં આ હૂતાશનનો અંશ માલૂમ પડતો હોય છે. અને એને લીધે એ સૌ કાર્યકરો પણ પોતપોતાના ક્ષેત્રમાં અનેક લોકોને તૈયાર કરતા હોય છે. વલ્લભભાઈ અને ઠક્કરબાપા પાસે કેટલા બધા કાર્યકરો તાલીમ પામ્યા છે ?

ગિજુભાઈના હૃદયમાં પણ આ યુગપુરુષપણાનો એક અંશ માલૂમ પડે છે. બાળકોનાં કલ્યાણ માટેનો એક નિત્ય પ્રજ્વલિત મહાગ્નિ તેમના હૃદયમાં સળગતો હતો. અને આથી જ જે કોઈ તેમના પરિચયમાં આવ્યા તે સૌને તેમણે બાલહિતની દષ્ટિએ વિચારતાં કરી મૂક્યાં. કેટલાકનાં તો તેમણે જીવન બદલી નાખ્યાં અને જીવનભર બાળકોને માટે કામ કરતાં કરી દીધાં.

આ પ્રકરણમાં આપણે આવાં કેટલાંક વ્યક્તિત્વ નિહાળીશું. ગિજુભાઈએ જીવંત વ્યક્તિઓ રૂપે આપણને અર્પેલી એ કિંમતી સંપત્તિ છે.

**શ્રી તારાબહેન મોડક :**

૧૯૨૨-૨૪ના એ દિવસો. 'શ્રી તારાબહેન રાજકોટમાં બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કોલેજમાં પ્રિન્સીપાલ પદે હતાં. એ જમાનામાં સ્ત્રી ગ્રેજ્યુએટ વિરલ હતાં. એ કારણે તેમનું સ્થાન ઊંચું અને અગત્યનું હતું. એવામાં તેમની પુત્રીના શિક્ષણનો પ્રશ્ન આવીને ઉપસ્થિત થયો અને તેમની નજર ભાવનગર બાલમંદિર તરફ ઢળી. તેઓ ભાવનગર આવ્યાં. ગિજુભાઈ પાસેથી બાલશિક્ષણનો મંત્ર લીધો અને એ કાર્યને જીવન સમર્પણ કર્યું.

ગિજુભાઈના સમાગમમાં શ્રી તારાબહેન શી રીતે આવ્યાં અને તેમના સહવાસમાં રહી કેવી રીતે તેમણે પ્રેરણા મેળવી તેનું હૃદયસ્પર્શી વર્ણન આપણે શ્રી તારાબહેનના પોતાના શબ્દોમાં જ વાંચીએ.

'મારા જીવનની એક ધન્ય પળે મેં ભાવનગરમાં પગ મૂક્યો. અને ટેકરી ઉપરનું બાલમંદિર જોવા ગઈ.'

'તે વખતે હું પોતાનો વિચાર કરતી ન હતી. હું તો માત્ર મારી દીકરીના શિક્ષણનો વિચાર કરતી હતી. શિક્ષણપદ્ધતિનો વિચાર કરતી હતી. હવાઈ જેવા લાગતા સિદ્ધાંતો વ્યવહારમાં કેવી રીતે મૂકી શકાય

તેનો વિચાર કરતી હતી. તે વખતે મને તો ખ્યાલ સરખોયે ન હતો કે બાલમંદિરના આચાર્ય મારા જીવનગુરુ થવાના છે; અહીંથી મને જીવનદિશા મળવાની છે ને મને જીવનકાર્ય મળવાનું છે !'

'હું ભાવનગર ગઈ. મારી દીકરીને એક સારી શાળા મળી એ જ આનંદમાં હું હતી. મને શિક્ષણનો અભ્યાસ કરવાની તક મળી તેથી હું ખુશ થઈ હતી. શ્રી નાનાભાઈ અને ગિજુભાઈ જેવાનો સત્સંગ મળવો તે પણ મારા હર્ષનું કારણ હતું.'

'હું ત્યાં રહીને અભ્યાસ કરવા લાગી. શિક્ષણના સિદ્ધાંતોની ચર્ચામાં ઊંડી ઊતરવા લાગી. નૂતન બાલશિક્ષણના તમામ સિદ્ધાંતો એકાએક ગળે ઊતરે તેવા નથી. ને તેમાંય મારું મહારાષ્ટ્રીય મગજ, ભાવનાથી માની લેવાની કે સ્વીકારી લેવાની મારી તૈયારી ન હતી; એટલે રોજ ને રોજ વાચન, મનન અને ચર્ચા ખૂબ ચાલતાં.'

'ડૉ. મૉન્ટીસોરીના શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોના જીવન વ્યક્તિત્વનું દર્શન મને તે વખતે થયું. શિક્ષણના નવા સિદ્ધાંતોની વિશાળતા દેખાઈ. મારા કેટલાય અસ્પષ્ટ વિચારો સ્પષ્ટ થયા. અધૂરા વિચારો પૂરા થયા, ઉપરછલા વિચારો છોડી હું ઊંડાણથી વિચાર કરતી થઈ.'

'પૂ. ગિજુભાઈ માનતા કે મૉન્ટીસોરીના સિદ્ધાન્તો જ એવા છે કે તેને બરાબર સમજીએ તો મનુષ્ય બદલાઈ જ જાય. ગિજુભાઈ પોતે જેવા ડૉ. મૉન્ટીસોરીના અનન્ય ભક્ત હતા તેવી તેમણે મને બનાવી. અને અમો બાલમંદિરનાં કામો જોસબંધ વિચારવા લાગ્યાં, વિસ્તારવા લાગ્યાં, ઘેલાં થઈને તેમની પાછળ મંડી પડ્યાં. ગિજુભાઈ પોતે ઘેલા બનેલા ને તેઓ તેમની પાસે જે કોઈ આવે તેમને પોતાની જેમ ઘેલા બનાવી દેતા. મને પણ તેમણે ચેપ લગાડ્યો તેમાં નવાઈ ન હતી.'

'પણ તેમણે તો મને કાયમી – કદી ન મટે તેવો રોગ લગાડ્યો હતો. તેમણે જીવનહેતુ આપ્યો. મને જીવનકાર્ય આપ્યું કે જે મારી સાથે નિરંતર રહ્યું છે.'

'આઠ-નવ વર્ષ ઉપર (૧૯૩૪માં) મેં ભાવનગર છોડ્યું; આ કાર્યપ્રદેશ જ છોડવાનો પ્રયત્ન કર્યો. અનેક વલખાં મારીને પાછી શિશુવિહારમાં આવી પડી. મરાઠી શિક્ષણપત્રિકા જ લઈને બેઠી. મેં હરિજન કાર્ય લીધું. સ્ત્રીઉન્નતિનું કાર્ય ઉપાડ્યું અને પરિસ્થિતિને કારણે

દ્રવ્યોપાર્જનને માર્ગે પણ ચડી. ક્યાંયે મનને શાંતિ ન મળી. આખરે નૂતન બાલશિક્ષણમાં આવી પડી ને તેમાં સ્થિર થઈ. તે ઘડીએ ખાતરી થઈ કે ગિજુભાઈએ પાકી દીક્ષા આપી હતી.'

'પૂજ્ય ગિજુભાઈ મારફત મેં જેમ ડૉ. મૉન્ટીસોરીના સિદ્ધાંતોનું રહસ્ય જાણ્યું અને પરિણામે એક જીવનવ્યાપી દૃષ્ટિ મેળવી, તેમજ બીજું રહસ્ય જાણ્યું પૂ. મહાત્માજીના સિદ્ધાંતોનું.'

'તે વખતે "નવજીવન" ચાલતું. દર અઠવાડિયે બાપુજી કોઈ કોઈ પ્રશ્ન ઉપર કંઈક કંઈક વિચારો પ્રગટ કરતા અને અમારે ત્યાં એના ઉપર ચર્ચા ચાલતી.'

'બાપુજીના વિચારોની અને કાર્યની મહત્તા મને ગિજુભાઈએ દેખાડી. ન દેખાય ત્યાં સુધી કોણ જાણે કે મારી શ્રદ્ધા બેસતી જ નથી. તે બાબતમાં પણ મારું મગજ અસલ મહારાષ્ટ્રીય. પૂરેપૂરું અશ્રદ્ધાવાન ! ખાદી શું કે અપરિગ્રહવાદ શું ? અહિંસાવાદ પણ પહેલાં તો સો ટકા ગળે ઊતરેલો નહિ. સંયમ આદિ અનેક વાતોનું બરાબર રહસ્ય ન સમજાય. દેશાભિમાન હતું, પણ બાપુજીની વાતો તો મૉન્ટીસોરીની જેમ જ તદ્દન જુદી જ લાગે. જો કે ૧૯૨૦ની સાલની નાગપુર કૉંગ્રેસના વખતેથી જ મહાત્માજીનું રાજકીય નેતૃત્વ મેં સ્વીકારેલું અને તેમનાં ભાષણો ને લખાણ ઉપર હું મુગ્ધ બની ગયેલી હતી; પણ અંદરથી તો ખરેખરની રંગાયેલી નહિ. તે રંગ મને ગિજુભાઈએ લગાડ્યો.'

'આ રીતે આજની બે મહાન વિભૂતિઓની ફિલસૂફીનું રહસ્ય સમજાવી દીક્ષા દેનાર ગુરુ ગિજુભાઈ હતા, તેથી જ તેમને જીવનગુરુ કહું છું.'

'હું વિલાયત ગઈ હોત, શિક્ષણની ડિગ્રી લઈને આવી હોત, ગમે તેટલું શિક્ષણનું કાર્ય કર્યું હોત, કદાચ શિક્ષણકાર્યની ખાતર અમુક હદે સ્વાર્થત્યાગ પણ કર્યો હોત તોપણ આ ગુરુના મંત્ર વગર વિચાર-આચારની સ્થિરતા અને સમતોલપણું ન મેળવી શકી હોત એટલું નક્કી છે. કારણ ગિજુભાઈએ જ્ઞાન આપ્યું તે માત્ર ચર્ચા કે વ્યાખ્યાનથી નહિ, પણ તેમના જીવનથી. અમે કેટલીયે વાર ચર્ચા કરી કરીને થાકી જતાં; મને બરાબર ન સમજાય ત્યાં સુધી હું હા ન કહું, ગિજુભાઈ સખેદ વાત છોડી દેતા. હું પણ દુઃખી થતી કે મને કેમ વાત

નહિ સમજાતી હોય ? અથવા મારી વાત સાચી હોય તો હું કેમ ગિજુભાઈને સમજાવી શકતી નથી ? આખરે અમે વાત છોડી દેતાં ને કોઈવાર એમના કોઈ આચરણથી, કોઈ કૃતિથી, કોઈ પ્રસંગથી મને વાત આપોઆપ સમજાઈ જતી.'

'આમ ગિજુભાઈનો નિકટ સહવાસ અને સહકાર્યનો મને અમૂલ્ય લાભ મળ્યો તે મારે માટે તો જીવનપલટો કરાવનાર અને જીવનહેતુ આપનાર નીવડ્યો.'[1]

આવાં આ તારાબહેને હમણાં સિત્તેર વર્ષ પૂરાં કર્યાં. હજુ આજે પણ બાળકલ્યાણનાં કામોમાં પોતાનું જીવન સંપૂર્ણ રીતે વ્યતીત કરી રહ્યાં છે. ગુજરાત-મહારાષ્ટ્રની જનતા બાલકલ્યાણનાં આ આજીવન ભેખધારી પ્રત્યે અત્યંત માનની નજરથી નિહાળે છે. ભારત સરકારે પણ એમના કાર્યની કંઈક કદર રૂપે થોડા વખત પહેલાં એમને 'પદ્મભૂષણ'નો ખિતાબ આપ્યો. જોકે કોઈના જીવનભરના ત્યાગ અને ફનાગીરીની કિંમત આંકવી મુશ્કેલ હોય છે. અને આથી જ એમને જ્યારે ખિતાબ મળ્યો ત્યારે ઘણા લોકોના અંતરે સાક્ષી પૂરી હતી કે ઈલ્કાબ પોતે આજે ધન્યતા અનુભવશે. (હમણાં ૧૯૭૪માં તેમનું અવસાન થયું છે.)

**શ્રી મોંઘીબહેન બધેકા :**

ગિજુભાઈના સાંનિધ્યમાં જેનો અંતરદીપ પ્રગટ્યો એવાં બીજાં છે મોંઘીબહેન. સાત વર્ષની નાની વયે વૈધવ્યના ભીષણ ઓળા એમને વીંટળાઈ વળ્યા હતા. વૈધવ્યના સમાચાર મળતાં પોતાના...ભાઈને કહેવા દોડી ગયાં હતાં કે "ભાઈ, હું તો રાંડી !" આટલી નાની ઉમરે જીવનની વિષમ વિટંબણાઓની કરાલતા કેવીક ધ્યાનમાં હોય ?

પરંતુ બાલવિધવા મોંઘી આખો દિવસ ઘરનું કામ કર્યા કરે અને પછી મોડી રાતે ઘરના ખૂણામાં કોડિયું સળગાવી ઝાંખે અજવાળે વાર્તાની ચોપડી વાંચ્યા કરે.

ગિજુભાઈની નજરથી એ વાત છાની ન રહી. એક દિવસ એમણે પોતાની આ ભત્રીજીને સાદ કર્યો. અને મોંઘીબહેન બાલદેવની ઉપાસનામાં વૈધવ્ય દીપાવવા અને જીવન સાર્થક કરવા આવી પહોંચ્યાં.

---

૧. 'સ્મરણાંજલિ' –તારાબહેન મોડક

મોંઘીબહેન બહુ થોડું ભણેલાં. બહારની દુનિયાથી અને શિક્ષણની નવીનવી વાતોથી તો સાવ અજાણ. ગિજુભાઈને ત્યાં રહેવા લાગ્યાં અને ગિજુભાઈ જે ચીંધે તે કામ કરવા લાગ્યાં.

'મોંઘી, લે આ કાગળની નકલ કર.' 'મોંઘી, આ "શિક્ષણપત્રિકા"ના અંકોને ચાલ આપણે શિરનામાં કરીએ.' 'મોંઘી, કાલે એક-બે બાલવાર્તાઓ ક્યાંકથી સાંભળતી આવજે ને. આપણે બાળકોને કહીશું.' આખો દિવસ આ પ્રમાણે ચાલ્યા કરતું હોય અને મોંઘીબહેન ઉમંગથી દરેક કામ પૂર્ણ કરતાં હોય.

એ દિવસોને સંભારતાં મોંઘીબહેન નોંધે છે : 'બાલમંદિરની ટેકરી ચડે એટલે ગિજુભાઈ બાલમંદિર સિવાય આખી દુનિયા વીસરી જતા. એ વખતે કોઈ સગાંવહાલાં કે અન્ય ઓળખીતાને એમ જ લાગે કે જાણે ગિજુભાઈ આપણને ઓળખે છે કે ઓળખતા જ નથી. એ જ માણસો ઘેર ગયા હોય ત્યારે એમનું આતિથ્ય કરવાનું તેઓ ચૂકતા નહિ.

'હું બાલમંદિરમાં જોડાઈ ત્યારે પહેલે જ દિવસે એમણે મને કહેલું : 'જો, મોંઘી ! બાલમંદિરનું પગથિયું ચડ્યા પછી આપણે કાકા-ભત્રીજી છીએ એ વાત તદ્દન ભૂલી જવી. બાલમંદિરમાં તો આપણે કામ કરવાનું છે.'

'કામકાજ કરવાની અને કરાવવાની એમની રીત અદ્ભુત હતી, તેઓ માત્ર હુકમ કરીને બેસી રહેતા નહિ. પણ સાથોસાથ કામમાં જોડાતાં. "શિક્ષણપત્રિકા"ના રેપર ચોંટાડવા અને ટિકિટો ચોંટાડવા અમે રાતના બે બે-અઢી અઢી વાગ્યા સુધી જાગતાં પણ એમની વિનોદભરી વાતચીતથી અમને થાક તો ન જ લાગતો પણ વખત ક્યાં વીત્યો એની પણ ખબર પડતી નહિ.'

'ભજનો સાંભળવા તેમને ખૂબ ગમતાં. કામકાજમાંથી જરાપણ અવકાશ મળે કે તરત મને બોલાવતા અને કહેતા : 'મોંઘી, એકબે ભજન તો ગા. આ બધું કામ તો પછી છે જ.' અને ભજનો સાંભળતાં તેઓ ગદ્ગદ કંઠે થઈ જતા.'[૧]

---

૧. 'સ્મરણાંજલિ' —મોંઘીબહેન બધેકા

ગિજુભાઈનાં સાંનિધ્યમાં મોંઘીબહેનની અનેક શક્તિઓ બહાર આવી. મોંઘીબહેન ધીરેધીરે બંગાળી શીખ્યાં અને બંગાળી ભાષામાંથી બાળકો માટે ઘણાં પુસ્તકો ગુજરાતીમાં ઉતાર્યાં. તેમનાં ગીતો, લોકગીતો અને ભજનોથી બાલમંદિરનું વાતાવરણ ગુંજી ઊઠ્યું. તેમની વાર્તાઓ અને બાલરમતોથી બાળકો મુગ્ધ બન્યાં. ગિજુભાઈના કામનો અનેકવિધ બોજો ઉઠાવવામાં તેઓ આજીવન સહાયક બની રહ્યાં.

મોંઘીબહેન બાલમંદિરના એક ઉત્તમ બાલશિક્ષક પણ બન્યાં. આખો દિવસ બાલમંદિર વ્યવસ્થિત રીતે ચાલે તે માટે ઝીણી ઝીણી વિગતોનો પણ તેમણે પહેલેથી વિચાર કરી રાખ્યો હોય. પૂર્વ તૈયારીની સૂઝ તો મોંઘીબહેનની જ.

બાલમંદિર શણગારવાનું હોય કે નાનાં નાનાં બાળકોને પ્રવાસમાં લઈ જવાનાં હોય, મોંઘીબહેનની ઝીણી નજર બધે પોતાનું કામ કર્યા જ કરતી હોય. બાળકને આટલી મદદ થાય, એથી વધારે મદદ ન થાય; અને કરીએ તો તેને (બાળકને) નુકસાન થાય. આ વાતની સૂક્ષ્મ વિવેકદૃષ્ટિ મોંઘીબહેનમાં ભારે જબરી. ભલભલા શિક્ષણશાસ્ત્રીઓ પણ આ વાતમાં ગોથું ખાઈ જતા હોય છે.

મોંઘીબહેનની આવી આવી સૂઝ અને શક્તિઓને લીધે અમદાવાદમાં જ્યારે મેડમ મોન્ટીસોરીએ બાલશિક્ષણ અંગે પોતાના વર્ગો ચલાવ્યા ત્યારે પ્રત્યક્ષ બાલમંદિર ચલાવવા માટે મોંઘીબહેનને બોલાવ્યાં હતાં. સાબરમતી આશ્રમમાં પોતાની સૂઝ અને શક્તિથી નાનાં નાનાં હરિજન બાળકોનું એ બાલમંદિર એવું તો વ્યવસ્થિત ચલાવ્યું હતું કે મેડમ અને મહાત્માજી સૌએ તેમની પ્રશંસા કરી હતી.

'હમણાં ૧૯૫૯માં એમનું અવસાન થયું. જીવનભર બાળકોને માટે કામ કર્યું અને એ કામ કરતાં કરતાં જીવન પૂર્ણ કર્યું. આવી જીવનદીપિકાઓ પ્રગટાવવી અને સમાજકલ્યાણના પ્રવાહમાં તેમને વહેતી મૂકવી એ માટે સમાજ ગિજુભાઈનો કેટલો ઋણી રહેશે ?

**શ્રી નર્મદાબહેન રાવળ :**

ગિજુભાઈના જ્ઞાનદીપથી જેનો જ્ઞાનદીપ – જીવનદીપ પ્રગટ્યો તેવાં ત્રીજાં બહેન આપણે નોંધીશું તે નર્મદાબહેન રાવળ. આપણા વિખ્યાત ચિત્રકાર શ્રી રવિશંકર રાવળનાં બહેન. તેઓ નાનપણથી જ

વિધવા. ગિજુભાઈ અને નાનાભાઈએ એમના બાપુજી મહાશંકરભાઈને કહ્યું કે 'બહેન ભલેને અમારા બાલમંદિરમાં આવીને કામ કરે ?'

અને નર્મદાબહેન આવી ગયાં ગિજુભાઈનાં બાલમંદિરમાં. બાલમંદિરમાં તેઓ ચિત્રકામ શીખ્યાં અને સંગીત પણ શીખ્યાં. બાલમંદિરનાં નાનાં મોટાં કામોમાં પણ ધીરેધીરે પાવરધાં થયાં. સૌથી વિશેષ તો તેઓ પોતે કહે છે તેમ તેમને જીવનમાં આત્મવિશ્વાસ આવ્યો. અને એ આત્મવિશ્વાસને લીધે જીવનમાં નાની મોટી વિદ્યા ઊગવા માંડી.

નર્મદાબહેન ગિજુભાઈ પાસે છ વર્ષ રહ્યાં, પણ એ કાળ દરમ્યાન એમને બાળકો સાથેના કામમાં સુંદર સૂઝ અને દષ્ટિ પ્રાપ્ત થયાં.

પછી તો વર્ષો સુધી નર્મદાબહેને સ્વતંત્ર રીતે પોતાને ઘેર બાલગૃહ ચલાવ્યું. બાળકોને પોતાને ત્યાં રાખી નવીન અને ઝીણવટભરી દષ્ટિથી તેમની સાથે કામ કર્યું. એમના એ અનુભવો એમને મુખે સાંભળીએ ત્યારે સ્તબ્ધ બની જવાય છે.

બાળકો સાથે કામ કરવાની એમની એ ફાવટને લીધે ભાવનગરના મહારાજાએ પોતાનાં બાળકોને કેળવવા માટે પોતાના રાજમહેલમાં બાલમંદિર ચલાવવાનું વર્ષો સુધી તેમને સોંપ્યું હતું. એમના ગુરુ ગિજુભાઈની ઢબે રાજકુમારોને બાળમંદિરનું શિક્ષણ આપતાં જોઈ મહારાજા પણ પ્રસન્નતા અનુભવતા હતા.

પોતાના ગુરુ ગિજુભાઈને સંભારતાં આજે પણ એમનું હૃદય ગદ્ગદ થઈ ઊઠે છે.

**શ્રી ચંદુભાઈ ભટ્ટ :**

ચંદુભાઈ ભટ્ટ ગુજરાત વિદ્યાપીઠમાંથી તાજા જ સ્નાતક થઈને આવ્યા હતા. ગિજુભાઈ તેમના મામા થાય. મામાને મળવા તેઓ આવ્યા હતા.

'કાં ચંદુ, હમણાં શું કરે છે ?'

'કાંઈ કરતો તો નથી. વિચાર કરું છું હવે શું કરવું.'

'તને મન થાય તો આવી જા અધ્યાપન મંદિરમાં.'

ચંદુભાઈ આવી ગયા અધ્યાપન મંદિરમાં.

'જો ચંદુ, અહીં સંસ્થામાં આપણે ભૂલી જ જવાનું કે હું તારો મામો છું ને તું મારો ભાણેજ છે.' પહેલે જ ધડાકે ગિજુભાઈની સૂચના મળી ગઈ અને પછી શરૂ થઈ તાલીમ.

એ અભ્યાસકાળનાં અનેક સંસ્મરણો આજે અત્યંત ભાવથી અને પ્રેમથી ચંદુભાઈ સંભારતા હોય છે. આપણે એમાંથી એક-બે પ્રસંગ એમના જ શબ્દોમાં જોઈએ.

'એક વાર બાળકોને પત્રો નાખવાની એક ટપાલ પેટી મને રીપેર કરવા આપી. ઉપર કાગળ ચોંટાડવાના હતા. હું ચોંટાડી લાવ્યો. તેમને પસંદ ન પડ્યું. એટલે ઊંચી ટેકરી પરથી તે પેટીનો ઘા કરી દીધો અને દિવસો પસાર થઈ ગયા.'

'મેં તો અભ્યાસ છોડીને ભાગી જવાનો વિચાર કર્યો. આ ફેંકી દેવાની રીત કઈ જાતની ? તમારું ભણતર તમારી પાસે રાખો. હું તો જાઉં છું.'

'અરે, ભલા ! ગાંડો છો ? ત્યારે સારું કેમ ન કરી લાવ્યો ? તું મારી પાસેથી ક્યાં જતો હતો ?' અને એવી પ્રેમળ રીતે એમના સકંજામાં હું આવ્યો કે મારો નિર્ણય મારે છોડવો પડ્યો.'

'જૂના જમાનાના ગુરુઓ જે રીતે શિષ્યોને તંગ કરતા અને છતાં શિષ્યો વિદ્યાસંપાદનને માટે ગુરુના કડક વ્યવહારો નિભાવતા એવું એમના પરત્વે મને કદીક કદીક લાગતું હતું. પણ એ બધું ત્યારે જ સંભવે જ્યારે અરસપરસ પ્રેમળ લાગણીઓના વહેતા પ્રવાહોને એક બીજાનાં અંતરોએ ઓળખ્યા હોય.'

'અમે દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં અભ્યાસ કરતા હતા, ત્યારે ગિજુભાઈના બાલમંદિરને છોકરાં સાચવવાની નિશાળ સમજતા હતા. પરંતુ ગિજુભાઈના સાંનિધ્યમાં પહોંચ્યા ત્યારે માલૂમ પડ્યું કે એ બાલશિક્ષણનું ઊંડાણ પણ કેવું અગાધ છે ?'

ઈન્દોરમાં હું બાલમંદિર ચલાવતો હતો ત્યારે બાલમંદિરના નાનામોટા અનેક પ્રશ્નોમાં તેમનું માર્ગદર્શન હું માગતો. તેઓ વિગતથી માર્ગદર્શન આપતાય ખરા. પરંતુ કોઈ વાર કડક થઈને લખે પણ ખરા કે "ભાઈ ! મારા ઉપર ક્યાં સુધી આધાર રાખીશ ? Use your brain."

'એક રાત્રે હું તેમની પાસે ગયેલો. ૧૯૩૭-૩૮ના એ દિવસો.

ગિજુભાઈ કૃષ શરીરે દમની બીમારી ભોગવતા હતા. કષ્ટસાધ્ય વ્યાધિથી હું પણ ઘેરાયેલો હતો. ઘણી વાતોને અંતે, પથારીમાંથી ઊઠી મને બહાર વળાવવા આવતાં પગથિયાં પરથી ઊતરતાં ઊતરતાં તેઓ બોલ્યા : 'જા તારી બીમારીમાંથી તદ્દન મુક્ત થઈ જઈશ.'

'મને એ વખતે મારી સ્થિતિ જોતાં સાવ તંદુરસ્ત થવાની આશા બહુ ન હતી. આથી હું હસ્યો. તેમણે વધુ આગળ વધી એક મોગરા પાસે જઈ, તેનું ફૂલ તોડ્યું. અને મારા હાથમાં આપ્યું અને બોલ્યા : 'હું જે કહું છું તે બરાબર કહું છું. મારા કહેવાની સાક્ષી તરીકે જો આ ફૂલ તને આપું છું.'[1]

એ વાતને આજે વર્ષો વીતી ગયાં છે. ડૉક્ટરોની પણ અજાયબી વચ્ચે એ ચંદુભાઈ બીમારીમાંથી મુક્ત થયા અને નવજીવન પ્રાપ્ત કરી આજે કામ કરી રહ્યા છે.

બાલમંદિર, બાલઅધ્યાપન મંદિર કે પ્રાથમિક શિક્ષકો માટેના અધ્યાપનમંદિરમાં આજે તેઓ હૃદયના અને વિચારોના સૂક્ષ્મ પ્રવાહોને સમજતા જઈ પોતાનું કામ કર્યા કરતા હોય છે. આપણે ઘણી વખત સિદ્ધાંતોની મોટીમોટી વાતો કરતા હોઈએ છીએ પણ ખરો મોકો ઊભો થાય ત્યારે બાળકો સાથેના વ્યવહારમાં એ બધા સિદ્ધાંતો ભૂલી જઈએ છીએ. ગમે તેવી મૂંઝવનારી પરિસ્થિતિમાં પણ સામાનો વિચાર કરતા અને બાળકો પ્રત્યેની સહાનુભૂતિની લાગણી કદી ચૂકતા ચંદુભાઈ માલૂમ પડ્યા નથી. ઊલટું જેમ પરિસ્થિતિ વધુ વિષમ તેમ એ લાગણી વધારે ને વધારે બળવાન બની હોય. ગિજુભાઈના બાલપ્રેમનો અંશ જ એ વખતે તેમને આ બળ પૂરું પાડતો હશે ને ? (૧૯૬૯માં તેમનું અવસાન થયું છે.)

**શ્રી નરેન્દ્રભાઈ-વિમુબહેન :**

ગિજુભાઈનાં પુત્ર અને પુત્રવધૂ હોવા છતાંય નરેન્દ્રભાઈ અને વિમુબહેનને યાદ કર્યા વિના કેમ રહેવાય ? વિશાળ વાચન અને બાલશિક્ષણના પ્રશ્નોની ઝીણી સૂઝથી નરેન્દ્રભાઈ આજે પણ સરસ રીતે બાલશિક્ષકો તૈયાર કરવા માટેનું અધ્યાપનમંદિર ચલાવી રહ્યા છે. બાલમંદિરનાં નાનાં મોટા કામોની વિમુબહેનની સૂઝ પણ ઘણી જબરી

૧. 'સ્મરણાંજલિ' –ચંદુલાલ વ. ભટ્ટ

છે. બાલમંદિરનાં નાનાં નાનાં બાળકો સાથે તેમને કામ કરતાં જોવાં એ ખરેખર આનંદની ક્ષણો બની જાય છે. ગિજુભાઈ અને મોંઘીબહેન બંનેનાં સાંનિધ્યનો તેમને લાભ મળ્યો છે. અને આજે ગિજુભાઈના બાલમંદિરને સુંદર રીતે ચલાવી રહ્યાં છે. નરેન્દ્રભાઈ અને વિમુબહેન બંને આ રીતે બાલશિક્ષણના કામોમાં જ જીવન વિતાવી રહ્યાં છે એથી ગિજુભાઈનો આત્મા કેટલી પ્રસન્નતા અનુભવતો હશે ? (હમણાં ૧૯૬૭માં શ્રી નરેન્દ્રભાઈ બધેકાનું અવસાન થયું છે.)

**તથા અન્ય :**

નામલેભાઈ દાદરમાં 'શિશુવિહાર' નામની સંસ્થા ચલાવી રહ્યા છે અને ગુજરાત-મહારાષ્ટ્રના નૂતન બાલશિક્ષણ સંઘના કામને સારો વેગ આપી રહ્યા છે.

નડિયાદમાં મૂળજીભાઈ ભક્ત બાળકોની સંસ્થામાં જ જીવનની શક્તિઓ ખર્ચી રહ્યા છે. (૧૯૭૪માં તેમનું અવસાન થયું છે.)

વજુભાઈ દવે અમદાવાદમાં શારદામંદિરમાં બાળકોનાં કામોમાં જીવન વ્યતીત કરી રહ્યા છે. (૧૯૭૪માં તેમનું અવસાન થયું છે.)

વઢવાણ કેળવણી મંડળમાં ભોગીભાઈ પારેખ ધૂણી લગાવીને બેઠા છે. અને ચોરવાડ-માંગરોલમાં વિરસુતભાઈ મહેતા બાલ-કલ્યાણનાં કામોમાં ખૂંપ્યા છે.

સોમાભાઈ કીશાભાઈ પણ ગિજુભાઈના જ શિષ્ય. શિક્ષકોનું કાર્ય સુંદર બને અને બાળકોને ઉમંગપૂર્વક રસભર્યું શિક્ષણ પ્રાપ્ત થાય તે માટે એમણે કેટલા બધા પ્રયત્નો કર્યા !

અને સોમાભાઈ ભાવસાર ! ગિજુભાઈના સંગે બાલભક્તિ પ્રગટી તો ફક્ત બાલશિક્ષક જ ન થયા. બાલકવિ પણ થયા. એમનાં બાલકાવ્યો અનેક બાલમંદિરમાં બાળકો હોંશે હોંશે ગાતાં સંભળાય છે.

શ્રી સરલાદેવી સારાભાઈ અને યશસ્વતીબહેન ભટ્ટ પોતાની સંપત્તિ અને શક્તિ બધું જ બાલકલ્યાણનાં કામોમાં ખર્ચીને આજીવન ભેખધારી બન્યાં છે. (૧૯૭૫માં તેમનું અવસાન થયું છે.)

ગુજરાત બહાર પણ અનેક લોકો આ કામમાં પડેલાં છે. જોધપુરના બાલનિકેતનમાં શ્રી બંસીધરજી અડીખમ બનીને બાલહિત

અર્થે લાગેલા છે. હિંદીભાષી વિસ્તારોમાં બાળકલ્યાણની અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે.

મધ્યપ્રદેશ ઈંદોરમાં પેલા કાશીનાથજી ! સ્વાધીનતા પ્રાપ્ત થયા પછી શિક્ષણ પ્રધાન બન્યા ત્યારે બાલશિક્ષણને વ્યાપક કરવા તેમણે કેટલા બધા પ્રયત્નો કર્યા ? આજે પણ હજુ તેઓ બાલશિક્ષણમાં જ ડૂબેલા છે.

આટલા વિશાળ પ્રમાણમાં ચૈતન્યની દીવીઓ પ્રગટાવવી અને એમને બાલકાર્યનો ભેખ આપી આજીવન કામ કરતાં કરી મૂકવાં એ કોઈપણ એક વ્યક્તિ માટે ઘણી અઘરી વાત છે. ગિજુભાઈએ એ કામ કર્યું અને દેશને બાળકો માટે કામ કરનારા અનેક આજીવન કાર્યકરોની ભેટ અર્પી.

**ગિજુભાઈની મહત્તા : ચૈતન્યપૂંજ ગિજુભાઈ :**

ગાંધીની મહત્તા હિન્દુસ્તાનને ફક્ત સ્વરાજ્ય અપાવવામાં જ નથી. એ સ્વરાજ્યને સંભાળી શકે એવા કાર્યકરોની એક વિરાટ વણઝાર ઊભી કરી અને સમસ્ત પ્રજાને પણ એ સ્વાતંત્ર્ય માટે કંઈક જાગ્રત કરી તેમાં છે. ગિજુભાઈની મહત્તા પણ પોતે ઉત્તમ બાલશિક્ષક બન્યા તેમાં જ નથી, પરંતુ સમગ્ર સમાજને બાળકો પ્રત્યેની નૂતન દૃષ્ટિમાં ચૈતન્ય અંશ અર્પ્યો અને પોતાની પાછળ અગણિત કાર્યકરોની વણઝાર ઊભી કરી તેમાં છે.

ગિજુભાઈએ સૌને કહ્યું : 'શિક્ષકોએ અને મા-બાપોએ કરેલી અને બાળકોના હક માટે થયેલી લડત ભલે ઈતિહાસમાં ન થઈ હોય, પણ આપણે તો કરીએ !'

'આ યુદ્ધ આપણે આપણી સંકુચિતતા સામે, આપણા મતાગ્રહો સામે, આપણા અજ્ઞાન સામે, આપણી પોતાની ગુલામી સામે, આપણા ભેદભાવ અને આપણી નાસ્તિકતા સામે કરીએ !'

આમ કહીને તેઓ આગળ ચાલ્યા અને સૌને પોતાની પાછળ ચાલવાનો આદેશ આપ્યો. બાલશિક્ષકોની અને બાલહિતચિંતકોની વણઝાર તેમને કદમે કદમ મિલાવતી ચાલી નીકળી.

આવા હે ચૈતન્યપૂંજ ગિજુભાઈ, નમોનમઃ !



## ૧૦

# ગિજુભાઈનાં પ્રદાનનું મૂલ્ય

'ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે.'

–જુગતરામ દવે

અત્યાર સુધીનાં પ્રકરણોમાં આપણે ગિજુભાઈનાં વિધવિધ કાર્યોને નિહાળ્યાં. હવે આ પ્રકરણમાં આપણે એમનાં કાર્યોનું મહત્ત્વ કેટલું તે જોઈશું.

જોકે કોઈ પણ મહાપુરુષના કાર્યને મૂલવવાનો દાવો આપણે નાના માણસો તો કેમ કરીને કરી શકીએ ? એ મૂલ્યાંકન કરવા માટે તો કોઈ આર્ષદૃષ્ટિવાળા મહાપુરુષો જ જોઈએ.

પરંતુ આજના જગતની પરિસ્થિતિ અને એના પ્રવાહો ઉપર નજર નાખતાં ગિજુભાઈનાં કાર્યનું કેટલુંક મૂલ્ય અને મહત્ત્વ આપોઆપ આપણી નજરે તરે છે. આ મહત્ત્વ આપણે નિહાળીએ.

**મહાન શોધ : વિશ્વશાંતિની ગુરુકિલ્લી :**

આપણા જાણીતા સાહિત્યકાર દર્શકને એક વિદ્યાર્થીએ પ્રશ્ન પૂછ્યો : 'નવા જમાનામાં તમારા મતે સૌથી મોટી શોધ કઈ થઈ ?'

દર્શકે પોતાની લાક્ષણિકતાથી જવાબ આપ્યો : 'મોટી શોધ અણુ કે પરમાણુ શક્તિને હું નથી ગણતો. છેલ્લાં પચાસ વર્ષમાં થયેલી શોધોમાં મોટામાં મોટી શોધ હું બાલશિક્ષણશાસ્ત્રની ગણું છું. મારી

અફર શ્રદ્ધા છે કે, જો માણસ જાતને મુક્તિનો અનુભવ લેવો હશે તો તેણે બાલશિક્ષણની આ શોધ પાસે આવવું પડશે. ત્યારે જ શાંતિનું ક્ષેત્ર વિસ્તરશે. ત્યારે જ મુક્તિનું સાચું પ્રભાત ઊઘડશે. વિશ્વશાંતિની એ ગુરુકિલ્લી છે.'[૧]

તેમણે કેમ આમ કહ્યું ?

આપણે જોઈએ છીએ કે 'લડાઈનાં પડઘમ વાગે કે તરત જ આક્રમકને સંખ્યાબંધ સૈનિકો મળી રહે છે. તે શા કારણે ? સૈનિકો નોંધવાની પડાપડી થાય છે. જે રહી જાય છે તે ઘણી વાર રડે છે. તે શા માટે ? ઉનાળામાં ધરતી પર તરણુંય નથી હોતું અને વરસાદ પડતાં હરિયાળું ઘાસ ઊગી નીકળે છે, તે શા કારણે ? ઘાસનાં સૂક્ષ્મ બીજો ત્યાં ધરતીમાં જ હતાં. વરસાદ પડતાં તે બીજ ફૂટી નીકળ્યાં. આક્રમક વૃત્તિનાં બીજ ત્યાં ચિત્રની ભૂમિમાં વેરાયેલાં જ હતાં. અનુકૂળ ઘડી મળતાં તે ફૂટી નીકળ્યાં. સંસ્કૃતિ, વિવેક, સારાસારવૃત્તિ કશુંય ત્યાં કામ નથી આવતું.'

'બાલશિક્ષણ અને બાલમાનસશાસ્ત્ર એમ કહે છે કે આ આક્રમકવૃત્તિ કાંઈ બાળકમાં પહેલેથી નથી હોતી; જિજીવિષા, સંરક્ષણની ઈચ્છા તેને હોય છે. પણ આક્રમણની વૃત્તિ તો કુશિક્ષણનું જ પરિણામ છે, ને યોગ્ય શિક્ષણ તેને રોકી શકે છે. આ યોગ્ય શિક્ષણ એટલે સમયસરનું શિક્ષણ અને પદ્ધતિસરનું શિક્ષણ.'

ગિજુભાઈ આ વાત બરાબર સમજ્યા હતા. અને એથી જ વકીલાતનો ધંધો છોડી શિક્ષણમાં પડ્યા અને શિક્ષણમાં પણ વિનયમંદિર (Highschool)નું કામ છોડી બાલશિક્ષણનું કામ ઉપાડ્યું. એટલું જ નહિ પરંતુ અપાર જહેમત ઉઠાવીને દીન, હિન, દરિદ્ર ભારતમાં બાલશિક્ષણની સાંગોપાંગ સુવ્યવસ્થિત પદ્ધતિ અર્પણ કરી. આથી જ કિશોરલાલભાઈએ કહ્યું છે કે 'અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે બહુ મોટો ભાગ ભજવ્યો છે.'

બાલકેળવણીનું કામ એ તો ખરેખર શાંતિ સ્થાપવાનું કાર્ય છે. 'શાંતિ સ્થાપનાનું કાર્ય માત્ર આઈઝનહોવર, ક્રુશ્ચેવ કે વિનોબાજી જ નથી કરતા. પરંતુ રાનીપરજનાં ઝૂપડાંઓ વચ્ચે બાલવાડી ચલાવનાર

---

૧. 'શાંતિના પાયા' –મનુભાઈ પંચોળી 'દર્શક'

ગ્રામસેવિકા પણ કરી રહેલ છે. કારણ કે તે પોતાની સંભાળમાં મુકાયેલાં ભૂલકાંઓમાં આક્રમક વૃત્તિનાં બીજ ન રહે તેવી હિકમતથી કામ કરી રહેલ છે. તેનો ફોટો કે નામ છાપામાં આવતાં નથી, તેથી તેનું કામ ઓછા મહત્ત્વનું નથી. ઝાડનાં મૂળિયાં હમેશાં અંધારામાં જ રહે છે પણ વૃક્ષને તે જ પોષણ આપે છે, ને તે જ વૃક્ષનો આધાર બને છે.'

**અસામાજિકતાનો ઉપાય :**

બાલશિક્ષણનું શાસ્ત્ર બીજી એક એ વાત પણ કરે છે કે 'માણસ અસામાજિક થશે કે સામાજિક, તે પ્રેમાળ થશે કે ખિજાળ, તે અહંકારી થશે કે વિનમ્ર તેનો બહુ મોટો આધાર તેની બાલ્યાવસ્થામાં તેને કેટલો આદર મળ્યો, તેની સર્જનશક્તિને કેટલો અવકાશ મળ્યો કે રુકાવટ થઈ, તેને અપમાન અને નિરાશાનો કેટલો અનુભવ થયો, તેની તે ઉંમરની જરૂરતો કેટલી પોષાઈ તેના પર છે. એ ઉંમરે થયેલા અનુભવો માત્ર એ ઉંમર પૂરતા જ નથી હોતા, પણ પાછલી સઘળી ઉંમર માટેનો તે જ સંચિત ભંડાર છે; એટલું જ નહિ પણ પાછળથી તેમાં ખાસ ઉમેરો થતો નથી; ભાવનાનો જે પિંડ તે ઉંમરે ઘડાયો, વૃત્તિનાં જે વલણો તે ઉંમરે બંધાયાં તે જીવનભરનાં રહે છે. એ પાયાનાં• વર્ષો જેનાં દુઃખ, અપમાન, નિરાશા, વિફલતા, અક્રિયતામાં જાય તેનું ચારિત્ર્ય પાછળથી વિકસવાનો સંભવ જૂજ જ છે. તેને હાથે સૃષ્ટિમાં સહકાર અને પ્રેમનું દાન થવાનો સંભવ લગભગ નથી.'

'બાળકને અપમાન અને નિરાશાના જે અનુભવો આપણા ઘરમાં, શેરીઓમાં ને શાળામાં થાય છે તે બાળકો ભૂલી નથી જતાં, તેમના હાથપગ નાના હોવાથી તે મૂંગાં રહે છે, પણ તેમના ચિત્તના ચોપડામાં તેઓ તે સમાજને ખાતે ઉધારી રાખે છે. મોટું થતાં જ તે ચોપડો ખોલે છે ને પોતાનું લેણું સમાજ પાસેથી એક યા બીજી રીતે વસૂલ કરે છે. મોટી ઉંમરે તે કોઈને પીડિત કર્યા સિવાય રહી શકતો નથી.'

'કર્ણ ચીતરીને વ્યાસ ભગવાને આપણને આ જ શિખામણ આપી છે. કર્ણને નાનપણમાં સૌએ અજ્ઞાતકુલશીલ ગણી તિરસ્કાર્યો,

પણ કર્ણ બળવાન હતો એટલે એ સહન કરી બેસી ન રહ્યો. તેણે દુર્યોધન સાથે ભળી પાંડવ-કૌરવનું પાટે ચડવા ન દીધું. દ્રૌપદીનાં વસ્ત્રાહરણમાં, છળકપટ ભરેલા દ્યૂતમાં બધે તેમણે સાથ આપ્યો. કર્ણ મોટો દાનવીર હતો. પોતાનાં કવચકુંડલ દાનમાં આપતાં તે અચકાયો ન હતો. શાસ્ત્રોનો પણ જાણકાર અને છતાંયે તેણે આવું કેમ કર્યું હશે ? નાનપણમાં અપમાનો, નિરાશા વેઠવાં પડેલાં તેનો બદલો લેવાં કર્ણે આ બધું કર્યું. તેને ભણવું હતું તે માટે ખોટો વેશ લઈને તેણે પરશુરામ પાસે ભણવા જવું પડ્યું, ને ત્યાં પણ પકડાતાં શાપ મળ્યો; દ્રૌપદીએ તેને અપમાનિત કર્યો; કૃપાચાર્યે કુમારોની પરીક્ષા વખતે 'તું રાજવંશનો પુત્ર નથી. તારાં માતા-પિતા કોણ ?' કહી હાંસી કરી. ભીષ્મ તો તેને કાગડો કહેતા. આમ ચારે બાજુ નિરાશા અને અપમાન મળતાં બદલો લેવા તે અધર્મને પક્ષે ગયો. આક્રમણ કરનારાઓનું સોગઠું બન્યો. હજારો વર્ષ પર ભગવાન વ્યાસે જે કવિની દૃષ્ટિથી જોયું, તે જ બાલશિક્ષણકારોએ આજે વૈજ્ઞાનિક દૃષ્ટિથી શોધ્યું છે.'[૧]

હિટલર વિષે પણ એમ કહેવાય છે કે તેને નાનપણમાં ધનવાન યહૂદીઓનાં છોકરાંઓએ ખૂબ પજવેલો અને તેને પરિણામે આપણે જાણીએ છીએ કે યહૂદીઓની તેણે કેવી ભયંકર કત્લેઆમ ચલાવી !

ગિજુભાઈ આ વાત બરાબર સમજતા હતા. આથી જ બાળકોનાં વ્યક્તિત્વનાં થતાં આ ખૂન નિહાળીને તેઓ ઉકળી ઊઠ્યા હતા, 'હું આપણાં લાખો બાળકોનો વિચાર કરું છું. આપણી આંખ આગળ લાખો બાળકો રેંસાતાં હોય. આપણે ઊભા ઊભા જોયા કરીએ એ કેમ બને ? અત્યારે તો એક જ વાત. આ બાળકોનાં ખૂન થતાં અટકે તે માટે શંખ ફૂંકો ને જેઓના કાન બહેરા થઈ ગયા છે તેમના કાનને પણ ફોડી નાખે એવો અવાજ કરો.'[૨]

**સંહારકતા અને આક્રમકતાનો ઉપાય :**

'બાલશિક્ષણશાસ્ત્રનું ત્રીજું વિધાન એ છે કે સંહારવૃત્તિનો અવેજ સર્જનવૃત્તિ છે. આક્રમકતાનો ઉપાય અંતઃતૃપ્તિ છે. જે સમાજ પોતાનાં બાળકો માટે તેમની વય, તેમની વૃત્તિ લક્ષમાં રાખીને

---

૧. 'શાંતિના પાયા' –મનુભાઈ પંચોળી 'દર્શક'
૨. 'સ્મરણાંજલિ' –નાનાભાઈ ભટ્ટ

સર્જનકાર્ય માટેની વ્યવસ્થા પોતાની શિક્ષણ વ્યવસ્થામાં જ યોજે છે તેને કોર્ટો, જેલો, લશ્કરોનું ખર્ચ ઓછું કરવું પડે છે. એટલે જ પ્લેટોએ કહ્યું કે જે સમાજ યોગ્ય શિક્ષણ પાછળ વધારે ખર્ચ કરે છે તેને લશ્કર પાછળ ઓછું ખર્ચ કરવું પડે છે. આ આત્મસંયમ જેટલો નિગ્રહથી આવે છે તેનાથી વિશેષ અંતઃતૃપ્તિથી આવે છે. જેને પોતાની પ્રવૃત્તિ કઈ તે જડી ગયું છે તેને બીજાના કામમાં દખલ કરવાની, બીજાની ટીકા કરવાની ફુરસદ જ હોતી નથી. ફૂલ પર બેઠેલી મધમાખીની જેમ તે રસ ચૂસવામાં તલ્લીન થઈ જાય છે. આપણામાંના મોટાભાગનાને આંતરતૃપ્તિ નથી માટે બહાર દોડધામ કરીએ છીએ. વસ્તુઓના ગંજના ગંજ ખડકીને મોટા થવાનો ખોટો ડોળ કરીએ છીએ, કારણ કે અંદર આપણું મન ખાલીખમ હોય છે.'

'બાળકોને એ અવસ્થાએ આપણે સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ કરવા દઈએ તો અંતઃતૃપ્તિ માટેનો તેમનો માર્ગ ખુલ્લો થશે ને બીજાને દખલ કરવાનું, બીજાની ઈર્ષ્યા કરવાનું, બીજાને હલકા પાડી મોટા થવાનું ઝેર તેમના સ્વભાવમાં નહિ પ્રવેશે. આ ઝેર શું આપણા સમાજમાં ઓછું છે ? કોઈક જરાક આગળ વધે તો રાજી થનારા કેટલા ? અને ઈર્ષ્યા કરનારા કેટલા ? આવો ઈર્ષ્યાળુ સમાજ સમાજ કહી શકાય ખરો ? અપમાન કરનાર અને ઈર્ષ્યાળુ વ્યક્તિઓ યુદ્ધની આગ ફેલાવનારાઓને સૂકા ઘાસની ગંજી જેવી ઉપયોગી નીવડે છે.'

આ વાત ગિજુભાઈની નજરથી બહાર ન હતી. આથી જ અપાર ધીરજ અને અપૂર્વ જાગૃતિપૂર્વક સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિઓની ગોઠવણ એમણે પોતાના બાલમંદિરમાં કરી હતી. ગિજુભાઈનાં સહકાર્યકર શ્રી નર્મદાબહેન રાવળે નોંધેલો પ્રસંગ આ વાતની સાક્ષી પૂરે છે.

'એક બાળક હતું. તે બાલમંદિર સામે જોયા વિના તેનાં પગથિયાં પર બેસી રહેતું. ગિજુભાઈ તેનું અવલોકન કર્યા કરતા. મને અવલોકન કરતાં મૂંઝવણ થતી કે આ બાળક કાંઈ જ કરતું નથી, તો તેને કામ આપવું જોઈએ. હું ગિજુભાઈ સાથે ચર્ચા કરું કે આનું શું કરશું ? ગિજુભાઈ કહે : 'આ મૉન્ટીસોરી પદ્ધતિમાં તો તમારે ને મારે

ધીરજ રાખ્યે જ છૂટકો. અવલોકન કર્યા કરો.'

'છેવટે એક દિવસ બાળક ઓરડામાં આવ્યું. આવ્યું તો આવ્યું પણ એકદમ ચાક અને પાટિયું લઈ તે લખવા જ માંડ્યું. એક જ અક્ષર "ભ" "ભ" લખ્યા જ કરે. લખ્યા જ કરે.'

'તે દિવસે ગિજુભાઈના આનંદનો પાર ન હતો. તેમણે તો પાટિયાં ફોટોગ્રાફરને ત્યાં મોકલી તેના ફોટા લેવરાવ્યા અને મને કહેવા લાગ્યા : "આજે મને મૉન્ટીસોરી પદ્ધતિની ચાવી હાથ લાગી છે." તે દિવસે તેમને જાણે આત્મદર્શન થયું હોય તેટલો આનંદ થયો.'[1]

**ભવ્ય અહિંસક ક્રાંતિ :**

'અમદાવાદ બંધાયું ત્યારની વાત છે. અહમદશાહ બાદશાહે અમદાવાદ ફરતો કિલ્લો બાંધવા માંડ્યો. આખો દિવસ ચણતરકામ ચાલે. રાત થાય, સવાર પડે ને જુએ તો ચણેલું તૂટી પડ્યું હોય. ઘણા દિવસ આમ ચાલ્યું. બાદશાહને આનો ભેદ સૂઝે નહિ. કોઈકે કહ્યું કે માણેકનાથ બાવાની જગ્યા આ કિલ્લામાં આવી જાય છે. તે કાંઈક જાદુ કરતો હશે. હાલના માણેકચોક આગળ માણેકનાથ બાવાની જગ્યા. બાદશાહ તેની પાસે ગયો. કિલ્લો કેમ તૂટી પડે છે તેનું કારણ પગે લાગીને પૂછ્યું. માણેકનાથે પોતાની સાળ બતાવી. દિવસે તેના પર સાદડી વણતો હતો. બાદશાહને કહે : "દિવસે આ સાદડી વણું છું ને રાત્રે તેને પાછી ઉકેલી નાખું છું. એટલે તારો કિલ્લો પડી જાય છે." બાદશાહે તેને સમજાવ્યો. માણેકચોક નામ આપ્યું. ત્યારપછી કિલ્લો પડતો બંધ થયો.'

ગિજુભાઈએ મા-બાપોને સમજાવ્યું કે 'આપણે બધાં મા-બાપો માણેકનાથ બાવા જેવા છીએ. માબાપ નહિ સમજે તો બાલમંદિર કે શાળાનું કામ ચાલવાનું નથી. અમે આ તમારું કામ કરીએ છીએ. રાત્રે સાદડી વીંખવાનું કામ થંભાવો અને બાળકના જીવનઘડતરનો મજબૂત અને વિશાળ કિલ્લો બાંધવાનું કામ શરૂ કર્યું છે તેમાં મદદગાર થાઓ. બાળકને જે વર્તાવ બાલમંદિરમાં મળતો હોય, જે શિક્ષણ, સંસ્કાર,

૧. 'સ્મરણાંજલિ' —નર્મદાબહેન રાવળ

સગવડો ત્યાં અપાતાં હોય તેનાથી જુદું ઘરમાં ન અપાય તે જુઓ. કારણ કે બાળકો આખરે તમારાં છે. તે તમારી સાથે વધારે રહે છે.'

આ વાત મા-બાપ અને સમાજને ગળે ઉતારવા તેમણે કેટલા બધા પ્રયત્નો કર્યા ? મા-બાપોની સભાઓ કરી. તેમને માટે સાહિત્ય લખ્યું. પત્રિકાઓ અને સામયિકો ચલાવ્યાં. સભા-સરઘસો કર્યાં અને નૂતન બાલશિક્ષણ સંઘ સ્થાપીને ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, રાજસ્થાન, સિંધ બધેય આ વાતાવરણમાં એક જબરું મોજું ઊભું કર્યું.

ગિજુભાઈની આ વાતમાં ખાસ ખૂબી એ હતી કે તેમણે મા-બાપોના સ્વાભાવિક વાત્સલ્યને જાગ્રત કરીને આ કામ કર્યું. એક પણ વ્યક્તિનું લોહી રેડાયા વિના થયેલી આ એક મહાન અને ભવ્ય ક્રાંતિ છે. આખા સમાજમાં તેણે અહિંસક રીતે મૂલ્યપરિવર્તન અને દૃષ્ટિપરિવર્તન કર્યું.

**લાંચરુશ્વતનો ઉપાય :**

બાલશિક્ષણશાસ્ત્રે બીજી એક વાત તરફ પણ આપણું ધ્યાન દોર્યું છે કે આપણા સમાજમાં જે લાંચરુશ્વતની બદી છે તેનાં મૂળ બાળપણના કુસંસ્કારોમાં જ છે. બાળકને એક પીપરમીન્ટ આપીને આપણે ત્યાં આવેલા મહેમાનને નમસ્કાર કરાવીએ છીએ અને પૈસો આપીને કંઈ કામ કરવા મોકલીએ છીએ. બાળક બિચારું પીપરમીન્ટ કે પૈસા માટે કામ કરે છે અને પરિણામે તેના સ્વભાવનું અને વલણોનું ઘડતર એવું થાય છે કે આપણે તેને પૈસા આપીને કે એવું કંઈ આપીને તેની પાસેથી કામ કરાવી શકીએ છીએ.

શરૂઆતમાં આપણું ધ્યાન પણ આ વાત તરફ જતું નથી. પરંતુ જ્યારે પરદેશી એલચીખાતાઓ ૫૦૦ કે ૧૦૦૦ રૂપિયા આપીને આપણા કારકુનો પાસેથી પરદેશખાતાની કિંમતી ફાઈલો ઉપાડી જાય ત્યારે આપણી આંખ ઊઘડે છે. મુંદ્રા પ્રકરણ, જીપ પ્રકરણ કે અમદાવાદની લોખંડ-કંટ્રોલ ઑફિસ જેવાં પ્રકરણો ક્યાં ઓછાં બને છે ? અને પછી એ વખતે બૂમો પાડવા લાગીએ છીએ કે દેશભક્તિ જ આજે સદંતર નાશ પામી છે. આપણે સ્વાધીન દેશની પ્રજા તરીકે

નાલાયક છીએ. પણ ભલા, આજે ખબર પડી ? વાવ્યો બાવળ ને હવે કેરી ખાવી છે ?

બાલશિક્ષણશાસ્ત્રે આપણા સમાજના આ ભયંકર સડાનાં મૂળ તરફ આપણું ધ્યાન દોર્યું છે. સમાજમાંથી એ સડો દૂર કરવાનો વૈજ્ઞાનિક માર્ગ ચીંધ્યો છે.

આથી જ ગિજુભાઈએ પોતાનાં બાલમંદિરમાંથી અને બાલશિક્ષણ પદ્ધતિમાંથી ઈનામ અને હરીફાઈઓને દેશવટો આપ્યો હતો. અનેક અનિષ્ટોથી ભરેલી પરીક્ષાપદ્ધતિને રુખસદ આપી હતી અને સમગ્ર સમાજનું તે પ્રત્યે ધ્યાન દોર્યું.

**સ્વાધીનતા અને સ્વરક્ષણના સંસ્કાર :**

એક વખત ગિજુભાઈને કોઈએ પ્રશ્ન કર્યો : 'તમારાં બાલમંદિરમાં નવીન પદ્ધતિથી શીખેલાં બાળકો આ જગતમાં શું કરશે ?'

તેમણે જવાબ આપેલો : 'તેઓ પરાધીન જગતમાં જીવવાની ના પાડશે, અને સ્વાધીન જગતમાં જ જીવશે અગર મરી ફીટશે.'

ગિજુભાઈની આ વાતનું મહત્ત્વ જરાય ઓછું આંકી શકાય તેવું નથી. ગાંધીજીએ અસહકારની અને સવિનય કાનૂનભંગની ચળવળોથી પ્રજાને આ વાત જ શીખવી હતી. પરાધીન દશામાં જીવવાની સમગ્ર દેશની પ્રજા સાફ ના પાડી દે. આ વાત પ્રજાના ઘડતરમાં આવે એ માટે ગિજુભાઈએ તેને બાલશિક્ષણમાં દાખલ કરી. પોતે જ દાખલ કરી એમ નહિ પણ તે માટે શિક્ષણની વ્યવસ્થિત પદ્ધતિ ઊભી કરીને સમગ્ર દેશમાં હજારો બાલમંદિરોને એ રીતે કામ કરતાં કર્યાં. આનું પરિણામ કેવું ભવ્ય આવી શકે તે તો વિશ્વ ઈતિહાસનો એક પ્રસંગ આપણે જોઈએ તો તરત માલૂમ પડશે.

જાપાનમાં કામાચારૂ નામે એક ઈતિહાસ શિક્ષક થઈ ગયો. શિક્ષક તરીકેની તેની લાંબી કારકિર્દી દરમ્યાન તેણે જાપાનનાં બાળકોને ઈતિહાસના શિક્ષણમાં સ્વાધીનતા અને સ્વરક્ષણના પાઠ ભણાવ્યા હતા.

૧૯૦૫માં રશિયાએ જાપાન પર આક્રમણ કર્યું. સ્વાધીનતા અને સ્વરક્ષણના પાઠ ભણાવનાર કામાચારૂ ગામેગામ અને ઝૂંપડીએ ઝૂંપડીએ ફર્યો. પોતાના સૌ જૂના વિદ્યાર્થીઓને એકઠા કર્યા અને તેમાંથી હજારોની સેના ખડી કરી. પોતાના આ વિદ્યાર્થીઓ સાથે તે રશિયાની સેના સામે રણે ચડ્યો અને અફાટ એવી રશિયન સેનાને જાપાનની ભૂમિ પરથી ખદેડી મૂકી. કામાચારૂના નૂતનશિક્ષણનું એ પરિણામ હતું. ગિજુભાઈ પોતાના નૂતન બાલશિક્ષણથી આપણા દેશના યુવાનોમાં સ્વાધીનતા અને સ્વરક્ષણની આ ખુમારી ઊભી કરવા જીવનભર ઝઝૂમ્યા. આપણે એમનાં કાર્યને ઉપાડી લઈશું તો ચીનના કે પછી કોઈના આક્રમણથી આપણે ડરવાનું નહિ રહે.

આથી જ એમણે બાલક્રીડાંગણની યોજના પણ અર્પી હતી. દેશના કરોડો બાળકોને સ્વચ્છ બનાવો. સુદૃઢ બનાવો. તેમને મુક્તપણે ખેલવા-કૂદવા દો. તેમના બાલપણને રસભર્યું અને આનંદભર્યું રહેવા દ્યો. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફુરણાવાળી પ્રવૃત્તિઓથી એમને અંતઃતૃપ્ત થવા દો. તેની સામાજિકતાને વિકસવા દો. અને પછી જુઓ કે ભારતની પ્રજા કેવી બને છે ! 'નેહરુ પછી કોણ ?' તેની મૂંઝવણ તે દિવસે આપણને નહિ થાય.

**પ્રેમપરિપ્લાવિત સમાજની શક્યતા :**

આપણે ત્યાં થોડાક વૈષ્ણવ ભક્તો ગાય છે કે 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.' પરંતુ સામાન્ય જનસમાજ તો આ ધરતી પરના જીવનમાં એટલી બધી વેદના અને પરેશાની ભોગવે છે કે ત્રાસી જાય છે. તે સ્વીકારી જ લે છે કે 'માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.' અને આથી જ સ્વર્ગ, વૈકુંઠ, અક્ષરધામ, હેવન વગેરેની કલ્પના જગતપરના લગભગ દરેક ધર્મોમાં ઊભી થઈ છે. સૌ સ્વર્ગમાં જવા ઈચ્છે છે. આ સ્વર્ગની વિશેષતા શી છે ? ત્યાં આંસુ નથી.

નૂતન બાલકેળવણીના દૃઢ અમલ દ્વારા પ્રેમ, સર્જનાત્મક પ્રેમથી પરિપ્લાવિત એવો સમાજ આ ધરતી ઉપર જ ઊભો કરી શકીએ તેવી

શક્યતા ઊભી થઈ છે. આપણે આ ધરતી ઉપર જ સ્વર્ગ ખડું કરીને સમગ્ર જગતના લોકોને ગાતાં કરી મૂકીશું કે 'વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું !' ગિજુભાઈ તો પોતાની સર્વશક્તિ એ માટે ખર્ચી ગયા છે અને આપણને રાહ ચીંધતા ગયા છે.

**શિક્ષણની તેજોમયતાની ચાવી :**

ગિજુભાઈના કાર્યમાં આપણને insight (આત્મસૂઝ) અને foresight (દૂરંદેશીપણું) બંનેનાં દર્શન થાય છે. એને લીધે જ એમનું કાર્ય આટલું મહાન બની શક્યું હતું. એને લીધે જ તેઓ આવનારા યુગને ઓળખી શકતા હતા.

આ insight અને foresightનાં મૂળ કયાં હતાં ?

હમેશાં કોઈ પણ કામ ત્યારે જ પૂર્ણ રીતે સફળ થાય છે કે જ્યારે તે કામમાં જ્ઞાન, કર્મ અને ભક્તિનો સમન્વય થયેલો હોય. કોઈ બીમારને આપણે ચાકરી કરી કરીને સાજો કરવા ઇચ્છતા હોઈએ તો એમાં ક્યારે પૂર્ણ રીતે સફળતા પામી શકીએ ? પ્રથમ તો દરદી તરફ આપણો ભક્તિભાવ જોઈએ. પ્રેમ જોઈએ. પછી બીજી વાત એ જોઈએ કે દરદી બીમાર કેમ પડ્યો અને કઈ રીતે તેને સાજો કરી શકાય તેનું જ્ઞાન જોઈએ. અને છેલ્લી વાત એ કે જ્ઞાન પ્રમાણે પછી આપણું કર્મ હોય. આમ ભક્તિ, જ્ઞાન અને કર્મના સંયોગથી કાર્ય પરિપૂર્ણ બને છે.

ગિજુભાઈના કાર્યમાં પણ આ ભક્તિ, જ્ઞાન અને કર્મનો સુભગ સંયોગ થયેલો જોવા મળે છે. અને એથી જ તેઓ અને તેમનું કાર્ય આટલી સફળતા, પૂર્ણતા પામ્યાં. બાલભક્તિને કારણે તેમનું જીવન-પરિવર્તન થયું હતું. વકીલાત છોડીને બાલકેળવણીમાં પડ્યા. વિશાળ વાચન, ઊંડું ચિંતન, સૂક્ષ્મ અવલોકન અને અથાક પ્રયોગોથી એમણે પોતાનું કાર્યક્ષેત્રનું પદ્ધતિસરનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અને પછી તેઓ કર્મમાં લાગી ગયા હતા. બાળકના કલ્યાણ માટે રાતદિવસ ઝૂઝ્યા. Burn the candle at the both ends. બાલસાહિત્ય અને બીજું બધું સાહિત્ય રાત્રે જ લખાયું હતું ને ! અરે, ગોદડા અધ્યાપન

મંદિર પણ મળસ્કે જ ચાલતું. ભક્તિ, જ્ઞાન અને કર્મના આ સંમિલનમાં એમનાં કાર્યનાં insight અને foresight હતાં. એથી જ બાલકલ્યાણના યુગવિધાયક તરીકે કામ કરી શક્યા.

આપણા આજના શિક્ષણને તેજોમય બનાવવા ગિજુભાઈના જીવનની આ ચાવીનો ઉપયોગ કરશું ?

**યુરોપિયન કેળવણીકારોની પ્રશંસા :**

હમણાં થોડા સમય પહેલાં (જાન્યુ. ૧૯૬૪માં) ભારત સરકાર તરફથી દિલ્હીમાં એક બાલશિક્ષણની વર્કશોપ યોજાઈ હતી. ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી બાલકેળવણીમાં પડેલાંઓ ત્યાં આવ્યાં હતાં. એક જર્મન બાલકેળવણીકાર બહેને તે વર્કશોપનું સંચાલન કર્યું હતું. આ બહેને બાલવાર્તાઓ અને બાલરમતો વિષે સૌ સાથે વાતો કરી હતી તથા ચર્ચાઓ કરી હતી. ગિજુભાઈનાં 'વાર્તાનું શાસ્ત્ર' પુસ્તક કરતાં એક પણ મુદ્દો એમાં નવો ન હતો. ઊલટું તેમણે ભાવનગરના પ્રતિનિધિઓને કહ્યું કે 'You are the pioneers in this matter. We have nothing to teach you.' અને પછી અહીં ભાવનગર આવીને ગિજુભાઈના વિચારને અને ગિજુભાઈની પદ્ધતિએ ચાલતા બાલમંદિરના કામને જોવા-સમજવા આવવાની ઇચ્છા વ્યક્ત કરી. આજથી ૩૦-૩૫ વર્ષ પહેલાં ગિજુભાઈએ રજૂ કરેલા વિચારથી યુરોપિયન કેળવણીકારો આજે મુગ્ધ થવા લાગ્યા છે. ગિજુભાઈના વિચારો અને ગિજુભાઈના કામની મહત્તા તરફ હવે તો આપણું ધ્યાન જવું જ જોઈએ ને !

Childrens Universityનું તેમનું ભવ્ય સ્વપ્ન હજુ આજે પણ આપણને પડકાર કરતું ઊભું છે.

**ગુજરાત અને ભારતના ઘડવૈયા :**

દક્ષિણ આફ્રિકાના દારેસલામમાં ભરાયેલા બાલશિક્ષણ સંમેલનના પ્રમુખસ્થાનેથી આપણા જાણીતા કેળવણીકાર શ્રી મનુભાઈ પંચોળીએ ગિજુભાઈને અર્પેલી અંજલિમાંથી એકબે ફકરા જોઈને

આપણે આ પ્રકરણ પૂરું કરીએ છીએ.

'...આજે મને સૌથી વિશેષ સ્મરણ થાય છે ગિજુભાઈનું. તેમને આપણે પ્રથમ પ્રણામ કરશું. ગુજરાત સંતો-સેવકોની જનની છે. પણ વર્તમાન ગુજરાતના ઘડતરમાં મારા નમ્ર મતે ચાર મહાપુરુષોએ ફાળો આપ્યો છે : મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ, ગિજુભાઈ અને મેઘાણીભાઈ. ગુજરાતી લોકોનાં હૃદયને જો પૂછવામાં આવે તો તેમના પર અનુક્રમે આ ચાર જણની અસર છેલ્લાં પચીસ વર્ષમાં થઈ છે તેમ કહે.'

'ગિજુભાઈને એમના જીવનમાં ઘણી સફળતા અને સન્માન વર્યાં હતાં. વિદ્યાર્થીઓનો પ્રેમ તો એમના જેટલો બીજા કોઈને ભાગ્યે જ મળ્યો હશે. પણ એમના કામની સફળતાનો આંક કાઢીએ તો તેમના મૃત્યુ પછી તે ઊલટો વધ્યો છે.'

'ગુજરાતની કોઈ નિશાળમાં આજે શિક્ષા થઈ શકતી નથી. ગુજરાતમાં બાલકેળવણીએ – બાલવાડીએ શિક્ષણના માળખામાં અફર સ્થાન લઈ લીધું છે. બાલસાહિત્યના સર્જન માટે દર વરસે સરકાર અનેક પ્રયત્નો કરે છે; બાલક્રીડાંગણો ઊભાં કરવાં તે પંચાયતોની એક ફરજ ગણાવા માંડી છે. સૌરાષ્ટ્રના નાનાં ગામડાંઓમાં પણ બાલક્રીડાંગણો ઊભાં થતાં જાય છે. એટલે આપણી કહેવત ગિજુભાઈના કામને આપણે લાગુ પાડી શકીએ કે 'હાથી જીવતો લાખનો પણ મૂઓ સવા લાખનો.' એનો અર્થ એ છે કે કોઈ પણ સાચો વિચાર એના પ્રવર્તક સાથે મરતો નથી. પણ પ્રવર્તકના અવસાન પછી તે પ્રવર્તક સદેહે જે કામ કરતો હતો તેનાં કરતાં અદેહે વધારે કામ કરે છે. દેહ કરતાં આત્માના બળની આથી મોટી સાબિતી બીજી કઈ હોઈ શકે.'

'આપણે સૌ તેમનું સ્મરણ કરીએ, તેમને પ્રણામ કરીએ, તેમનાં અધૂરાં કામ પૂરાં કરવા કટિબદ્ધ બનીએ.'



**૧૧**

# કેટલીક અંજલિઓ

'ગિજુભાઈ વિષે હું લખનાર કોણ ? એમના ઉત્સાહ અને એમની શ્રદ્ધાએ મને હમેશાં મુગ્ધ કર્યો હતો. એનું કામ ઊગી નીકળશે.'

–બાપુ

'I never knew him. I wish I had, for he was a great lover of the child. No obstacle stopped him in his endeavour to bring them freedom and happiness. I admire all those who strive for the child along my lives : and if one has done so to the deteriment of his interest, to the sacrifice of his life, that one is worthy of being remembered. May he live long in the hearts of the "soldiars of the child."

**–Maria Montessori**

'મને તેમનો પરિચય ન હતો. થયો હોત તો ઘણું સારું થાત, કારણ તેઓ મહાન બાલપ્રેમી હતા. બાળકોને સ્વાતંત્ર્ય અંગે સુખ મળે એ માટે કોઈ મુસીબતને તેમણે ગણકારી ન હતી. મારા ધોરણે બાળકોને માટે યત્ન કરનાર સહુની હું પ્રશંસક છું. એમણે પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને, પોતાના જીવનનો ભોગ આપીને એવો યત્ન કર્યો છે તો તે સ્મરણને યોગ્ય ઠરે છે. બાળકોનું હિત જેને હૈયે છે એવાં સૌનાં હૃદયમાં તેમનું સ્થાન ચિરંજીવ રહ્યો !'

**–મેરિયા મૉન્ટીસોરી**

(ગુજરાતી ભાષાંતર : 'બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ'માંથી)

'ગાંધીજીએ જે વાત પર એમના આશ્રમમાં અહિંસાની દૃષ્ટિએ ભાર મૂક્યો, તેને ગિજુભાઈએ મા-બાપ તથા શિક્ષકના સ્વાભાવિક વાત્સલ્યને જાગ્રત કરી, શિક્ષણશાસ્ત્રથી શુદ્ધ કરી તથા બાલમંદિરની કલાથી શણગારી લોકપ્રિય કરી. અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે એક બહુ મોટો ભાગ ભજવ્યો છે.'

—કિશોરલાલ મશરૂવાળા

'એ જમાનામાં ગિજુભાઈએ અને તારાબહેને જે કામ કર્યું છે તે કોઈ પણ સમાજને મગરૂર બનાવે તેવું હતું. બાળકોના ઉદ્ધારકર્તા ગિજુભાઈએ અસંખ્ય મા-બાપોને બાલસ્વાતંત્ર્યની, બાલભક્તિની અને બાલપૂજાની દીક્ષા આપી. ગુજરાતને બાલભક્તિનું ગાંડપણ લગાડનાર આ બંને મિશનરીઓએ મધ્યમવર્ગનું આખું સ્વરૂપ ફેરવી નાખ્યું છે; અને ગુજરાતભરમાં અસંખ્ય બાલમંદિરો વાવી ઉગાડ્યાં છે.'

—કાકાસાહેબ કાલેલકર

'તેમણે બાલકેળવણી હાથમાં લીધી ત્યાં સુધી એ પ્રશ્ન ઉપર થોડા કેળવણીકારો સિવાય કોઈ વિચાર કરતું નહોતું, અને તેમણે એ વિષયમાં પ્રવેશ કર્યા પછી ગુજરાતનો લગભગ દરેક વિચાર કરી શકે તેવો માણસ તેને વિષે વિચાર કરતો થઈ ગયો છે, એ સફળતાની પાછળ ગિજુભાઈની અથાગ અને અથાક મહેનત રહેલી છે.'

—રામનારાયણ વિ. પાઠક

'મારો ફાળો તો આ સંસ્થાનો સ્થૂળ દેહ ઘડવામાં છે. આ સંસ્થાનો સૂક્ષ્મદેહ ઘડવામાં સૌથી મોટો ફાળો ગિજુભાઈનો આવવાનો છે તેની ખાતરી રાખજો.'

—નાનાભાઈ ભટ્ટ

'તેમણે મને જીવનહેતુ આપ્યો, મને જીવનકાર્ય આપ્યું કે જે મારી સાથે નિરંતર રહ્યું છે.'

—તારાબહેન મોડક

'રાજદ્વારી ક્ષેત્રમાં પૂજ્ય મહાત્માજી જેટલું જ ભારતવર્ષના બાલશિક્ષણ ક્ષેત્રમાં સ્વ. ગિજુભાઈએ એક અનેરું ને સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.'

—સૂરજીભાઈ વલ્લભદાસ

'એમનો પત્રવ્યવહાર, એમનું સાહિત્ય સર્જન, એમનું અધ્યાપન કાર્ય અને એમની ઈતર પ્રવૃત્તિઓ બધું જ એમના માટે એક સાધના જેવું હતું. પોતાના આત્માની ઉન્નતિ અને આત્મજ્ઞાન એ સાધના દ્વારા જ સાધી શકવાના છે એવી તેમને અખંડ શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાએ જ એમની સાધનાને સફળ બનાવી છે. અને સમગ્ર ગુજરાત પાસે એક સાચા સાધકનું અનુકરણીય જીવન ભેટ કર્યું છે.'

–હરભાઈ ત્રિવેદી

'ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારાઓમાં ગિજુભાઈની ગણતરી થશે.'

–જુગતરામ દવે

'Stick to your guns' એ એમનો આદેશ હતો. સોંપેલા કે સ્વીકારેલા કામને દૃઢતાથી વળગી રહેવું એ એમનું સૂત્ર હતું. આ જાતની ભાવના તેમના સંસર્ગમાં જે જે અનેક ભાઈ-બહેનો આવ્યાં છે તેમને તેમણે સતત આપ્યા કરી છે, અને પ્રાણવાન બનાવ્યાં છે.

એમના જેવા કર્તવ્યપરાયણ બનવું એ એમના માટેની શ્રેષ્ઠ અંજલિ છે.

–ગોપાળરાવ વિદ્વાંસ

'अपने तपःपूत जीवन के अंतिम क्षण तक वे देशके नौनिहालोंकी ही चिंता करते रहे । उनका लिखा हुआ ढेरां बालसाहित्य, उनकी लिखी हुई बालशिक्षा संबंधी दसों पुस्तकें और उनके द्वारा संपादित गुजराती, मराठी, हिन्दी शिक्षणपत्रिका इस क्षेत्रकी साहित्यनिधि के अनमोल रत्न सिद्ध हुओ हैं और होते रहेंगे ।'

–काशीनाथजी त्रिवेदी

'બાલસાહિત્યનાં ગિજુભાઈને હાથે લખાયેલાં પુસ્તકો અજોડ છે. છોકરાંઓ તે વાંચતાં થાકતાં જ નથી. વાંચે છે તેમાંથી શિક્ષણ ગ્રહણ કરે છે. સાથે સાથે હસે છે અને ગમ્મત કરે છે.

આવા બીજા ગિજુભાઈ ગુજરાત અને કાઠિયાવાડને મળતાં દાયકાના દાયકાઓ વહી જશે.'

–કૃષ્ણાલાલ મોહનલાલ ઝવેરી

'મારા માટે તો ગિજુભાઈનું જીવન એક આદર્શ જીવન હતું. તેમના પરિચયમાં જેમ જેમ વધારે આવતો ગયો તેમ તેમ તેમના પ્રત્યે મારી

ભક્તિ વધતી ગઈ. અને તેમની સાથે જ્યારે જ્યારે રહેવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું ત્યારે ત્યારે હું મારા આત્માની પરમ શાંતિ અનુભવતો.'

–બૅરિસ્ટર પોપટલાલ ચુડગર

'બાલશિક્ષણ તેમનું ખાસ કાર્યક્ષેત્ર હતું, છતાં તેમની દૃષ્ટિ સર્વગ્રાહી હતી. તેમનો પ્રેમાળ અને હસતો સ્વભાવ ન બોલતાને પણ બોલાવતો. બાલમંદિરમાં તેમની સાથે ફરવું અને નવા પ્રયોગો તેમ જ નવા અનુભવોની વાતો સાંભળવી એટલે બે ઘડી ખટપટ અને ખટરાગથી ભરેલી દુનિયાને ભૂલી જવી.

–પરમાણંદ કાપડિયા

## મહાન કેળવણીકાર

[મુંબઈ ઈલાકાના માજી મુખ્ય પ્રધાન માનનીય બાળાસાહેબ ખેરે સ્વર્ગસ્થના મૃત્યુ બાદ મુંબઈથી બ્રોડકાસ્ટ કરેલું ભાષણ.]

કોઈપણ પ્રજાનું નસીબ તેનાં બાળકોની પીઠ ઉપર સવારી કરે છે. સૌ કોઈ આજે નવી દુનિયાની વાતો કરે છે, સૌ કોઈ નવી દુનિયા ઘડવાની વાતો કરે છે, છતાંયે જગતમાં ઝઘડા છે. આખી દુનિયા યુદ્ધમાં હોમાઈ ગઈ છે. કોઈને ખબર નથી કે જગતને માટે કઈ વેદનાઓ હજુ બાકી હશે ! વ્યક્તિગત અથવા સામુદાયિક દ્વેષમાંથી આ દુનિયાના તમામ ઝઘડાઓ જન્મ ધરે છે. જગતના માનવીઓને વિશ્વપ્રેમના પાઠો શીખવાઈ રહ્યા છે, પણ મૂળને કોરાં રાખીને પાંદડાને પાણી પાવાનો અર્થ તો મૂર્ખાઈ જ છે. દુનિયાના વિકાસની અને જગતના સુખની ચાવી તો બાળકના હૃદયમાં જ છુપાઈ રહી છે.

બાળકનો વિકાસ કરો; તેમના આત્માને ઉન્નત કરો ને સુખી દુનિયાનું સર્જન થશે. બાળકના સાચા વિકાસ સિવાય કેળવણીનો મર્મ બીજો એકે નથી. આ મર્મની સાધના ખાતર બાળકની કેળવણી અને તેની રમતગમતનો પાયો બાળકોની નૈસર્ગિક બુદ્ધિને બરાબર પોષે એ રીતે ઘડવો ઘટે.

બાળકોની કેળવણીના ચોક્કસ સિદ્ધાંત યોજવા જોઈએ અને તે સિદ્ધાંતોની સમજણ બાળકોનાં મા-બાપને બરાબર આપવી જોઈએ.

બાળકને સાચી કેળવણી આપવાનું પહેલું પગલું મા-બાપોની સાચી કેળવણી દ્વારા જ ભરાવું ઘટે; અને બાળકોને ગમ્મત સાથે જ્ઞાન

આપે એવા શિક્ષકો તૈયાર કરવા જોઈએ. સાચા શિક્ષકો સિવાય કેળવણીની કોઈપણ સંસ્થાને સાચો વિકાસ મળતો નથી.

બાળકોનાં કુમળાં અને વિકસતાં હૃદયમાં જે અનેકવિધ ભાવનાઓ ઊછળી રહી છે, એ ભાવનાઓને યથાયોગ્ય વેગ આપવાનો સદ્‌ગુણ જેનામાં જડતો નથી એ માનવી સાચો શિક્ષક નથી.

ગિજુભાઈ બાળકોના પરમ ચાહક હતા. ગિજુભાઈ કહેતા : 'પળે પળે નાનાં બાળકોમાં વસતા મોટા આત્માનાં હું દર્શન કરું છું. એ દર્શન મારામાં એ પ્રેરણા ઉપજાવી રહ્યું છે કે બાળકોના અધિકારોની સ્થાપના કરવાને જ હું જીવતો રહું અને એ કામમાં જ હું મરી ખૂટું.'

આ પ્રેરણાને પરિણામે ગિજુભાઈએ બાલકેળવણીની ફકીરી ધારણ કરી. બાળકોનાં જીવનનો ગિજુભાઈએ અભ્યાસ કર્યો. ભાવનગરના બાલમંદિરમાં ગિજુભાઈએ અનેક પ્રયોગો કર્યા. બાળકોને ઉત્સાહિત કરનારી વાર્તાઓ ગિજુભાઈએ તૈયાર કરી; બાળકોને માટે નાટકો લખ્યાં; કહેવતો લખી અને ગીતો પણ લખ્યાં.

'શિક્ષણપત્રિકા' નામની પોતાની માસિક પત્રિકા દ્વારા ગિજુભાઈએ કેળવણીને લગતું ખરું જ્ઞાન ફેલાવવાની તજવીજ કરી.

શિક્ષકોના વર્ગો ઊભા કરીને ગિજુભાઈએ લગભગ ૫૦૦ શિક્ષકોને તૈયાર કર્યા. આ શિક્ષકોને ગિજુભાઈએ નવી દૃષ્ટિની બક્ષિસ કરી. શિક્ષક વર્ગની નવી પ્રતિષ્ઠા જમાવવાને ગિજુભાઈએ તજવીજ કરી. શિક્ષકના કાર્યને વેઠની કક્ષામાંથી કાઢીને ગિજુભાઈએ શિક્ષકના ધંધાને ઉન્નત કર્યો. આખા દેશ પર અને ખાસ કરીને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત પર ગિજુભાઈએ ભારે ઉપકાર કર્યો છે.

આવા પુરુષની યાદ કાયમ રાખવા માટે સ્વાભાવિક રીતે જ ઈચ્છા જાગ્રત થઈ છે. સ્મારક તરીકે બાલકેળવણીનું સુંદર કેન્દ્ર ઊભું કરવાને એક વગદાર સમિતિની સ્થાપના થઈ છે.

ગિજુભાઈ મહાન કેળવણીકાર હતા. ગિજુભાઈનો આદર્શ ગુજરાત મૂર્તિમંત કરે અને બાલકેળવણીનાં ગિજુભાઈનાં અનેકવિધ સ્વપ્નાંઓને ફળીભૂત કરે.

—બાળાસાહેબ ખેર



**૧૨**

## પરિશિષ્ટો

### જીવનરેખા

સને ૧૮૮૫, ૧૫મી નવેમ્બર, જન્મસ્થળ-ચિતળ-સૌરાષ્ટ્ર

૧૮૯૭ પ્રથમ લગ્ન સ્વ. હરીબહેન સાથે.

૧૯૦૬ દ્વિતીય લગ્ન શ્રી જડીબહેન સાથે.

૧૯૦૭ પૂર્વ આફ્રિકા પ્રયાણ.

૧૯૦૯ સ્વદેશ પાછા આવ્યા.

૧૯૧૦ મુંબઈમાં કાયદાનો અભ્યાસ.

૧૯૧૩ હાઈકોર્ટ પ્લીડર : વઢવાણ કેમ્પ.

૧૯૧૩ શ્રી નરેન્દ્રભાઈનો જન્મ.

૧૯૧૫ શ્રી દક્ષિણામૂર્તિ ભવનના કાયદાના સલાહકાર.

૧૯૧૬ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં જોડાયા.

૧૯૨૦ બાલમંદિરની સ્થાપના.

૧૯૨૨ ટેકરી ઉપરના બાલમંદિરનું ઉદ્‌ઘાટન પૂ. કસ્તુરબાના શુભહસ્તે.

૧૯૨૫ પ્રથમ મૉન્ટીસોરી સંમેલન, ભાવનગર

૧૯૨૫ પ્રથમ અધ્યાપન મંદિર

૧૯૨૮ દ્વિતીય મૉન્ટીસોરી સંમેલન, અમદાવાદ
પ્રમુખ શ્રી ગિજુભાઈ

૧૯૩૦ સત્યાગ્રહસંગ્રામમાં; હિજરતી માંડવામાં નિવાસ; વાનર પરિષદ, સુરત, અક્ષરજ્ઞાન યોજના
૧૯૩૬ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાંથી મુક્ત થયા.
૧૯૩૬ કરાંચી બાળમેળાના પ્રમુખ : કચ્છનો પ્રવાસ.
૧૯૩૭ સન્માન થેલી અર્પણ.
૧૯૩૮ ગુજરાતનો પ્રવાસ, રાજકોટમાં છેલ્લું અધ્યાપન મંદિર શરૂ કર્યું.
૧૯૩૯ અવસાન : મુંબઈ, તા. ૨૩મી જૂન.

## સાહિત્ય સર્જન

### શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો

૧. મોન્ટીસોરી પદ્ધતિ
૨. વાર્તાનું શાસ્ત્ર ભાગ ૧-૨
૩. બાલશિક્ષણ મને સમજાયું તેમ
૪. પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ
૫. પ્રાથમિક શાળામાં શિક્ષણ પદ્ધતિઓ
૬. પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન
૭. પ્રાથમિક શાળામાં શિક્ષક
૮. પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ ભાગ ૧-૨
૯. દિવાસ્વપ્ન
૧૦. હાલતાંચાલતાં
૧૧. મા-બાપોને
૧૨. આ તે શી માથાફોડ ?
૧૩. મા-બાપ થવું આકરું છે
૧૪. શિક્ષક હો તો
૧૫. માબાપોના પ્રશ્નો

### શિક્ષણની પુસ્તિકાઓ

૧. સ્વતંત્ર બાલશિક્ષણ

૨. નવા આચારો
૩. વાર્તા કહેનારને
૪. બાલક્રીડાંગણો
૫. બાલવાર્તાઓનો વિનોદ
૬. બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો
૭. શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ
૮. વાચનમાળાના કેટલાએક સિદ્ધાંતો
૯. શાસ્ત્રીય દષ્ટિ
૧૦. ઘરમાં બાળકે શું કરવું ?
૧૧. મોન્ટીસોરી પ્રચારમાળા
૧૨. વસંત બાલશિક્ષણ પ્રચારમાળા ભાગ ૧-૨

## ચિંતન સાહિત્ય

૧. પ્રાસંગિક મનન
૨. શાંત પળોમાં

## અક્ષરજ્ઞાન યોજના

૧. કેમ શીખવવું
૨. ચાલો વાંચીએ
૩. આગળ વાંચો પહેલી ચોપડી
૪. આગળ વાંચો બીજી ચોપડી
૫. આગળ વાંચો ત્રીજી ચોપડી

## કિશોર સાહિત્ય

૧. કિશોરકથાઓ ભાગ ૧-૨
૨. ધર્માત્માઓનાં ચરિત્રો
૩. ભગવાન બુદ્ધ
૪. રખડુ ટોળી
૫. કૈલાસ માનસરોવર દર્શન

## બાલસાહિત્ય માળા ૮૦ પુસ્તકો

[આજે આ ૮૦ પુસ્તકો નવા રૂપરંગ સાથે નીચે મુજબ ૧૦ ગ્રંથમાળામાં મેસર્સ આર. આર. શેઠની કંપની તરફથી પ્રકાશિત કરવામાં આવ્યાં છે. ગિજુભાઈનું સમગ્ર બાલસાહિત્ય આ પ્રકાશકો તરફથી પ્રકાશિત થાય છે.]

**૧. ચાલો પ્રવાસે ગ્રંથમાળા**

૧. બાળ પ્રવાસો
૨. ગુજરાત-મહારાષ્ટ્ર
૩. દાદા દર્શને
૪. ગિરિ શિખરો
૫. આફ્રિકા સાંભર્યું
૬. ફરવા જઈએ
૭. રોજનીશી
૮. ખળાવાડ અને–

**૨. જીવનપરિચય ગ્રંથમાળા**

૧. શેરીમાં
૨. બાળશાળામાં
૩. કુદરતમાં
૪. કબાટ
૫. આંગણામાં
૬. ભોં ભોં ભોં
૭. ટપાલની પેટી
૮. ઘરમાં

**૩. હાસ્યવિનોદ ગ્રંથમાળા**

૧. વિનોદ ટૂચકા
૨. ગપગોળા
૩. જરા હસો
૪. રામજીભાઈ પડી ગયા
૫. બાળકોનો બીરબલ-૧
૬. બાળકોનો બીરબલ-૨
૭. ગધેડું ને ઘોડું
૮. પેટ ભરીને હસો

**૪. પશુ-પક્ષી ગ્રંથમાળા**

૧. ગધેડું
૨. ચીડિયાખાનું
૩. મહાસભાઓ
૪. મંગેશનો પોપટ
૫. મારી ગાય
૬. મોતિયો
૭. મારા ગોઠિયા
૮. ક્યાંથી આવ્યાં ?

**૫. પાઠપોથી ગ્રંથમાળા**

૧. નાના પાઠો
૨. મોટા પાઠો
૩. જુગતરામના પાઠો
૪. કમળાબહેનના પાઠો
૫. શબ્દપોથી
૬. વાક્યપોથી
૭. ચિઠ્ઠીપોથી
૮. વ્યાકરણપોથી

### ૬. જ્ઞાનવર્ધક ગ્રંથમાળા

૧. પૂછું ?
૨. સવારથી માંડીને
૩. બાળકોના લેખો
૪. કહેવતોનાં મૂળ
૫. આપણે પોતે
૬. એમ કેમ ?
૭. સાજા રહીએ
૮. નાની વાતો

### ૭. ગાતી ગ્રંથમાળા

૧. જોડકણાં
૨. કાવ્યસંગ્રહ
૩. કાળા હાથ, કાળી દાઢી
૪. દૂહા ને સોરઠા
૫. વરતસંગ્રહ
૬. કહેવતસંગ્રહ
૭. રમત જોડકણાં
૮. ઊભું હતું, ઊભું હતું

### ૮. કથાનાટ્ય ગ્રંથમાળા

૧. બાળ નાટકો-૧
૨. બાળ નાટકો-૨
૩. બુદ્ધચરિત્ર
૪. ગોપીચંદ
૫. છેલ્લો પાઠ
૬. સંપાદકોનું કથન
૭. હરિશ્ચંદ્ર
૮. છેટાં રેજો' મા-બાપ

### ૯. રમ્યકથા ગ્રંથમાળા

૧. ગણપતિ બાપા
૨. પીરૂ અને–
૩. શિવાજી મહારાજ
૪. ચેલૈયો
૫. રૂપસિંહ ને રામસિંહ
૬. તીરંદાજ
૭. મકનો ને રાક્ષસ
૮. હંસ અને હંસા

### ૧૦. અવલોકન ગ્રંથમાળા

૧. છાણાં થાપી આવ્યાં
૨. ઓતરાતી દીવાલો-૧
૩. ઓતરાતી દીવાલો-૨
૪. ગામમાં
૫. મામાની જાળ્ય
૬. વાડામાં
૭. ધોબીડો ધૂએ છે
૮. ગામડામાં મળજો

### બાલવાર્તા ભાગ ૧ થી ૧૦

[આજે આ બાલવાર્તાઓને વધારે ચિત્રોથી સજાવીને તથા આકર્ષક પૂંઠા સાથે યોગ્ય ક્રમમાં ગોઠવી દશ ભાગમાં રજૂ કરવામાં આવી છે. પ્રકાશક; મેસર્સ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ : ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧ ]

## બાલસાહિત્ય ગુચ્છ ૨૫ પુસ્તકો

### ૧. પર્યાવરણ પરિચય ગુચ્છ

મુખ્ય ત્રણ વિભાગો કુદરત, વનસ્પતિ અને પ્રાણીજગત તથા માનવીય સંસ્પર્શ દર્શાવતી કુલ ૧૧ પુસ્તિકાઓ

૧. આંબો રોપ્યો
૨. વસંત આવી
૩. જોયું ને આંખ ઠરી
૪. ચતુર કરોળિયો
૫. જીવજંતુ
૬. ગામડામાં ગયો હતો
૭. દાદાજીની તલવાર
૮. તિળ ઘ્યા, ગુળ ઘ્યા (તલ લે, ગોળ લે)
૯. ઠેકંઠેકા
૧૦. મેંડિયો
૧૧. વેઠનો વારો

### ૨. વાર્તા, કથા સાહિત્ય ગુચ્છ

શાળાનાં બાળકોને લક્ષમાં રાખી રજૂ કરાતી વાર્તાઓ, ટૂચકાઓ, નાટકો, કાવ્યો અને આદર્શ વાતો રજૂ કરતા પાઠ સમાવતી ૧૪ પુસ્તિકાઓ :

૧. લાલ અને હીરા
૨. ભેંશના શીંગડામાં
૩. વિલાયતી વાતો
૪. ટેક
૫. તફ઼ તફ઼ તફ઼ તર્રર્ર
૬. માજીએ કહેલી
૭. સટરપટર વાતો
૮. ટૂચકાઓ
૯. બે બાળ નાટકો
૧૦. કાવ્યો
૧૧. નવાં વરતો
૧૨. હેમુભાઈના પાઠો
૧૩. તારાબહેનના પાઠો
૧૪. ઘમ્મરવલોણું

## બાલસાહિત્ય વાટિકા ભાગ – ૧-૨

### ૧. પર્યાવરણ પરિચય વાટિકા

કુદરત, વનસ્પતિ અને પ્રાણી જગત (પશુ-પક્ષી-જીવજંતુ) તથા માનવીય સંસ્પર્શ રજૂ કરતી ૧૬ પુસ્તિકાઓ

**કુદરત**

૧. ભૂતેર ગલ્પ
૨. તારા અને ગ્રહો
૩. કુદરત કથાઓ
૪. સૌંદર્યની દૃષ્ટિએ
૫. ઋતુના રંગો
૬. સુશીલાને પત્રો

**વનસ્પતિ અને પ્રાણીજગત**

૧. આશ્રમ વૃક્ષો
૨. વનવૃક્ષો
૩. ટેકરીની વનસ્પતિ
૪. ફૂદાં ને પતંગિયાં
૫. આપણાં પક્ષીઓ

**માનવીય સંસ્પર્શ (Human Touch)**

૧. ટપાલમાં
૨. શબ્દચિત્રો
૩. મહમદ સેલ અને –
૪. મૂછાળી મા
૫. મોટા થઈશું ત્યારે

**૨. જ્ઞાનવિજ્ઞાન વાટિકા**

૧. જાણવું જોઈએ
૨. વિજ્ઞાનના દષ્ટાઓ ૧-૨
૩. વિજ્ઞાનની રમતો-૧
૪. વિજ્ઞાનની વાતો-૧
૫. ઉદયપુર-મેવાડ
૬. વિવિધ માહિતી સંગ્રહ
૭. સારોદ્ધાર

**૩. વાર્તા, કથા સાહિત્ય વાટિકા**

૧. પ્રવાસ વાર્તા
૨. બુધાકાકા
૩. ગધેડાનાં પરાક્રમો
૪. છ મૂર્ખાઓ
૫. ગિરીશભાઈની વાર્તાઓ, ૧-૨
૬. બંગાળની લોકકથાઓ
૭. લોકકથાઓ
૮. ડહાપણની વાતો
૯. પરીની વીંટી
૧૦. સુમલ પદમણી
૧૧. શેરલોક હોમ્સ
૧૨. લાલ મંડળ

૧૩. ઝાં વાલ ઝાં ૧-૨
૧૪. જંગલનો રાજા ટારઝન ૧ થી ૧૦
૧૫. અગન ગુલાબ
૧૬. મુન ફ્લિટ
૧૭. તુરંગાને પેલે પાર
૧૮. મંગળની સફર
૧૯. બાળ જોડકણાં
૨૦. સોમાભાઈનાં કાવ્યો

## અન્ય બાલસાહિત્ય

૧. ચાલણગાડી નાની
૨. ચાલણગાડી મોટી
૩. મોટી બહેન
૪. નવી ઈસપનીતિ
૫. ઈસપનાં પાત્રો – ગધેડાં
૬. કલમની પીંછીથી
૭. ભેરુ
૮. સુંદર ભેટ
૯. આંબાવાડિયું
૧૦. સુંદર વાતો
૧૧. ખારેક ટોપરાં
૧૨. હજીય મને સાંભરે છે
૧૩. ફૂલોની સુગંધ
૧૪. આફ્રિકાની સફર
૧૫. ગિજુભાઈના પાઠો ૧-૨
૧૬. આપણે પાપે
૧૭. બાળલોકગીત સંગ્રહ ભાગ ૧-૨

## સંદર્ભ ગ્રંથો


૧. સ્મરણાંજલિ સંપાદક : નાનાભાઈ ભટ્ટ અને તારાબહેન મોડક

૨. બાલશિક્ષણ પ્રણેતા-ગિજુભાઈ — રા. ના. પાઠક

૩. કેળવણીના પાયા — કિશોરલાલ મશરૂવાળા

૪. કેળવણીની પગદંડી — નાનાભાઈ ભટ્ટ

૫. ઘડતર અને ચણતર — નાનાભાઈ ભટ્ટ

૬. ઘરમાં બાલમંદિર — મૂળશંકરભાઈ ભટ્ટ

૭. બાપુની ઝાંખી — કાકાસાહેબ કાલેલકર

૮. બાલવાડી — જુગતરામ દવે

૯. મૂછાળી મા — ગિરીશભાઈ ભટ્ટ

૧૦. મૂંઝવતું બાળક — અનુ. હરભાઈ ત્રિવેદી

૧૧. મૉન્ટીસોરી પ્રવેશિકા — અનુ. તારાબહેન મોડક

૧૨. મશાલી — ઘરશાળા પ્રકાશન

૧૩. શાંતિના પાયા — મનુભાઈ પંચોળી 'દર્શક'

૧૪. મહાત્મા ગાંધીની કેળવણીની ફિલસૂફી — મ. શિ. પટેલ

૧૫. ગિજુભાઈ અને તેના સાથીદારોનું બાલસાહિત્ય તથા કિશોરસાહિત્ય

૧૬. ગિજુભાઈનું શિક્ષણ સાહિત્ય તથા મા-બાપો માટેનું સાહિત્ય

૧૭. 'શિક્ષણપત્રિકા'ના જૂના અંકો

૧૮. 'શ્રી દક્ષિણામૂર્તિ' ત્રિમાસિકના જૂના અંકો

૧૯. શ્રી દક્ષિણામૂર્તિ અહેવાલ ૧૯૩૩-૩૪

૨૦. સૌરાષ્ટ્રનાં બાલમંદિરોની ઐતિહાસિક અને શૈક્ષણિક તપાસ — દમુબહેન જા. મોદી (M. Ed. Desertation 1962 G. U.)

21. Montessori Method — Maria Montessori

22. Advanced Montessori Method Part-I — "

23. Advanced Montessori Method Part-II Montessori
24. Absorbant Mind "
25. Secret of Childhood "
26. Problem Child A. S. Nill
27. Problem Teacher "
28. Problem Family "
29. Free Child "
30. That Dreadful School "
31. Summernill "
32. A History of Education in India Nurullah and Naik

## મુલાકાત લીધેલ બાલમંદિરોની યાદી

૧. શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર ભાવનગર ૮ દિવસ
૨. શ્રી ઘરશાળા બાલમંદિર ભાવનગર ૭ દિવસ
૩. શ્રી ફળિયા બાલવાડી મઢી, જિ. સૂરત ૨ દિવસ
૪. શ્રી વડવા વિદ્યાભવન બાલમંદિર ભાવનગર ૧ દિવસ
૫. શ્રી શ્રેયસ બાલમંદિર અમદાવાદ ૧ દિવસ
૬. શ્રી ખાડિયા બાલમંદિર રાયપુર-અમદાવાદ ૧ દિવસ



## મુલાકાત લીધેલ વ્યક્તિઓનાં નામની યાદી

| ક્રમ | નામ | કેટલા દિવસ મુલાકાત લીધી | ગિજુભાઈ સાથે સંબંધ | ઓળખ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧. | શ્રી હરભાઈ ત્રિવેદી | ૫ દિવસ | આજીવન મિત્ર સહકાર્યકર | જાણીતા કેળવણીકાર |
| ૨. | શ્રી જુગતરામભાઈ દવે | ૫ દિવસ | મિત્ર | જાણીતા ગાંધીવાદી કેળવણીકાર |
| ૩. | શ્રી ગોપાળરાવ વિદ્વાંસ | ૧ દિવસ | મિત્ર, સહકાર્યકર | જાણીતા સાહિત્યકાર |
| ૪. | શ્રી ગિરીશભાઈ મ. ભટ્ટ | ૪ દિવસ | મિત્ર, સહકાર્યકર | સાહિત્યકાર |
| ૫. | શ્રી માધવજીભાઈ ગો. પટેલ | ૧ દિવસ | મિત્ર, સહકાર્યકર | સાહિત્યકાર |
| ૬. | શ્રી મનુભાઈ મો. ભટ્ટ | ૪ દિવસ | સહકાર્યકર (બાલમંદિર) | સરકારી શિક્ષક |
| ૭. | શ્રી નર્મદાબહેન રાવળ | ૨ દિવસ | સહકાર્યકર (બાલમંદિર) | સંચાલિકા, બાલગૃહ ભાવનગર |
| ૮. | શ્રી ચંદુભાઈ વ. ભટ્ટ | ૩ દિવસ | શિષ્ય (અધ્યાપનમંદિર) | જાણીતા કેળવણીકાર |
| ૯. | શ્રી મૂળશંકર મો. ભટ્ટ | ૧ દિવસ | શિષ્ય-અભ્યાસી | જાણીતા ગાંધીવાદી કેળવણીકાર |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ૧૦. | શ્રી વજુભાઈ દવે | ૧ દિવસ | શિષ્ય (ગોદડાં અધ્યાપનમંદિર) | સંચાલક શારદામંદિર અમદાવાદ |
| ૧૧. | શ્રી પરમાણંદભાઈ કાપડિયા | ૧ દિવસ | મિત્ર | જાણીતા રાજદ્વારી, સામાજિક કાર્યકર |
| ૧૨. | શ્રી પુરુષોતમભાઈ અં. પટેલ M. Ed. | અવારનવાર | પ્રશંસક | આચાર્ય, હિન્દી શિક્ષક મહાવિદ્યાલય અમદાવાદ |
| ૧૩. | શ્રી દિનકરરાય બા. ત્રિવેદી | અવારનવાર | શિષ્ય (બાલમંદિર) | રીસર્ચ ઑફિસર બગીચા મિલ અમદાવાદ |
| ૧૪. | શ્રી નરેન્દ્રભાઈ બધેકા | ૯ દિવસ | પુત્ર- બાલ- કેળવણીકાર | સંચાલક- દક્ષિણામૂર્તિ અધ્યાપનમંદિર ભાવનગર |
| ૧૫. | શ્રી વિમુબહેન બધેકા | ૯ દિવસ | પુત્રવધૂ બાલશિક્ષિકા | સંચાલક— દક્ષિણામૂર્તિ બાલમંદિર ભાવનગર |
| ૧૬. | શ્રી પ્રેમશંકર પુ. પાઠક | અવારનવાર | પ્રશંસક | સરકારી પ્રા. શિક્ષક |
| ૧૭. | શ્રી શેષરાવ નામલે | પત્રવ્યવહાર | શિષ્ય (અધ્યાપનમંદિર) | સંચાલક, શિશુવિહાર દાદર |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ૧૮. | શ્રી તારાબહેન મોડક | પત્રવ્યવહાર | સહકાર્યકર (બાલમંદિર, અધ્યાપનમંદિર) | વિખ્યાત બાલ-કેળવણીકાર |
| ૧૯. | શ્રી ઈન્દુબહેન હ. ત્રિવેદી | ૧ દિવસ | શિષ્યા (બાલમંદિર) | શિક્ષિકા, ઘરશાળા બાલઅધ્યાપનમંદિર ભાવનગર |
| ૨૦. | શ્રી એ. એસ. નીલ | પત્રવ્યવહાર | પુરોગામી | વિશ્વવિખ્યાત કેળવણીકાર |
| ૨૧. | શ્રી દમયંતીબહેન મોદી | અવારનવાર | પ્રશંસક અભ્યાસી | શિક્ષિકા, ઘરશાળા અધ્યાપનમંદિર ભાવનગર |
| ૨૨. | શ્રી મણિબહેન બા. પટેલ | ૧ દિવસ | શિષ્યા (અધ્યાપનમંદિર) | સંચાલિકા કેલિકો મિલ બાલમંદિર અમદાવાદ |



## ગિજુભાઈએ વાંચેલાં થોડાંએક પુસ્તકો

આ પરિશિષ્ટ કંઈક જુદી જાતનું માલૂમ પડશે. પરંતુ ગિજુભાઈના વ્યક્તિત્વનું તે એક પાસું રજૂ કરે છે. એ ઉદ્દેશથી તે અહીં રજૂ કર્યું છે.

ગિજુભાઈના વિચારો ક્રાંતિકારક બન્યા હતા અને એ ક્રાંતિકારકતા ઠેઠ સુધી ટકી રહી હતી. દિવસે દિવસે તેમના વિચારો વધુ ને વધુ પરિપક્વ અને આર્ષદૃષ્ટિવાળા બન્યા હતા. ગિજુભાઈના વ્યક્તિત્વની આ વિશેષતા પાછળ તેમની અદ્ભુત આત્મસૂઝ, આગવી અને મૌલિક વિચારપદ્ધતિ, સૂક્ષ્મ અવલોકનયુક્ત પ્રત્યક્ષ પ્રયોગો વગેરે જેમ હતાં તેમ, તેમનું વિશાળવાચન અને ખુલ્લું દિમાગ એ પણ મુખ્ય બળો હતાં.

ગિજુભાઈનું વાચન ખૂબ વિશાળ હતું. જે કોઈ વિષયમાં તેઓ પડતા તેની શક્ય તેટલી સાંગોપાંગ માહિતી તેઓ એકઠી કરતા. પછી તેના પર પોતાનું મૌલિક ચિંતન કરતા અને તેમાંથી પ્રયોગો કરતાં કરતાં તેમને તેમાં માર્ગ મળી જતો.

ગિજુભાઈનું વાચન જેમ વિશાળ હતું તેમ તે વૈવિધ્યપૂર્ણ પણ હતું. શિક્ષણશાસ્ત્ર, મનોવિજ્ઞાન, વાર્તા, ધર્મ – એ તેમના વાચનના મુખ્ય વિષયો હતા. પ્રાધ્યાપક શ્રી રવિશંકર મ. જોશી, પ્રાધ્યાપક શ્રી જે. બી. દવે તથા જાણીતા કેળવણીકાર શ્રી હરભાઈ ત્રિવેદી સાથેની વાતચીતો દરમિયાન ગિજુભાઈના આ વાચન વિશે ઠીકઠીક માહિતી મળી હતી. ગિજુભાઈનાં પુસ્તકોમાં પણ આ વાચનની છાપ ખૂબ સ્પષ્ટ દેખાય છે.

એ વાચન કેવું વિશાળ હતું તેની કાંઈક આછી આછી પણ ઝાંખી થાય એ માટે ફક્ત નમૂના રૂપે થોડાંક પુસ્તકોની એક યાદી નીચે આપી છે. ગિજુભાઈએ લખેલાં બે પુસ્તકો અને શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાના એક અહેવાલ (૧૯૩૩-૩૪)ના આધારે આ યાદી તારવી છે.

આ યાદીને આપણે ભૂલથી પણ ગિજુભાઈનું સંપૂર્ણ વાચન રજૂ કરતી સમજવાની નથી. એમના વિશાળ વાચન-સમુદ્રના એક બિન્દુ રૂપે જ છે તે ભૂલવાનું નથી.

## ગિજુભાઈએ વાંચેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | The Montessori Method | Maria Montessori |
| 2. | The Advanced Montessori Method-I | " |
| 3. | " " -II | " |
| 4. | Dr. Montessori's own handbook | Maria Montessori |
| 5. | Padagological Anthropology | " |
| 6. | The child in the church | " |
| 7. | The New Children – Talks with Dr. Montessori | Shells Radio |
| 8. | A Montessori Mother | Mrs. D. C. Fisher |
| 9. | English Education and Dr. Montessori | Cacil Craut |
| 10. | The Psychology and Teaching of number by Margaret Deummond (Investigations based on Dr. Montessori) | |
| 11. | A Note on Montessori Training | C. A. Claremont |
| 12. | A Review of Montessori literature | " |
| 13. | Has Dr. Montessori made a true contribution to science ? | " |
| 14. | Montessori and the new Era | " |
| 15. | From Locke to Montessori | W. Boyd |

16. The Montessori Principles and Practice — E. P. Calverwell
17. A Montessori Experiments — Dr. C. W. Kimins
18. Montessori Experiments — Mary Black Burn
19. Montessori School as sean in the early summery of 1933 — J. C. White
20. Montessori Method and the American school — F. E. Ward
21. Montessori Children — Carolina Sheruin
22. A Guide to the Montessori Method — E. Y. Steren
23. Montessori Examined — W. A. Kilpatric
24. The Montessori System — T. L. Smith
25. Auto Education and the Montessori Method — Hanriet E. Hunt
26. The Montessori Manual — Mrs. D. C. Fisher
27. The Montessori Materials for Children up to 11 years
28. Montessori Method and Her Inspirers
29. Moral Tales — Gooled
30. Daccan Nursery Tales — Kinkade
31. Education by story telling
32. Problem child — A. S. Nill
33. Dominic's five — "
34. Hunted House — Lord Litten

35. Story of a donkey
36. A Diary of a communist Under-Graduate
37. Red Corner Book
38. Towards New Education
૩૯. ટ્રોટસ્કી
૪૦. નીતિ શિક્ષણ — આનંદશંકર ધ્રુવ
૪૧. કાઠિયાવાડી સાહિત્ય — શ્રી કહાનજી ધર્મસિંહ
૪૨. કૌતુકમાળા — ગણેશજી જેઠાભાઈ
૪૩. ધીરસિંહ ગોહિલ
૪૪. ગોડાર્ડ
૪૫. પઢિયાર
૪૬. પોલ રિશાર
૪૭. બાય મીલર
૪૮. ભોગીન્દ્ર રાવ
૪૯. ઝવેરચંદ મેઘાણી
૫૦. વિષ્ણુ શર્મા
૫૧. શોવોના દેવી
૫૨. સોક્રેટીસ

(શ્રી દક્ષિણામૂર્તિ સંસ્થાનો અહેવાલ ૧૯૩૩-૩૪, 'વાર્તાનું શાસ્ત્ર' અને 'હાલતાંચાલતાં' આ ત્રણ પુસ્તકોને આધારે આ યાદી તૈયાર કરવામાં આવી છે.)



## ગિજુભાઈનું બાલમંદિર

આજે ૧૫મી નવેમ્બર છે. શ્રી ગિજુભાઈનો જન્મદિવસ છે. ઈ.સ. ૧૮૮૫ના નવેમ્બરની ૧૫મી તારીખે તેમનો જન્મ થયો હતો. વલ્લભીપુર તેમનું વતન. પ્રાથમિક શિક્ષણ ત્યાં વલ્લભીપુરમાં લીધું હતું. માધ્યમિક શિક્ષણ ભાવનગરમાં લીધું હતું. વકીલાતનું શિક્ષણ મુંબઈમાં લીધું હતું. સુરેન્દ્રનગર-વઢવાણમાં વકીલાત કરતા હતા.

તેમને ઘેર પુત્રજન્મ થયો. એ પુત્રને કેમ ઉછેરવો અને તેને કેમ શિક્ષણ આપવું એ અંગે તેઓ ખૂબ વિચાર કરતા હતા. કારણકે બાળકને મારવાનું અને મારી મારીને ભયથી શિક્ષણ આપવાનું ગિજુભાઈને ગમતું નહોતું.

છેવટે એક દિવસ વકિલાત છોડી ભાવનગરમાં દક્ષિણામૂર્તિ સંસ્થામાં આવીને શિક્ષક બન્યા. શરૂઆતમાં હાઈસ્કૂલના મોટાં બાળકોને ભણાવતા. પછી તેમણે બાલમંદિરમાં કામ કરવાનું શરૂ કર્યું. બાલમંદિરની શરૂઆત ૧૯૨૦ ઓગસ્ટ મહિનામાં કરી. પ્રથમ ભાવનગરમાં કાળાનાળા વિસ્તારમાં એક મિત્રના બંગલામાં બાલમંદિર ચલાવતા. પછી ગિજુભાઈના મિત્ર શ્રી હિરાલાલ શાહે આર્થિક મદદ કરી અને ટેકરી ઉપરનું બાલમંદિરનું મકાન બંધાયું. પૂજ્ય કસ્તૂરબાને હાથે એ બાલમંદિરનું ઉદ્‌ઘાટન થયું હતું. આજે પણ એ બાલમંદિર સરસ રીતે ચાલે છે.

આપણે ત્યાં કહેવત છે કે અધમણ ઉપદેશ કરતાં અધોળનું આચરણ સારું (અધમણ એટલે આશરે દસ કિલો અને અધોળ એટલે આશરે ૫૦ ગ્રામ). જીવનમાં અને કેળવણીનું કામ કરતાં કરતાં તેમને જે નવી ફિલસૂફીનું અને નવા વિચારોનું દર્શન થયું તેને તેમણે જીવનમાં પ્રયોગોની સરાણે ચડાવ્યાં હતાં અને પોતાના કાર્યમાં તેનો સફળ અમલ કરી બતાવી તેને માટે એક સુંદર, સુવ્યવસ્થિત પદ્ધતિ

અર્પતા ગયા છે.

આજે આપણે એ જોઈએ કે ગિજુભાઈનું બાલમંદિર કેવી રીતે ચાલતું હતું ? ગિજુભાઈના બાલમંદિરનો સવારથી સાંજ સુધીનો કાર્યક્રમ આપણે જોઈએ.

સવારે અગિયાર વાગે બાલમંદિરના ઊંચા પગથાર પર ઊભા રહીને ગિજુભાઈ ટેકરી પર પતંગિયાની પેઠે ઊડતાં આવતાં બાળકોને હેતથી આવકારે. બે હાથ જોડી, નમ્રતાપૂર્વક અને પ્રેમપૂર્વક સામસામા નમસ્કાર થાય. ગિજુભાઈ બધાંનાં હાથ, નખ, આંખ, કાન, વાળ, દાંત તપાસે. અને પછી બાળકો સંગીતના ઓરડામાં ગિજુભાઈની સામે હારબંધ ગોઠવાય. ગિજુભાઈ તેમની સાથે વાતચીત કરે. ખાસ કરીને ઘરની વાતો ચાલે. વાતચીતના એકબે નમૂના જોઈએ :

'કેમ મનીષાબહેન, આજે તો નવું ફ્રોક પહેરીને આવ્યાં છો ? કપાળમાં ચાદલો કર્યો છે. ચોખા ચોડેલા છે. આજે કેમ આમ છે ? મનીષાબહેન જવાબ આપે : 'ગિજુભાઈ, છે ને તે છે ને તે આજે મારો જન્મદિવસ છે.' 'એમ ! ત્યારે તો તમે કંઈક ગળ્યું ગળ્યું ખાઈને આવ્યાં હશો ?' 'હા ગિજુભાઈ, મારી બાએ આજે પૂરણપોળી કરી હતી. મને પૂરણપોળી બહુ ભાવે.' મુકેશભાઈ ધીરે ધીરે ગિજુભાઈની પાસે આવે. મોઢું ચડેલું છે. ગિજુભાઈ પાસે આવીને ઊભા રહે ત્યાં હીબકાં ભરાઈ જાય. ગિજુભાઈ તેને પાસે બેસાડે. વાંસામાં હાથ ફેરવે. માથે હાથ ફેરવે. મુકેશભાઈ બીજા બેત્રણ હીબકાં ભરે. હળવેથી ગિજુભાઈ પૂછે : 'કેમ રડો છો, મુકેશભાઈ ?' 'બા આજે ઘરે મારતી'તી.' 'બાએ કેમ માર્યું ?' 'હું બાથરૂમમાં હાથપગ ધોતો હતો માટે.' 'સારું. હું બા ઉપર ચિઠ્ઠી લખી આપું છું. હવેથી મુકેશભાઈને મારશો નહિ. તેઓ બાથરૂમમાં પાણી નહિ ઢોળે. પણ કોઈ વાર તેઓ જાતે હાથપગ ધૂએ માટે બે લોટા પાણી તેમને આપજો.' ગિજુભાઈની ચિઠ્ઠી વાંચી બા શરમાઈ જાય. વાતચીતમાં ગિજુભાઈ એવા લડે કે સૌ બાળકોનાં હૈયાં એમની આગળ ફૂલોની પાંખડીઓની માફક આપમેળે ઊઘડી જાય.

પછી સંગીતના ઓરડામાં બાળકો ગોઠવાય. એક બાજુ

સંગીતશાસ્ત્રી ચુનીભાઈ દિલરુબા લઈને બેસે. બીજી બાજુ તબલચી બેસે, અને વચ્ચે ગિજુભાઈ. વાતાવરણ શાંત, સ્વસ્થ, નીરવ હોય. ગિજુભાઈ ટટાર બેસે. બંને હાથ ઘૂંટણ પર મૂકે. બાળકો પણ ટટાર અને હાથ ઘૂંટણ પર. એટલે ગિજુભાઈ ગીત શરૂ કરે : 'બિલ્લી વાઘ તણી માસી, જોઈને ઉંદર જાય નાસી.' હાવભાવ અને અભિનય સાથે ગીતો ગવાય. પ્રથમ બાળકો નીરખી રહે અને પછી તેઓ ગાવામાં અને અભિનયમાં જોડાય. એ જમાનામાં સારાં બાલગીતો ઓછાં હતાં, પરંતુ હતાં તેનાથી ગિજુભાઈ કામ ચલાવતા. ચુનીભાઈ, મોંઘીબહેન, નર્મદાબહેન ગીતો ગવરાવે. ગિજુભાઈ અને બાળકો સંગીતમાં મસ્ત બની જાય.

પછી કૂચ કરતાં શીખવે. ગિજુભાઈ એક દાંડિયો ખભે મૂકી આગળ ચાલે. પગ પછાડતા જાય અને ગવડાવતા જાય :

*'ચાલો સૌએ રણમેદાન, ભારતનાં સંતાન,*
*શૂરા સાથી, જુસ્સાથી છોડાવો હિંદુસ્તાન.*
*રંગીલા ઉમંગી સિપાઈ, નાનડિયા અમે સૌ ભાઈ.'*

બાળકો પણ ખભે દાંડિયો મૂકી પગ પછાડતા જાય અને ગાતા જાય. પછી લાકડાની તલવારે લડાઈ ચાલે. ગિજુભાઈ પણ બાળક જેવડા બની જાય.

પછી બધાં બાળકો પોતપોતાના ઓરડામાં જાય. અહીં બાળકો મુખ્ય અને ગિજુભાઈ ગૌણ બની જાય. અહીં બાળકો ઇન્દ્રિયવિકાસનાં સાધનો, જીવનવ્યવહારની પ્રવૃત્તિઓ અને સર્જનાત્મક પ્રવૃત્તિઓ તથા મુક્ત વ્યવસાયની પ્રવૃત્તિઓ કરે. આ પ્રવૃત્તિઓ બાળકો વ્યક્તિગત રીતે કરતાં. બાળકોની સંખ્યાના પ્રમાણમાં પૂરતાં સાધનો હોય. બાળકો ધીમેથી સાધનો લે, કામ કરે અને પછી પાછાં ધીમેથી મૂકી દે. સાધનોની રમતમાં શિક્ષણ પણ ઓતપ્રોત બની જતું. કોઈ બાળકો જમીન ઉપર આસન પાથરીને બેઠાં હોય અને કામ કરતાં હોય. કોઈ બાળકો નાનકડાં ટેબલ-ખુરશી પર બેસીને કામ કરતાં હોય. સૌ પોતપોતાના કામમાં મશગૂલ હોય. મધપૂડા જેવી શિસ્ત સરસ જોવા મળે.

પછી આવે વાર્તા, ગિજુભાઈ એક નાનકડા ટેબલ પર બેસે. સામે બાળકો બેઠાં હોય અને વાર્તા ધીમે ધીમે ચાલુ થાય. ગિજુભાઈ હાવભાવ અને શબ્દરચનાથી વાર્તાનાં પાત્રોને બાળકોની સામે એવાં સજીવ બનાવી દે કે બાળકો મુગ્ધ થઈ જાય. અઠવાડિયે એક વાર સાવ સાદા શણગારવાળી બાલરંગભૂમિ પર નાટકો ભજવાય. દલા તરવાડી, બાપા કાગડો, મિયાં ફૂસકી, સસાભાઈ સાંકળિયા, સાત પૂંછડિયો ઉંદર જેવાં નાટકો થાય. શ્રી નાનાભાઈ ભટ્ટે કરેલું વર્ણન વાંચીએ. 'ગિજુભાઈ, મનુભાઈ, હેમુભાઈ વગેરે બાલશિક્ષકો અને બચુ વગેરે બાળકો નાટકમાં સાથે ઊતર્યાં હતાં. સૂપડકન્ના રાજાનું નાટક હતું. ગિજુભાઈ હજામ બન્યા હતા. દક્ષિણામૂર્તિ ત્રૈમાસિકના લેખો રાખવાની બેગ હાથમાં આવી તો કહે 'ચાલ તું મારી કોથળી.' માથે કોઈની ધોતલી વીંટી, સજાયા બજાયાનું ઠેકાણું ન હતું. તો ફૂટપટ્ટીનો સજાયો કર્યો. અને આ... ને... બાડી આંખ કરતા ગિજુભાઈ ખડા થયા. એટલે જુઓ હસાહસ ! મનુભાઈ રાજા બન્યા. કાને લોઢાની નાની સૂપડીઓ બાંધી. બચુ તેમનો નોકર. દરેકે માત્ર ખપ જોગો વેશબદલો કર્યો હતો. સીનસીનરીમાં માત્ર એક લીલો પડદો. તે બે જણા બંધ કરે અને ઉઘાડે. કોઈનાં ભાષણો કે સંવાદો તૈયાર કરેલા ન હતા. સૂપડકન્ના રાજાની વાતને બંધબેસતી રીતે નાટકનું સ્વરૂપ આપ્યું હતું. સૌ પોતપોતાની અક્કલ હુશિયારી પ્રમાણે બોલે અને એક્ટિંગ કરે. સ્વયંસર્જનની દૃષ્ટિથી અને ભાષા-શિક્ષણની દૃષ્ટિથી આવાં નાટકોનું વળતર અત્યંત મૂલ્યવાન હોય છે.' બાલશિક્ષણમાં બાલનાટકોનો ઉપયોગ એ ગિજુભાઈની મૌલિક સૂઝનું સર્જન હતું.

ક્યારેક ધૂપસળી પ્રગટે. બારીબારણાં ધીમે ધીમે બંધ થાય અને શાંતિની રમત રમાય. સાવ નાનાં બાળકો હોય તોપણ વાતાવરણમાં એકદમ અદ્‌ભુત શાંતિ સ્થપાય.

ઠંડા પહોરે બાલમંદિરના બાગમાં નાનકડાં સાધનો લઈ બાળકો બાગકામ કરે. નાનકડી ડોલ અને નાનકડી ઝારીઓથી બાળકો કામ કરતાં. બાળકોના જીવનવિકાસમાં આ પ્રવૃત્તિ મહત્ત્વની હતી. બાળકો રૂપી પુષ્પોને ખીલવા માટે તેમણે બાલમંદિરમાં બાગાયત પ્રવૃત્તિ શરૂ

કરી હતી. નાસ્તાની પ્રવૃત્તિ પણ બાલમંદિરની મહત્ત્વની પ્રવૃત્તિ હતી. બાળકોને પોષક નાસ્તો તૈયાર કરીને અપાતો. બાળકો જ કાળજીથી, ઢોળ્યા કે અવાજ કર્યા વિના નાસ્તો પીરસતાં હોય એ દૃશ્ય મનમોહક બનતું. નાસ્તા પછી સફાઈપૂર્વક વાસણો મુકાઈ જાય.

કોઈ વાર નમતે પહોરે બાલમંદિરનાં આંગણામાં ગીતો, લોકગીતો અને અભિનય ગીતોની જમાવટ થઈ હોય. નાનાં બાળકો ગોળાકારે ઊભાં રહે. વચ્ચે ગિજુભાઈ મોર બન્યા હોય અને પછી ગીત ચાલે :

*'મોર મોર ક્યાં થઈને જઈશ કળાયલ મોરલો ?*
*બચુભાઈનું ઘર ઠેકી જઈશ કળાયલ મોરલો.'*

કોઈ વાર મોંઘીબહેન ગવરાવતાં હોય અને બાળકો ઝીલતાં હોય :

*'કાંગને ખેતર ગ્યા'તાં રે ગોરી કાંગ લ્યો.'*

'સાંજે ઘેર જવાના સમયે (ચાર વાગે) ગાડીઓ આવે. મંજીરાં વાગે. ગિજુભાઈ ઊંચા પગથારે ઊભા રહે. જે જગ્યાએ સવારે આવકાર આપ્યો એ જ સ્થળે, એવા જ ભાવથી ગિજુભાઈ બાળકોને વિદાય આપે. 'નમસ્કાર ગિજુભાઈ' 'નમસ્કાર ગિજુભાઈ'ના અવાજ સાથે નાનકડા હાથ જોડાય અને નાનાં બાલમસ્તક નમી રહે. સામે ગિજુભાઈ હાથ જોડી નમસ્કાર ઝીલે અને વિદાય આપે. એ દૃશ્ય રોજનું છતાં ભાવગમ્ય અને હૃદયંગમ બને.'

'ગિજુભાઈ બાળકોને વળાવી બાલમંદિરની ઓસરીમાં સહકાર્યકરો સાથે બેસે. આખા દિવસના કામનો, બાળકોના અવલોકનનો તાળો મેળવે. પોતાના અને સાથીઓના અનુભવોની આપલે કરે. તેનું તારણ કાઢે અને બીજા દિવસની પૂર્વતૈયારીની યોજના ઘડે. બાળકોનાં સામાન્ય લાગતાં હલનચલન, ક્રિયાપ્રક્રિયાને સૂક્ષ્મ રીતે છણે. તેનું પૃથક્કરણ કરે અને તેને આગળ લેવાના ઉપાયો શોધે. કોઈ રસાયણશાસ્ત્રી રસાયણના મિશ્રણનું અવલોકન કરે, તેનાં પરિણામો

તપાસે, પ્રયોગની સફળતા માટે જુદાં જુદાં મિશ્રણો તૈયાર કરે તેમ, તેવી જ સંશોધનવૃત્તિથી, સંશોધકની વૈજ્ઞાનિક દૃષ્ટિથી ગિજુભાઈ નૂતન બાલશિક્ષણનો પ્રયોગ બાલમંદિરની ટેકરી પર કર્યા કરે.'

આટલું વ્યવસ્થિત, રસભર્યું અને વૈજ્ઞાનિક બાલમંદિર કંઈ પહેલા દિવસથી જ થઈ ગયું ન હતું. તેની પાછળ તો વર્ષોનું અખંડ અને આકરું તપ હતું. પોતાના આત્માને બળે અને હૈયાની સૂઝને સહારે દિવસોના દિવસો અને વર્ષોનાં વર્ષો સુધી ગિજુભાઈએ જે પ્રયોગો કર્યા તેના પરિણામ રૂપે બાલશિક્ષણની આ પદ્ધતિનું નિર્માણ થયું હતું. બાલમંદિરના શરૂઆતના થોડા દિવસોનું વર્ણન ગિજુભાઈએ ડાયરી રૂપે લખેલું છે. રસિક અભ્યાસુ મિત્રોએ 'ગિજુભાઈનું કેળવણીમાં પ્રદાન' એ પુસ્તકમાંથી વાંચી જવા જેવું છે.

ટૂંકમાં કહીએ તો ગિજુભાઈની આ બાલશિક્ષણ પદ્ધતિમાં બાળકો સાથેની વાતચીત, સંગીત, ઈન્દ્રિય શિક્ષણ, શાંતિની રમત, જીવનવ્યવહાર અને મુક્ત વ્યવસાયની પ્રવૃત્તિઓ, ભાષાશિક્ષણ, ગણિત શિક્ષણ, કુદરત પરિચય, વાર્તા, બાલ નાટકો, ચિત્રકામ, બાગકામ, બાલરમતો, પ્રવાસો વગેરેનો સમાવેશ થયો હતો.

ગિજુભાઈનું બાલમંદિર સરસ રીતે ચાલવા માંડ્યું. પરંતુ ગિજુભાઈનું એક બાલમંદિર સરસ ચાલે તેથી દેશનાં કરોડો બાળકોમાંથી કેટલાંને ફાયદો થાય ? ગિજુભાઈ તો બાળકોના ગાંધી હતા. તેમની નજર સમક્ષ દેશનાં કરોડો બાળકો તરવરવા લાગ્યાં હતાં. નૂતન બાલશિક્ષણ પદ્ધતિ વ્યાપક બને અને તેનો લાભ વધારે ને વધારે બાળકોને મળે એ ભાવના એમના દિલને પ્રેરવા લાગી. તેમણે કહ્યું : 'હું આપણાં લાખો બાળકોનો વિચાર કરું છું. આપણી આંખ આગળ લાખો બાળકો રેંસાતા હોય અને આપણે તે ઊભા ઊભા જોયા કરીએ એ કેમ બને ? અત્યારે તો એક જ વાત. આ બાળકોનાં ખૂન થતાં અટકે તે માટે શંખ ફૂંકો અને જેઓના કાન બહેરા થઈ ગયેલા છે તેમના કાનને પણ ફોડી નાખે એવો અવાજ કરો. હું આજે એવો શંખ ફૂંકું છું. નૂતન બાલકેળવણીનું એક મોટું મોજું ઊભું થઈ જાય તો મારે બસ છે.'

અને એમણે એવું મોજું ઊભું કર્યું પણ ખરું. પોતાના સહકાર્યકરોને તાલીમ આપી. અધ્યાપન મંદિર શરૂ કરીને સેંકડો બાલશિક્ષકો તૈયાર કર્યા. માતાપિતાઓ અને વાલીઓની સભાઓ કરીને તથા તેમને માટે સાહિત્ય લખીને સમાજને તૈયાર કર્યો. પત્રિકાઓ અને સામયિકો ચલાવ્યાં. નૂતન બાલશિક્ષણ સંઘની સ્થાપના કરીને ગુજરાત અને દેશમાં એક મોટું મોજું ઊભું કર્યું. સમગ્ર સમાજને બાળકો પ્રત્યે જોવાની, વર્તવાની નવી દૃષ્ટિ આપી અને પોતાની પાછળ અગણિત કાર્યકરોની મોટી વણઝાર ઊભી કરી.

ગિજુભાઈએ સૌને કહ્યું : 'શિક્ષકોએ અને માબાપોએ કરેલી અને બાળકોના હક માટે થયેલી લડત ભલે ઇતિહાસમાં ન થઈ હોય, પણ આપણે તો કરીએ. આ યુદ્ધ આપણે આપણી સંકુચિતતા સામે, આપણા મતાગ્રહો સામે, આપણા અજ્ઞાન સામે, આપણી પોતાની ગુલામી સામે, આપણા ભેદભાવ અને આપણી નાસ્તિકતા સામે કરીએ.'

આમ કહીને તેઓ આગળ ચાલ્યા અને સૌને પોતાની પાછળ ચાલવાનો આદેશ આપ્યો. બાલશિક્ષકોની અને બાલહિતચિંતકોની વણઝાર તેમને કદમે કદમ મિલાવતી ચાલી નીકળી.

આવા હે ચૈતન્યપુંજ ગિજુભાઈ, નમોનમઃ !

–ભારતભાઈ પાઠક

તા. ૨૯-૧૦-'૯૯

[આ લેખ તૈયાર કરવામાં "બાલશિક્ષણ પ્રણેતા ગિજુભાઈ" પુસ્તકનો આધાર લીધો છે. તેમનો આભાર માનું છું.]



## ચાલો, ગિજુભાઈનાં દર્શને

[ગિજુભાઈ જન્મજયંતી નિમિત્તે ભાવનગરમાં ૧૫મી નવેમ્બરે અપાયેલ વક્તવ્ય.]

આજે ૧૫મી નવેમ્બર છે. ગિજુભાઈનો જન્મદિવસ. ઈ.સ. ૧૮૮૫ના નવેમ્બર મહિનાની ૧૫મી તારીખે તેમનો જન્મ થયો હતો. આજે તેમની ૧૧૫મી જન્મજયંતી છે.

જગતમાં કેટલાક લોકો એવા હોય છે કે દિવસમાં એકાદ વાર તેમનું નામ લેવાયું હોય તો આપણો દિવસ સુધરી જાય. કેટલાક લોકો એવા હોય છે કે વરસમાં એકાદ વાર તેમનું નામ લેવાયું હોય તો આપણું વરસ સુધરી જાય. અને જગતમાં કેટલાક લોકો એવા હોય છે કે જીવનમાં એકાદ વખત તેમનું નામ લેવાયું હોય તથા તેમના વિચારો સમજાયા હોય તો આપણું જીવતર ધન્ય બની જાય. ગિજુભાઈ આવા પુણ્યશ્લોક મહામાનવ હતા.

એક વાર થોડા સમય પહેલાં વડોદરા યુનિવર્સિટીના શિક્ષણ અને મનોવિજ્ઞાન વિભાગના કાર્યકરો અને વિદ્યાર્થીઓ અહીં ભાવનગરમાં દક્ષિણામૂર્તિ બાલમંદિર જોવા આવ્યા હતા. આખું બાલમંદિર જોયું. તેમને આનંદ થયો. પછી બાલમંદિરના સંચાલિકાબહેન શ્રી વિમુબહેન સાથે વાતચીતો થઈ. તેમાં એક ભાઈએ એક પ્રશ્ન કર્યો : "અહીં આ બાલમંદિરમાં ક્યાંય ગિજુભાઈનાં દર્શન થાય ખરાં ?" શ્રી વિમુબહેને તેમને શો જવાબ આપ્યો હશે તે ખબર નથી. પણ આજે ગિજુભાઈ જયંતીને દિવસે ચાલોને, આપણે એ લોકોની પાછળ પાછળ આ દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં ગિજુભાઈનાં દર્શન કરીએ.

ગિજુભાઈનું દેહાવસાન તો ૧૯૩૯માં થયું. ખાસ્સાં સાઠ ઉપર વર્ષો થયાં. આથી સદેહે ગિજુભાઈનાં દર્શન તો ન થઈ શકે. એ અશક્ય વાત છે. પરંતુ ભાવનાઓ સ્વરૂપે અને એ ભાવનાઓ પૂર્વક

થતાં કામોમાં એમનાં દર્શન આપણને જરૂર થશે.

આ છે બાલમંદિરની "નાની બકુલ" ટુકડીનાં બાળકો. (New Comers.) જૂન મહિનામાં અઢી વર્ષ પૂરાં થતાં તેઓ બાલમંદિરમાં દાખલ થયાં. માતાપિતાઓ અને વાલીઓ તેમને લઈને અહીં આવ્યાં હતાં. બાલમંદિર શરૂ થયું. પ્રાર્થના, સંગીત, ગીતો, અભિનય ગીતો, વારતા અને નાસ્તાનો કાર્યક્રમ હતો. બાલમંદિરનાં મુખ્ય શિક્ષિકા લીલાબાએ બધાં માતાપિતાઓને પોતાનાં બાળકોને ખોળામાં લઈને બેસવા કહ્યું અને પછી થોડી વાતો કરી : "તમારા બાળકને આ રીતે બેચાર દિવસ તમારા ખોળામાં બેસવા દેજો. બેઠાં બેઠાં અહીંનો કાર્યક્રમ જોશે. ભલે તેમ કરે. બેચાર દિવસ પછી આપમેળે તે તમારા ખોળામાંથી ઊભું થશે અને ઊભું ઊભું કાર્યક્રમ જોશે. વળી બેચાર દિવસ જશે અને તે તમારી બાજુમાં ઊભું રહીને કાર્યક્રમ જોશે. પછી બેચાર દિવસ બાદ તે તેની મેળે વર્ગમાં ફરશે અને તમારી તરફ નજર રાખ્યા કરશે. છેલ્લે એને બાલમંદિરમાં સ્વસ્થતા આવી જશે અને તેને તમારા આધારની જરૂર રહેશે નહિ. આ રીતે ધીમે ધીમે બાળક તમારાથી છૂટું પડશે. ઉતાવળા થશો નહિ. ધીરજ રાખજો. તમારા બાળક માટે થોડા દિવસ અહીં આવતાં રહેજો અને ધીમે ધીમે બાળકને તમારાથી છૂટું પડવા દેજો. એ દરમ્યાન તમારા બાળકનાં નામ અમને આવડી જશે અને એ બાળક અમને ઓળખતું પણ થઈ જશે. એને અમારા પર, વર્ગનાં શિક્ષિકાબહેનો પર વિશ્વાસ બેસી જશે. તમારા હૃદયના ટુકડા જેવાં આ બાળકો માટે થોડા દિવસ જરૂર આવજો."

હવે તમને અહીંના એક બીજા બાલમંદિરની વાત કરું. પહેલે જ દિવસે માબાપો અને વાલીઓને ઘેર મોકલી દીધાં. રડતાં બાળકોને એક ઓરડામાં પૂરી દીધાં. ત્રણ દિવસ આવો કાર્યક્રમ ચાલ્યો. ત્રણ દિવસ પછી બાળકો રડતાં બંધ થયાં. બાલમંદિરના આચાર્યશ્રીએ માબાપોને ચિઠ્ઠી લખી મોકલી અને જણાવ્યું કે "તમારું બાળક અહીં બાલમંદિરમાં સેટ થઈ ગયું છે, ગોઠવાઈ ગયું છે અને મજાથી તેનો વિકાસ અહીં થાય છે."

આ રડતાં બાળકોનાં મનમાં માબાપો અને શિક્ષકો પ્રતિ કેવા ભાવ જાગ્યા હશે ? આજે તો તેમણે સહન કરી લીધું. નાનાં છે ને!

પણ માબાપો વૃદ્ધ થશે અને એ બાળકો જુવાન થયાં હશે તે દિવસે શું થશે ? આપણે જનરેશનગેપની ફરિયાદ કરશું અને તેઓ દ્વારા આપણને વૃદ્ધાશ્રમો ભેગાં જ કરવામાં આવશે. આપણી લાગણીઓની કોઈ દરકાર થશે નહિ, કારણ કે આપણે બાવળ વાવ્યો છે, કેરી ક્યાંથી ભાળશું ? અબ્રાહમ લીંકને તો શિક્ષકને લખેલા પત્રમાં આ બધું બાળકને "મૃદુતાથી" શીખવવા કહ્યું છે.

ચાલો, હવે આપણે આચાર્યની બેઠક પાસે જઈએ. ત્યાં તેમની બેઠક પાસે બે ગાદલાં પાથરેલાં છે. સરસ ઓછાડ લગાડ્યા છે. આ બે ગાદલાં મુલાકાતીઓ માટે પાથરેલાં નથી. મુલાકાતીઓ સાથે મળવા માટે તો અલગ જગ્યા છે, પરંતુ બાળકો બપોરે જમ્યા પછી અહીં બાલમંદિરમાં આવે છે. કોઈ દિવસ તેમને ઊંઘ પણ આવે. બાળક ઝોકાં ખાવા લાગે કે તરત જ તેના વર્ગ શિક્ષિકાબહેન ફાલ્ગુનીબહેન તેને પ્રેમથી, હળવેથી તેડીને આ ગાદલાં પર સુવરાવી દે છે. જાણીતાં થયા પછી, થોડાં મોટાં થયા પછી તો ઊંઘ આવે કે તરત જ બાળક આપમેળે અહીં આવીને આ ગાદલામાં સૂઈ જાય છે. કોઈ તેને વઢતું નથી. ઊંઘ લઈને ઊઠે એટલે મોઢું ધોઈ, પાણી પીને બાળક પાછું બાલમંદિરની પ્રવૃત્તિઓમાં પરોવાઈ જાય છે. આપણને આ ગાદલામાં અને બાળકને પ્રેમથી ગાદલામાં સુવાડતાં ફાલ્ગુનીબહેનમાં ગિજુભાઈ દેખાવા જોઈએ. એ તો "મૂછાળી મા"ના પ્રેમભર્યા હાથ છે. આ પાથરેલા ગાદલાની અંદર રહેલા બાલશિક્ષણ અને બાલમનોવિજ્ઞાનના સિદ્ધાંતો આપણે આજે નહિ જોઈએ. ફરી કોઈ વખત વાત. આજે તો માત્ર દર્શન કરવા જ નીકળ્યા છીએ.

હવે અહીં નજર કરો. બાલમંદિર શરૂ થવાને હજુ પંદરેક મિનિટની વાર છે. બાળકોને લઈને રિક્ષાઓ આવવા લાગી છે. બાળકો ધીરે ધીરે પગથિયાં ચડીને પોતાના ઓરડાઓ તરફ જાય છે. તેમના વર્ગશિક્ષકો તેમને આવકારે છે અને તેમની સાથે વાતો કરે છે, ગપસપ કરે છે, ખબરઅંતર પૂછે છે. પારિજાત ટુકડીનાં આ વર્ગશિક્ષિકા નલિનીબહેનની વાતો સાંભળો :

"કેમ નિમિષાબહેન, આજે તો તમે નવું નવું ફ્રોક પહેરીને આવ્યાં છો !

હા. આજે મારો જન્મદિવસ છે.

એમ ! એટલે ત્યારે કપાળમાં ચાંદલો કરીને ચોખા ચોડ્યા છે !

મારી મમ્મીએ ચાંદલો કર્યો છે.

તો તો પછી આજે કંઈક ગળ્યું ગળ્યું ખાઈને આવ્યાં હશો, ખરું ને ?

હા, મને પૂરણપોળી ભાવે છે એટલે મારી મમ્મીએ આજે પૂરણપોળી કરી હતી. મને તો ખાવાની બહુ જ મજા પડી.

તો નિમિષાબહેન, તમને જનમ દિવસના અમારાં ખૂબ ખૂબ અભિનંદન !"

આ બાજુ ગુલાબ ટુકડીમાં અભ્યાસ કરતા મયંકભાઈ ધીમે ધીમે તેના વર્ગશિક્ષિકાબહેન તૃપ્તિબહેન પાસે જાય છે. આંખમાં આંસુ છે. તૃપ્તિબહેન તેને ધીમેથી પાસે બેસાડે છે. માથા પર અને વાંસામાં હાથ ફેરવે છે અને પછી પૂછે છે : "મયંકભાઈ, કેમ રડો છો ?"

હિબકાં ભરતાં ભરતાં મયંકભાઈએ કહ્યું : મારી મમ્મીએ મને માર્યું. કેમ માર્યું ? શું માર્યું ? છાના રહી જાઓ. અને મને વાત કરો.

હું બાથરૂમમાં મારા હાથપગ ધોતો હતો. ત્યાં ડોલ ઢોળાઈ ગઈ એટલે મમ્મીએ મને ધબ્બો માર્યો.

અરરર ! હશે. કંઈ વાંધો નહિ. ચાલો, તમારી મમ્મી પર ચિઠ્ઠી લખી દઉં. "હવેથી મયંકભાઈ ડોલ ઢોળશે નહિ. આથી તેમને મારશો નહિ. પણ મયંકભાઈ જાતે હાથપગ ધૂએ તે માટે ક્યારેક ક્યારેક લોટો પાણી આપવું."

બા બિચારી ચિઠ્ઠી વાંચી શરમાઈ જાય. આ નાનકડી ચિઠ્ઠીમાં અને આ વાતચીતોમાં તમને ગિજુભાઈનાં દર્શન થાય છે ? બાળકોને નિરર્થક મારથી બચાવવા આવા રચનાત્મક રસ્તાઓ ગિજુભાઈ માબાપોને કાઢી આપતા અને બાલશિક્ષણને, બાલજીવનને માર અને ત્રાસથી બચાવવા ચિઠ્ઠીઓ લખી આપતા. આ વાતચીતો અને ચિઠ્ઠીઓ વર્ગશિક્ષિકાઓને બાળકોના અંતરના ઊંડાણ સુધી પહોંચવામાં અને તેમને મદદરૂપ થવામાં ઉપયોગી થાય છે. બાળજીવનને સુખમય બનાવવામાં સહાયભૂત થાય છે. આ નાનકડી વાતમાં બાલશિક્ષણશાસ્ત્ર અને બાલમનોવિજ્ઞાનના ઊંચા સિદ્ધાંતો રહેલા છે. પણ તેની ચર્ચા અત્યારે નહિ કરીએ. ફક્ત ગિજુભાઈનાં દર્શન જ કરીએ.

ગિજુભાઈ કહેતા, "બાલમંદિર ખૂબ સુંદર અને કલાત્મક હોવું જોઈએ. તેમાં જરૂરી કળાકૌશલ્ય અને શણગાર હોવાં જોઈએ." બાલમંદિરને સુંદર રાખવા જરૂર પડ્યે ગિજુભાઈ ખર્ચ પણ કરતા. લોકો કોઈ વાર ટીકા કરતા ત્યારે ગિજુભાઈ કહેતા કે મારી કફનીને હું થીગડાં મારીશ, પણ મારા બાલમંદિરને તો સુંદર અને કળામય બનાવીશ. આ દક્ષિણામૂર્તિનું બાલમંદિર જુઓ. ટેકરી ઉપર કેવું સુંદર બાલમંદિર છે ! પૂજ્ય કસ્તૂરબા અને ગાંધીજીએ એનું ઉદ્‌ઘાટન કર્યું હતું. ગિજુભાઈના મિત્ર જુગતરામભાઈએ આ બાલમંદિર જોઈને સુંદર કાવ્ય બનાવ્યું હતું :

*વહાલું મારું બાલમંદિરિયું !*
*ટેકરીની ઉપર મંદિર અમારું,*
*દેરાની જાણે ધજા !*
*વહાલું મારું બાલમંદિરિયું !*
*સવારે સૂરજ સોનલા રે વેરતા,*
*સાંજે ગુલાલ ઢોળી જાય,*
*વહાલું મારું બાલમંદિરિયું !*

દક્ષિણામૂર્તિ બાલમંદિરના આ મકાનમાં અને સ્થળ પસંદગીમાં તમને ગિજુભાઈનાં દર્શન થવાં જોઈએ.

અહીં બાલમંદિરના શિક્ષકો બાળકોને ભણાવી દેવાની ઉતાવળ કરતા નથી. બાળકને ધીમે ધીમે પોતાની ગતિએ પોતાનો વિકાસ કરવા દે છે. અને તેમાં જરૂરી મદદ અને માર્ગદર્શન કરે છે. આ ધીરજમાં ગિજુભાઈનાં દર્શન થવાં જોઈએ. ગિજુભાઈએ તો એક વિદ્યાર્થીના વિકાસ માટે આઠ-નવ મહિનાની ધીરજ રાખી હતી. આપણે એટલી બધી ધીરજ ભલે ન રાખી શકીએ પણ બાળકને ઝટઝટ ભણાવી દેવા ઉતાવળા અને ઘાંઘા ન થઈએ. ખૂબ ખૂબ ધીરજ રાખવા પ્રયત્ન કરીએ.

આ સામે ઊભાં તે વિમુબહેન બાલમંદિરનાં બાળકોને પતંગિયાં બતાવે છે. ભાદરવા મહિનામાં ઘાસમાંથી થોડી ઈયળો પકડી લાવે. કાચના શીશામાં તેને રાખે અને તેમાંથી ધીમેધીમે કેમ પતંગિયાં થાય તે બાળકોને બતાવે. છેલ્લે એ પતંગિયાનું બરાબર અવલોકન કરીને

પછી હવામાં ઉડાડી મૂકે. બાળકો રંગબેરંગી પતંગિયાં જોઈને ખૂબખૂબ રાજી થાય અને નાચી ઊઠે. કોઈકોઈ વાર સુઘરી, બુલબુલ, દરજીડો વગેરે પંખીઓના માળા, ઈંડાં અને બચ્ચાં બતાવે. અજબ કુતૂહલથી આ માળાઓ જોતાં બાળકોની નવાઈ ભરેલી આંખો તમે જોઈ છે ? મેં તો એ આંખોમાં ગિજુભાઈને રમતા જોયા છે.

કોઈ દિવસ વિમુબહેન બાળકોને આ ટેકરી પર ઊગતી વનસ્પતિઓ બતાવે તો કોઈ દિવસ મોટાં મોટાં વૃક્ષો-વડલો, પીપળો, આંબો, લીમડો, ગુલમહોર, ગરમાળો વગેરેનો પરિચય કરાવે. લીમડાનાં કડવાં પાન ચાખતાં અને ગરમાળાનાં ફૂલ જોઈને આશ્ચર્યચકિત થતાં બાળકોનાં મુખ જોવા જેવાં હોય છે ! કોઈ વાર આ બાળકોને સૂર્યાસ્ત અને સૂર્યોદયનાં દર્શન કરાવે છે તો કોઈ વાર નકળીંગના દરિયાકિનારે કે કોઈ વાર નદીએ સ્નાન કરવા લઈ જાય છે. પર્યાવરણ દર્શન અને પર્યાવરણ પરિચયની આ બધી પ્રવૃત્તિઓમાં ગિજુભાઈ હાજરાહજૂર ભાસે છે.

અરે, આ સામે પટાવાળો બેઠો છે ને ! બાલમંદિરમાં રજા પડી ગઈ છે. બાળકોને ઘરે લઈ જવા માટેની એક રિક્ષા હજુ આવી નથી. બાળકો રસ્તા પર દોડાદોડી કરે છે. તો આ પટાવાળો અહીં આવીને, બાળકોને ભેગાં કરીને તેમને પ્રેમથી વાર્તા કહે છે. વાર્તા દસ-પંદર મિનિટ ચાલશે ત્યાં રિક્ષા આવી જશે અને પછી બાળકો ઘેર ચાલ્યાં જશે. રસ્તા પર દોડાદોડી કરતાં બાળકોને એકઠાં કરી વાર્તા કહેતા આ પટાવાળામાં પણ આપણને ગિજુભાઈ દેખાવા જોઈએ. રસ્તા પર દોડાદોડી કરતાં બાળકોને માત્ર વઢવાને બદલે વાર્તાનો આનંદભર્યો વિકલ્પ આપવામાં તો બાલશિક્ષણનો મોટો સિદ્ધાંત સમાયેલો છે.

અમારા કુટુંબનું એક બાળક અહીં આ બાલમંદિરમાં ભણે છે. એક દિવસ ઘેર આવીને કહે છે : "આજે તો અમને બાલમંદિરમાં બહુ મજા પડી."

"કેમ ? વળી શું થયું ?"

"આજે રક્ષાબંધન છે. અમારી ભારતીબહેન અને ફાલ્ગુનીબહેને અમને ચાંદલા કર્યા. ચોખા ચોડ્યા. પછી રાખડી બાંધી અને પછી એક એક ચોકલેટ આપી. અમને તો બહુ મજા પડી."

આ "બહુ મજા પડી"નું વર્ણન કરતા બાળકની વાતોમાં અને તેના આનંદમાં ગિજુભાઈ નાચતા દેખાય છે ?

અહીંયાં બાળકો જાતે નાસ્તો ખાય છે. આજુબાજુ વેરાય નહિ તે રીતે નાસ્તો કેમ કરાય તે તેમનાં વર્ગ શિક્ષિકાબહેનો તેમને શીખવે છે. "સાથે રમીએ સાથે જમીએ"ની પ્રાર્થના બોલીને બાળકો આજની લોકશાહીવાળી દુનિયાનો અતિ મહત્ત્વનો સંસ્કાર મેળવે છે. ધ્રુપદભાઈ અને તરુબહેન ડોયાથી પાણી લઈને કેમ પીવાય તે કેટલા પ્રેમથી અને સ્વાભાવિકતાથી વર્ગમાં શીખવે છે ! ધ્રુપદભાઈ પાસે ડોયાથી પાણી લઈને પ્યાલાથી પીવાની પ્રેક્ટીસ કરતાં બાળકોને જોવાં એ એક લહાવો છે !

કેટલું કેટલું યાદ કરશું ? પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ હોય છે !

કવિ કલાપીની પેલી વિખ્યાત પંક્તિઓ પણ હવે તો નજર સામે તરવરવા લાગી હશે. "જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની !"

अलं अनेन ! આટલે આપણે અટકીએ. ગિજુભાઈ નમો નમઃ

(ગિજુભાઈ જયંતી – ૨૦૦૦) –ભારતભાઈ પાઠક



## સ્વાશ્રય અને સ્વાધીનતાની કેળવણી

આપણે એટલે ગામડાંઓ, અને ગામડાંના શિક્ષણનો ઉકેલ એટલે રાષ્ટ્રના જીવનનો ઉકેલ. બાલજીવનના પ્રશ્નો ઉકેલવા આપણે મોન્ટેસોરીને પણ ત્યાં લઈ જઈએ. સ્વાશ્રય અને સ્વાધીનતા એ મોન્ટેસોરી પદ્ધતિનો પ્રાણ છે. એ વસ્તુ મોન્ટેસોરી પદ્ધતિ પાસે ન હોત તો આપણને તેનો કશો ખપ ન પડત, પણ ગામડું આજે શ્રમનું જીવન માગે છે. એદી જીવન, પરાવલંબી જીવન, એ જ આજે આપણા જીવનની મહાન બદી છે. ગામડું એટલા માટે લૂંટાય છે કે તે અજ્ઞાનમાં છે, વહેમના અંધકારમાં છે, બુદ્ધિની જાડાઈમાં છે. અને એથી સૌથી વધારે આજે ગામડું ભયમાં છે. અને ગામડું એટલે આપણે સૌ : આપણે, આપણાં શહેરો, આપણું આખું રાષ્ટ્ર. એ ગામડાં માટે આપણને મોન્ટેસોરી પદ્ધતિ ફેંકી દેવા જેવી લાગત — જો તે નિર્ભયતાની કેળવણી આપનાર ન હોત, સ્વાશ્રયી બનાવનાર ન હોત, નિર્મળ જ્ઞાનદાતા ન હોત અને ગુલામીમાંથી મુક્તિ અપાવનાર ન હોત.

– ગિજુભાઈ